# પ્રકાશકીય નિવેદન :

પૂ. સિદ્ધાન્તમહોદધિ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટધર-રત્ન, પૂ. પરમ પ્રવચનપ્રભાવક, વ્યાખ્યાન-વાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા, પોતાના સુવિશાળ શિષ્ય-પ્રશિષ્યાદિ મુનિપરિવાર સાથે **વિ. સં. ૨૦૨૦માં મુંબઈ**માં શેઠ મોતીશા લાલબાગ જૈન ઉપાશ્રયે ચતુર્માસાર્થે વિરાજમાન હતા રોજનાં સવારના તેઓશ્રીનાં પ્રવચનો ઉપરાન્ત, **'આત્માની ઉન્નતિનાં સોપાન'** એ વિષય ઉપર રવિવારે બપોરે અઢીથી ચાર વાગ્યાના સમય દરમ્યાન જાહેર પ્રવચનો થયાં હતાં. એમાંથી માત્ર દશ પ્રવચનોનું જ અવતરણ અમે લઈ શક્યા હતા; પણ, એ અવતરણનો સારભૂત ભાગ તૈયાર કરતાં, અન્ય પ્રવચનોનો સારભૂત ભાગ પણ યથાશક્ય ઉમેરી દેવાની અમે કાળજી રાખી હતી.

**'આત્માની ઉન્નતિનાં સોપાન'** વિષયક આ પ્રવચનોનાં સારભૂત અવતરણો શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકમાં બે વાર પ્રગટ કરવા છતાં પણ, આ પ્રવચનોનાં સારભૂત અવતરણો ગ્રન્થસ્થ કરવાની સૂચના અને ભલામણ શ્રી જૈન પ્રવચનના રસિકો તરફથી વારંવાર થયા કરતી હતી. આથી **'આત્મોન્નતિનાં સોપાન'** નો પહેલો ભાગ તૈયાર કરીને, શ્રી જૈન પ્રવચનના સને ૧૯૭૨ના વાર્ષિક ગ્રાહકોને અને બીજો ભાગ તૈયાર કરીને શ્રી જૈન પ્રવચનના સને ૧૯૭૩ના વાર્ષિક ગ્રાહકોને ભેટ તરીકે અપાયો હતો. આ ત્રીજો ભાગ શ્રી જૈન પ્રવચનના સને ૧૯૭૪ના વાર્ષિક ગ્રાહકોને ભેટ આપવાનો છે.

પહેલા ભાગમાં પહેલાં ચાર પ્રવચનોના સારભૂત અવતરણનો સમાવેશ અને બીજા ભાગમાં ૫-૬-૭ એમ ત્રણ પ્રવચનોના સારભૂત અવતરણનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ ત્રીજા ભાગમાં ૮-૯-૧૦ એમ ત્રણ પ્રવચનોના સારભૂત અવતરણનો સમાવેશ કરાયો છે.

આ દશેય પ્રવચનો મુંબઈમાં શેઠ મોતીશા લાલબાગ જૈન ઉપાશ્રયના વિશાળ વ્યાખ્યાન હૉલમાં અપાયાં હતાં. આ જાહેર પ્રવચનોનું શ્રવણ કરવાને માટે, ચતુર્વિધ શ્રીસંઘ ઘણી મોટી સખ્યામાં ઉપસ્થિત થતો હતો અને મોડાં પડનાર ભાઈ-બેનોને કેટલીક વાર તો નિરાશ થઈને બહાર બેસી રહેવું પડતું હતું અગર પાછા જવું પડતું હતું.

આ પુસ્તક જેમ શ્રી જૈન પ્રવચનના સને ૧૯૭૪ના વાર્ષિક ગ્રાહકોને ભેટ આપવામાં આવશે, તેમ એક નકલના બે રુપિયાની કિંમતે આનું છૂટક વેચાણ પણ કરવામાં આવશે. અમો પુસ્તકો મર્યાદિત સંખ્યામા જ છપાવીએ છીએ, એટલે જેમને આ પુસ્તકની નકલ જોઈએ, તેમણે તાકીદે તે મેળવી લેવાની ભલામણ છે. આ પુસ્તકની એક નકલ રજી. બુ. પો થી મોકલતાં આશરે દોઢ રુપિયાનો ખર્ચ આવે, એટલે જેમને આ પુસ્તક જોઈએ તેમણે સાડા ત્રણ રુપિયાનો મનીઑર્ડર કરવો પડે આથી બની શકે ત્યાં સુધી રુબરુ આવીને કે સંગાથ જોગ જોઈતી નકલો મંગાવી લેવી એ હિતાવહ છે.

શ્રી જૈન પ્રવચન સાપ્તાહિક શરૂ થયું ત્યારે વાર્ષિક ગ્રાહકોને ભેટપુસ્તક આપવાની પ્રથા હતી જ નહિ, પણ કેટલાક વર્ષો બાદ ભેટ પુસ્તક આપવાની પ્રથા શરૂ કરાઈ. જામનગરનિવાસી સ્વ. શેઠ શાન્તિદાસ ખેતશીભાઈ તરફથી, દર વર્ષે શ્રી વીરશાસન સાપ્તાહિકના ગ્રાહકોને આ પ્રકારનું પુસ્તક ભેટ આપવામા આવે એ આશયથી, દશ હજાર રુપિયાની રકમ શ્રી વીરશાસન કાર્યાલયને ભેટ અપાઈ હતી અને તદનુસારે દર વર્ષે શ્રી વીરશાસન કાર્યાલય શ્રી વીરશાસનના ગ્રાહકોને આ પ્રકારનું પુસ્તક ભેટ અપાતું હતું સમય જતા, શ્રી વીરશાસન સાપ્તાહિકનું પ્રકાશન સ્થગિત થયું અને મજકુર દશ હજાર રુપિયાની રકમ શ્રી જૈન પ્રવચન કાર્યાલયને આપવામા આવી. એટલી રકમથી શ્રી જૈન પ્રવચનના વાર્ષિક ગ્રાહકોને ભેટપુસ્તક આપી

શકાય એ શક્ય નહોતું, કારણ કે ગ્રાહક સંખ્યા મોટી હોવા સાથે મોંઘવારી પણ રોજ-બ-રોજ વધ્યે જતી હતી. એટલે એ દશ હજાર રુપિયા તો થોડા સમયમાં ખર્ચાઈ ગયા. આમ છતાં પણ, શ્રી જૈન પ્રવચનના વાર્ષિક ગ્રાહકોને ભેટપુસ્તક આપવાની શરૂ કરવામાં આવેલી પ્રથા વર્ષો થયા ચાલુ રાખવામા આવી છે.

આત્મોન્નતિનાં સોપાન બીજા ભાગના પ્રકાશકીય નિવેદનમાં જણાવ્યા મુજબ કેટલાંક અનિવાર્ય કારણોને લઈ ને, શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકનું પ્રકાશન સને ૧૯૭૪ના આરંભથી બંધ કરવાની ભાવના હતી; પણ ઘણા વાચકોની આગ્રહભરી માંગણીથી આ ટ્રસ્ટના ટ્રસ્ટી સાહેબોએ સને ૧૯૭૪માં શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકનું પ્રકાશન ચાલુ રાખવાનો નિર્ણય કર્યો છે તેની નોધ લેવા વાંચકોને વિન તિ છે.

આ પુસ્તકમા અમારા અનુપયોગાદિથી અગર મુદ્રણદોષ આદિ કારણે જો કોઈ પણ અશુદ્ધિ રહી જવા પામી હોય અગર હકીકતફેર થઈ જવા પામેલ હોય, તો તે બદલ અમો 'મિચ્છા મિ દુક્કડં' દઈએ છીએ; અને જે કોઈ વાંચકના લક્ષમાં એવું કાંઈ આવે, તે અમને વિગતથી જણાવે, એટલી વિનંતિ કરીએ છીએ.

## ૦ અનુક્રમણિકા ૦

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमस्वामिने नमः ।

# આત્મોન્નતિનાં સોપાન

## ત્રીજો ભાગ

[ પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર–પૂ. સિદ્ધાન્ત-મહોદધિ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટધરરત્ન–પૂ. પરમ પ્રવચનપ્રભાવક વ્યાખ્યાન–વાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાનાં આ વિષયક ૧૦ જાહેર પ્રવચનોમાંથી પહેલા ભાગમાં ચાર પ્રવચનો અને બીજા ભાગમાં ત્રણ પ્રવચનો અપાયાં હતાં. આ ત્રીજા ભાગમાં છેલ્લા ત્રણ પ્રવચનોનું સારભૂત અવતરણ અપાય છે ]

### આઠમું પ્રવચન :

**સાચી શ્રદ્ધામાં સુસ્થિર બનવું પડશે :**

અનન્ત ઉપકારી મહાપુરુષો ફરમાવે છે કે–આત્મતત્ત્વના અસ્તિત્વને માનનારા જીવોને જ આત્માની ઉન્નતિનો વિચાર આવી શકે; પણ આત્મતત્ત્વના અસ્તિત્વને માનનારા એવા પણ જે જીવો, તે જીવો જ્યાં સુધી આત્માનું વાસ્તવિક સ્વરૂપ કે જે મોક્ષ છે, તે મોક્ષને વાસ્તવિક સ્વરૂપમાં માનતા ન થાય અને એ મોક્ષને માન્યા પછીથી પણ, એ મોક્ષને સાધવાનો જે વાસ્તવિક કોટિનો ઉપાય છે, તે ઉપાયના સેવનમાં જ્યાં સુધી પ્રવર્તમાન ન થાય, ત્યાં સુધી આત્મતત્ત્વના અસ્તિત્વને માનનારા પણ એ જીવો, પોતાની એટલે

કે પોતાના આત્માની ઉન્નતિને વાસ્તવિક રીતિએ સાધનારા બની શકે એ સંભવિત નથી. આ વાત આપણા ધ્યાનમાં જો બરાબર આવી જાય, તો આપણને એમ લાગ્યા વિના રહે નહિ કે–સમ્યક્ત્વના જે છ સ્થાન જ્ઞાનિઓએ કહ્યાં છે, તેમાંનાં પહેલાં ચાર સ્થાન કદાચ પમાઈ પણ ગયા હોય, તો પણ સમ્યક્ત્વનું જે પાચમું સ્થાન છે તે અને સમ્યક્ત્વનું જે છઠ્ઠું સ્થાન છે તે, એ બે સ્થાનોના સંબંધમાં આત્મામાં સાચી શ્રદ્ધા પ્રગટ્યા વિના અને એ શ્રદ્ધાને અનુસારે પોતાના આત્માના મોક્ષને માટે, મોક્ષનો જે વાસ્તવિક કોટિનો ઉપાય છે, તેના આદર અને આચરણમાં તત્પર બની ગયા વિના, કોઈ પણ આત્મા પોતાની સાચી ઉન્નતિ સાધી શક્યો નથી, સાધી શકતો નથી અને સાધી શકશે પણ નહિ જેણે જેણે પોતાના આત્માની સાચી ઉન્નતિ સાધવી હશે, તે તે આત્માએ સમ્યક્ત્વનું પાંચમું સ્થાન કે જે મોક્ષ છે, તે સ્થાનની શ્રદ્ધા કેળવીને 'મારે એ સ્થાન જ પ્રાપ્ત કરવુ છે.'–એવો દૃઢ નિર્ધાર કરવો પડશે, અને, પોતાના એ નિર્ધારને સારી રીતિએ સફલ કરવાને માટે, સમ્યક્ત્વનુ છઠ્ઠું સ્થાન કે જે મોક્ષનો ઉપાય છે એવી શ્રદ્ધાનુ છે, તે શ્રદ્ધામાં સુસ્થિર બનીને અને અનન્તજ્ઞાનિઓએ બતાવેલા મોક્ષના ઉપાયના આદરમા અને આચરણમાં તત્પર બનીને જ જીવવાનો પુરુપાર્થ કરવો પડશે. આ વાત જો બરાબર ધ્યાનમાં આવી જાય, તો આપણને જરૂર એમ લાગે કે–સમ્યક્ત્વનું પાંચમુ સ્થાન કે જે મોક્ષ છે–એમ માનવું એ છે અને સમ્યક્ત્વનુ છઠ્ઠુ સ્થાન કે જે મોક્ષનો ઉપાય છે–એમ માનવું એ છે, એ બે સ્થાનો વિપેની સાચી શ્રદ્ધામા સુસ્થિર બન્યા વિના, આ મનુષ્યજન્મ કે જે મુક્તિનું સાધન બને એવો છે, તે અનન્તી વાર પણ મળે, તોય તે આપણે માટે મુક્તિનું સાધન બને નહિ; એટલું જ નહિ, પણ મુક્તિનું સાધન બને એવો પણ આ મનુષ્યજન્મ, એના દુરુપયોગ દ્વારા આપણને સંસારમાં ભટકાવનારો જ બને.

## હજુ સંસારમાં કેમ ભટકીએ છીએ?

એટલે, હજુ સુધી આપણે આ સંસારમાં ભટકીએ છીએ, તેનુ કારણ પણ એ છે। જે કોઈ જીવો સસારમા ભટકયા કરે છે, તે એથી જ કે–સમ્યક્ત્વના પાચમા અને છટ્ઠા સ્થાનને તેમણે પોતાના હૃદયમા બરાબર સ્થાન આપ્યુ નહિ એથી અને એ સ્થાનોને હૃદયમાં બરાબર સ્થાન આપીને જેવો અને જેટલો પુરુષાર્થ કરવો જોઈએ તેવો પુરુષાર્થ હજુ કર્યો નથી એથી। જે જે જીવોએ સમ્યક્ત્વના પાચમા સ્થાનને અને સમ્યક્ત્વના છટ્ઠા સ્થાનને પોતાના હૃદયમાં બરાબર સ્થાન આપ્યું અને એ સાથે મોક્ષને માટે મોક્ષના સાચા ઉપાયને યથાયોગ્ય પ્રકારે સેવવાનો પુરુષાર્થ બરાબર આદર્યો, એ જીવો તો મોક્ષે પહોચી ગયા અને આ સસારમાં ભટકવાનું એમને સદાને માટે બધ થઈ ગયું. આત્માનો મોક્ષ જેને સાચે જ રૂચી જાય, એને આત્માના મોક્ષનો ઉપાય જાણવાનુ અને એને સેવવાનું મન થયા વિના રહે નહિ, એવા આત્માને તરતમા અગર તો ક્રમે કરીને પણ મોક્ષનો જે વાસ્તવિક ઉપાય અનન્તજ્ઞાનિઓએ દર્શાવેલો છે તે ઉપાય જાણવામાં આવે જ; અને, એ ઉપાયને જાણીને એ ઉપાયના એક માત્ર આદરમાં અને આચરણમા જે આત્મા લાગી જાય, તેનો અલ્પ કાળમા મોક્ષ થયા વિના પણ રહે જ નહિ મોક્ષ રૂચે અને એનો સાચો ઉપાય સમજમાં આવે અને એને સેવે, એવો આત્મા સંસારમાં ભટકતો જ રહે, એ બનવાજોગ છે? નહિ ને? તો, આ વાત ઉપરથી આપણે આપણો વિચાર કરવાનો છે કે–હજુ આપણે આ સંસારમા ભટકીએ છીએ, તો શાથી હજુ આપણે આ સંસારમાં ભટકીએ છીએ? આમ આપણે ભલે એમ બોલતા હોઈએ કે–'મોક્ષ છે અને અનન્તજ્ઞાનિઓએ બતાવેલો મોક્ષનો ઉપાય પણ છે.' પણ આપણે એ વિચારવું જોઈએ કે–'મારે મારા આત્માનો મોક્ષ સાધવો છે.'--એવું ખરેખર આપણા દિલમાં ઉગ્યુ છે? અને એથી, 'મારે અનન્તજ્ઞાનિઓએ બતાવેલા મોક્ષના ઉપાયનું સેવન

સર્વસ્વના ભોગે પણ કરવું જોઈએ.' એવું પણ આપણે હૈયે ઉઠ્યું છે? અનન્તજ્ઞાનિઓએ બતાવેલા મોક્ષના ઉપાયનું સેવન કરવાનું અને એ સેવન દ્વારા મોક્ષ સાધવાનુ મનમાં જો બરાબર ઉગ્યું હોય, તો એ ઉપાયના સેવનમા અન્તરાય કરનારા કર્મોના ઉદય સામે આપણે ઝઝૂમતા હોઈએ ને? ક્યારે એ કર્મોનું બલ ક્ષીણ થાય અને ક્યારે આપણું આત્મબલ વિશેષ સ્ફુરાયમાન થાય, એમ આપણને થયા કરતું હોય ને? એ વિના, 'મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે.'– એમ બોલવા માત્રથી વળે શું? એ બોલ્યું પણ સાર્થક ત્યારે થાય, કે જ્યારે 'મારે જોઈએ એક માત્ર મોક્ષ જ અને એ માટે મારે જોઈએ અનન્તજ્ઞાનિઓએ બતાવેલા મોક્ષના ઉપાયનું સેવન જ!'–એમ આપણા મનમાં ઉગે પછી તો એવું થાય કે– કર્મવશ સંસારની ક્રિયા કદાચ કરવી પણ પડતી હોય, તોય મનમાં આ ભાવ હોય અને ધર્મક્રિયા કરતા તો મનમા આ ભાવ અવશ્ય હોય!

## ભિન્ન ભિન્ન પ્રકૃતિનું વર્ણન શા માટે?

આવી અવસ્થા ઉત્તમ પ્રકૃતિવાળા બનેલા આત્માઓ જ પામી શકે છે, અથવા તો, આ સંસારમા ઉત્તમ પ્રકૃતિવાળા આત્માઓમાં તે જ આત્માઓ ગણાય, કે જે આત્માઓ આવી માનસિક અવસ્થાને પામ્યા છે અને એથી જે આત્માઓનુ લક્ષ્ય આવી માનસિક અવસ્થાને અનુરૂપ પુરુષાર્થ કરવાનું બની ગયું છે. સંસારમા બધા પુરુષો આવી ઉત્તમ પ્રકૃતિવાળા હોતા નથી. સંસારમા તો જીવો જુદી જુદી પ્રકૃતિવાળા હોય છે. આ સંસારમા મનુષ્યજન્મને પામેલા પણ જીવો કેવી કેવી પ્રકૃતિવાળા હોય છે, એનું વર્ણન શ્રી તત્ત્વાર્થ સૂત્રની કારિકામા શ્રી તત્ત્વાર્થ સૂત્રના રચયિતા મહાપુરુષે કરેલું છે. આત્માના મોક્ષનો સાચો ઉપાય બતાવવાનો હોઈને, એ પરમ ઉપકારી પુણ્ય-પુરુષે શ્રી તત્ત્વાર્થ સૂત્રની કારિકામાં બતાવ્યું છે કે–ઉત્તમ પ્રકૃતિવાળા પુરુષો જ મોક્ષના આ સાચા ઉપાયને આદરી શકે છે આ વસ્તુનું

વર્ણન કરવાને માટે, એ પુણ્યપુરુષે છ પુરુષપ્રકૃતિનું વર્ણન કર્યું છે આ સંસારમાં, મનુષ્યોમાં, અધમાધમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે, અધમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે, વિમધ્યમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે, મધ્યમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે, ઉત્તમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે અને ઉત્તમોત્તમ પ્રકૃતિવાળા મનુષ્યો પણ હોઈ શકે છે. એટલે, કયો મનુષ્ય કયી પ્રકૃતિવાળો છે-એ જાણી શકાય અને જીવ પોતે પોતાની પ્રકૃતિ કેવા પ્રકારની છે-એનો નિર્ણય કરી શકે તેમજ 'તજવા જેવી પ્રકૃતિનો ત્યાગ કરવાને માટે અને પ્રાપ્ત કરવા યોગ્ય પ્રકૃતિને પ્રાપ્ત કરવાને માટે મારે શું શુ કરવું જોઈએ ?'-એ વાતને જીવ સમજી શકે અને એ સમજીને એ જીવ ઉત્તમ પ્રકૃતિની પ્રાપ્તિ માટે પુરુષાર્થશીલ બને-એ હેતુથી, શ્રી તત્ત્વાર્થ સૂત્રના રચયિતા મહાપુરુષે, એ છએ પ્રકૃતિવાળા પુરુષો કેવા કેવા પ્રકારના હોય છે, એનું વર્ણન પણ કરેલું છે એ વર્ણનને લક્ષમાં રાખીને, આપણે અત્યાર સુધીમાં અધમાધમ પ્રકૃતિવાળા પુરુષો કેવી મનોવૃત્તિવાળા હોય છે, અધમ પ્રકૃતિવાળા પુરુષો કેવી મનોવૃત્તિવાળા હોય છે અને વિમધ્યમ પ્રકૃતિવાળા પુરુષો કેવી મનોવૃત્તિવાળા હોય છે, એ વિષે કેટલોક વિચાર કરી આવ્યા છીએ

**અધમાધમ બે પ્રકારના :**

એમાં આપણે જોઈ આવ્યા કે-અધમાધમ પ્રકૃતિવાળા પુરુષો એવા બિચારા હોય છે કે-એ જીવો આ લોકમાંય દુઃખી હોય અને આ લોકમાં એ જીવે પણ એવી રીતિએ કે જેથી એ બિચારા પરલોકમાં પણ દુર્ગતિને પામે ને દુઃખી થાય એ જીવોમાં આપણે બે પ્રકારના જીવોની વાત કરી હતી. એમાં, એક પ્રકારના જીવો તો એવા કે-સંસારમાં ગણાતી જે સુખની સામગ્રી, તેનાથી વિહીન અને બીજા પ્રકારના જીવો એવા કે-એ હોય શ્રીમન્ત, પણ એમના

લોભાદિ એવા ભારે હોય કે—એ ધનિક હોવા છતાં પણ હોય ખરી રીતિએ મહા દુ:ખી ! અજ્ઞાનથી અને લોભાદિ કષાયના જોરથી એ આ લોકમાં એવા દુ:ખી હોય કે—એમને કોઈ દુ:ખમાંથી બચાવવા માંગે તોય બચાવી શકાય નહિ એવા એ હોય. જે જીવોને ખાવા-પીવાનું, બેસવા-ઉઠવાનું, પહેરવા-ઓઢવાનું ઠેકાણા જેવું ન હોય અને એનું ખાસ જ્ઞાન જેવું પણ જે જીવોને ન હોય, ઘોર પાપ લઈને જન્મેલા અને ઘોર પાપ કરીને જીવનારા જે જીવો હોય; વળી જે જીવો મહા અધમ ગણાતાં જાતિ-કુળમાં જન્મેલા હોય અને પેટ ભરવાને માટે જ્યાં-ત્યાં ભટકતા હોય, જે જીવો જેમ તેમ જીવતા હોય, વ્યભિચારાદિ કરતા હોય, હિંસાદિમય જીવન જીવતા હોય, ટાઢ-તડકા-વરસાદમાં જ્યાં ત્યાં ઘૂમતા ફરતા હોય અને પશુ સાથે પશુ જેવા થતા હોય, એવા બિચારા અજ્ઞાન અને સામગ્રીહીન અધમાધમ જીવો તો દયાપાત્ર જ ગણાય ને ? પણ, અધમાધમ પ્રકૃતિના જીવોમાં એવા પણ જીવો હોય કે—આમ શહેરમાં વસતા હોય અને ધનાદિ સામગ્રી પણ જેમની પાસે ઠીક ઠીક હોય, છતાં અજ્ઞાન અને લોભાદિથી એ દુ:ખમય જીવન જીવતા હોય ! એવા જીવોય દયાપાત્ર તો ખરા જ, પણ તમે એમની દયા કરી શકો નહિ એવા એ હોય !

**મહા ધનવાન મમ્મણ દેખાયો દુ:ખી તરીકે :**

તમને મમ્મણ નામના વણિકનો પ્રસંગ યાદ છે ? એ માલદાર હતો ને ? હા, માલદાર તો ખરો, પણ એય જેવો તેવો માલદાર નહિ ! પણ, જે કોઈ એને જૂએ અને જાણે તે દેખીતી રીતિએ એને દુ:ખી તરીકે જૂએ એવો એ હતો ને ? એ જંગલમાં વસતો હતો ? ના, શહેરમાં વસતો હતો ! છતાં પણ એ મરીને નરકે ગયો ને ? એ શહેરી હોવા છતાં પણ, વણિક હોવા છતાં પણ અને ઘણું ઘણું ધન એની પાસે હોવા છતાં પણ, મરીને એ નરકે ગયો એવું શાસ્ત્રમાં આવે છે.

એની દયા શ્રી શ્રેણિકની પત્ની ચિલ્લણાને આવી હતી, પણ

જ્યારે એનું દુઃખ શું છે એ જાણવામાં આવ્યું, ત્યારે મહારાજા શ્રેણિકને અને મહારાણી ચિલ્લણાને ખાતરી થઈ ગઈ કે-આનું દુઃખ આપણાથી ટાળી શકાય એવું નથી !

એમ કહેવાય છે કે-અમાવાસ્યાની રાત્રિ હતી અને ચોમેર ઘોર અન્ધકાર વ્યાપી રહ્યો હતો. વરસાદ મુશળધાર વરસી રહ્યો હતો અને પવન સુસવાટાભેર વાઈ રહ્યો હતો. વાદળાં ભારે ગડગડાટ મચાવી રહ્યાં હતા અને વીજળીઓ ઝબુક્યા કરતી હતી. એમાં રાજગૃહી નગરી પાસેની નદીમા ભારે પૂર આવ્યું અને નદી બેય કાંઠે છલોછલ ભરાઈ ગઈ. એ પૂરમાં નાનાં નાનાં વૃક્ષો વગેરે તણાતાં તણાતા આવી રહ્યાં હતાં.

મહારાજા શ્રેણિક, પોતાની પત્ની શ્રીમતી ચિલ્લણાદેવી સાથે, એ વખતે પોતાના મહાલયના ગવાક્ષમાં બેઠા હતા અને ગવાક્ષમાં બેઠે બેઠે એ બન્નેય આ બધું જોઈ રહ્યાં હતાં

એક વાર વીજળીનો ઝબકારો થતા એમણે જોયું કે-એક માણસે પોતડી પહેરીને નદીના પૂરમાં ઝંપલાવ્યું છે અને એ માણસ નદીમાં તણાઇને આવતાં લાકડાં એકઠાં કરી રહ્યો છે.

આવું દૃશ્ય આંખે પડતાંની સાથે જ, ચિલ્લણાદેવીનું હૃદય દુઃખી દુઃખી થઈ ગયું. ચિલ્લણાદેવીને થયું કે-'મારા સ્વામિના રાજ્યમાં આવો દુઃખી માણસ છે ?, કે જે માણસને આવી કાળી રાત્રિએ આવા ધસમસતા પૂરમા લાકડાં ભેગા કરવાને માટે પાણીમા પડતું મૂકવુ પડે !'

ચિલ્લણાદેવીનું અન્તઃકરણ દયાથી આર્દ્ર બની ગયુ અને એથી એમને પોતાના સ્વામિને ઉપાલમ્ભ આપવાનુ મન થઈ ગયુ. મહારાજા શ્રેણિકને એ કહે છે કે-'આપનું રાજ્ય અને એમાં આવો દુઃખી માણસ ? સ્વામિન્ ! આમ તો આપ ઘણાને ઘણુ આપો છો, છતાં આપના રાજ્યમા આવો દુઃખી માણસ છે એની આપને ચિન્તા થઈ છે કદી ? આપ તો ભરેલાને ભરો છો, વરસાદની જેમ

જ્યાં-ત્યાં વરસો છો, પણ મારા રાજ્યમા કોઈ આવો દુઃખી માણસ છે કે નહિ એની ચિન્તા આપે કરી છે ખરી ?'

મહારાજા શ્રેણિકે પણ એ દૃશ્ય જોયું હતુ અને એથી એ પોતે પણ વિમાસણમાં પડી ગયા હતા. એમાં ચિલ્લણાદેવીએ આવા પ્રકારે ઉપાલમ્ભ આપ્યો. એમને થાય છે કે-મારા રાજ્યમાં આવો કોઇ દુ ખી હોય એ બનવાજોગ નથી, છતા આખ સામે દુ.ખી દેખાય છે એ હકીકત છે.

ચિલ્લણાદેવી કહે છે કે-'જૂઓ, કેવી કાળ જેવી કાળી રાત્રિ છે ? કેવો વરસાદ વરસી રહ્યો છે ? કેવું પૂર આવી ગયું છે અને આવ્યે જાય છે ? આવા પૂરમાં, આવી વેળાએ, લાકડા ભેગાં કરવાને માટે મહા દુઃખી હોયા વિના કોઈ પડે ખરૂં ?'

મહારાજા શ્રી શ્રેણિક કહે છે કે-'દેવા ! જરૂર તપાસ કરાવીએ અને એ દુ.ખી હોય તો આપણે એના દુ ખનું નિવારણ કરીએ !'

**રાજાના ગુણ :**

સારા રાજાની આ વાત છે. રાજ્યમાં કોઈ ખાધે-પીધે ને પહેર્યે-ઓઢ્યે દુ ખી હોય તો તે ન રાજાથી ખમાય કે ન રાણીથી ખમાય. પોતાના રાજ્યમાં એવો કોઈ દુ ખી હોય તો એ આપણું કલ ક છે, એમ એ રાજા માનતા. પોતા કરતા કોઈની પાસે અધિક સુખ હોય તો તે ઝૂટવી લેવાની દાનત નહિ અને પોતાના રાજ્યમાં કોઈ પણ માણસ દુ ખી હોય તો તેના દુ ખને ટાળવાનો પ્રયત્ન કર્યા વિના એ રહે નહિ, એવા એ રાજા હતા.

મહારાજા શ્રી શ્રેણિકે તરત જ પોતાના માણસોને એ માણસ કોણ છે એની તપાસ કરવાની આજ્ઞા ફરમાવી અને બીજે દિવસે એ માણસને તેમણે પોતાની પાસે બોલાવ્યો. એ આવ્યો એટલે મહારાજા શ્રેણિકે પૂછ્યું કે-'તું કોણ છે ? અને, તારે એવું તે શું કારણ છે કે જે કારણે તુ આવા પ્રકારે લાકડાં એકઠા કરે છે ?' એના જવાબમા એ માણસ કહે છે કે-'મહારાજ ! હું આ રાજગૃહીમાં

જ વસનારો એક વણિક છું. મમ્મણ મારૂં નામ છે. મારી પાસે બે બળદ છે. એ બેમાંના એક બળદનુ એક શીંગડું ખૂટે છે. એ શીંગડું મેળવવાને માટે હું આ બધો પરિશ્રમ કરૂં છું.'

મહારાજા શ્રી શ્રેણિકને શી ખબર કે–આ મમ્મણ કેવા બળદની વાત કરે છે? એ તો કોઈ સામાન્ય વૃષભની વાત સમજ્યા અને એમને થયું કે–આને જો નવી બળદની જોડી જોઈતી હોય અને એથી આનું દુઃખ ટળતું હોય, તો રાજ્યની પશુશાળામાંથી આને હું સારામા સારા બે બળદ અપાવી દઉં, કે જેમનાં શીંગડામાં પણ ખામી હોય નહિ.

**મમ્મણને ઘરે રાજા–રાણી :**

મહારાજા શ્રેણિક આવો કાંઈક વિચાર કરી રહ્યા છે, ત્યાં તો મમ્મણ નામનો એ વણિક શ્રી શ્રેણિકને કહે છે કે–'આપ બીજો કાંઈ વિચાર કર્યા વિના મારે આંગણે પધારો અને મારા બે બળદને આપ નજરોનજર જુઓ. તે પછી આપને જે કાંઇ કરવું હોય તે કરજો!'

મહારાજા શ્રી શ્રેણિકના મનમાં કૌતુક પેદા થયું કે–આની પાસે એવા તે કેવા બે બળદ હશે, કે જે એને મને બતાવવાનું આ મન કરે છે? મહારાણી શ્રીમતી ચિલ્લણાદેવીના મનમાં પણ એવું જ કૌતુક પેદા થયુ! રાતે જેને મહા દુઃખી તરીકે જાતે જોયો છે, એ માણસ પોતાના બળદ જોવાને આવવાનું આ રીતિએ આમન્ત્રણ કરે, ત્યારે મનમાં કૌતુક પેદા થાય એમા નવાઈ છે? કોણ જાણે, આના બે બળદ કેવાય હશે, એવો વિચાર પણ આવે ને?

આથી મહારાજા શ્રી શ્રેણિક અને મહારાણી શ્રીમતી ચિલ્લણાદેવી એ બેય જણા એ મમ્મણ વણિકને ઘરે ગયાં. તેમને મમ્મણ વણિક પોતાના ઘરની પહેલેથી બીજી ભૂમિએ અને બીજીથી ત્રીજી ભૂમિએ લઈ ગયો. મમ્મણના ઘરની પહેલી અને બીજી ભૂમિ જોતાં તો એ ઘર દુઃખી માણસનું ઘર હોય એવું જણાયું, પણ જ્યાં એ રાજા–રાણી

મમ્મણના ઘરની ત્રીજી ભૂમિએ પહોંચ્યાં અને મમ્મણે જ્યાં એ ભૂમિમાં રાખેલા પોતાના બે બળદ દેખાડ્યા, ત્યાં તો એ જોઈને રાજા અને રાણી બેય આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં.

**સોનાના બળદ :**

એ બળદ સામાન્ય બળદ નહોતા, પણ આકાર માત્રથી એ બળદ હતા. નક્કૂર સોનાથી જ એ બે બળદનો આકાર બનાવાયેલો હતો. એ સુવર્ણમય બે બળદમાંના એક બળદનાં બેય શીંગડાં રત્નમય હતાં અને બીજા બળદનુ એક શીંગડું રત્નમય હતુ. બીજા બળદનું બીજું શીંગડું બનાવવાને માટેની મમ્મણની મહેનત ચાલુ હતી, એમ મહારાજા શ્રી શ્રેણિક સમજી ગયા. બે બળદ કેવા? સોનાના; તે પણ પોલા નહિ, નક્કૂર! અને શીંગડા? રત્નમય! આવો માલદાર માણસ, અને એને એમણે જોયો હતો કેવી હાલતમાં? અંધારી રાતે, વરસતા વરસાદે, પવન જોસથી ફુંકાતો હતો ને વીજળીઓ ઝબુકતી હતી ત્યારે, નદીમાં આવેલા પૂરમાં તણાઇ તણાઈને આવતાં લાકડાને એકઠો કરતો! એ બળદને અને એ બળદનાં શીંગડાને જોઈને, મહારાજા શ્રી શ્રેણિક, શ્રીમતી ચિલ્લણાદેવીને ધીમેથી કહે છે કે–'જોયો આ દુઃખી? આની પાસે જેવાં રત્નો છે, તેવું તો એક પણ રત્ન મારી પાસે નથી હવે હું આને આપુ શું?'

**આવાને કોણ સુખી કરી શકે?**

એ વખતે, એ મમ્મણ વણિક મહારાજા શ્રી શ્રેણિકને કહે છે કે–'આ એક શીંગડું ખૂટે છે તે બની જાય, એ માટે મારા દીકરા વહાણવટાનો ધંધો કરે છે, મારા ઘરનુ કોઈ પણ માણસ ચોળા અને તેલ સિવાયનુ કાંઈ ખાઇ શકતું નથી અને હું જો કોઈ બીજો વ્યાપાર કરૂ તો એમા દ્રવ્યનો વ્યય કરવો પડે અને એ મને પાલવતું નથી, એટલે હું વરસાદની વેળાએ રાત્રિના સમયે લાકડાં એકઠા કરી તેને વેચી દ્રવ્યોપાર્જન કરૂં છુ!' દમડી ખર્ચવી નહિ અને કમાવું

તેય સ્વતંત્ર મહેનત કરીને, પછી એ આવું કરે એમાં નવાઈ જેવું છે કાંઈ? આમ કરતાં કોઈક વાર ગોશીર્ષ ચન્દનનું કે એવું કોઈ કીમતી લાકડું મળી જાય, તો એનું એને ઘણું દ્રવ્ય ઉપજે! આવાને કોઈ સુખી કરવા ધારે, સુખી કરવા એટલે સુખે જીવતો બનાવવા ધારે, તો પણ એની એ ધારણા ફળે એ શક્ય છે? નહિ ને?

## હૈયે પાપનો રસ અને આચરણમાં પણ પાપ સિવાય કશું હોય નહિ–એવાનો સંગેય ગમે નહિ ને?

એટલે, આપણી વાત તો એ હતી કે–જેમ અધમ જાતિ કુળાદિમાં જન્મેલા, ભારે પાપ લઈને જન્મેલા ને ભારે પાપાસક્ત બનીને જેમ તેમ જીવનારા અને જ્યા ત્યાં ભટકીને જીવન પૂરું કરનારા પુરુષો અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોમાં ગણાય છે, તેમ આવા પુરુષો સાધનવાળા હોવા છતા પણ અને સારા સ્થાને આવી ગયેલા હોવા છતાં પણ, અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોમાં ગણાય છે. સાધનવાળા હોવા છતાં પણ પાપ કરવાની તક શોધ્યા કરે અને પાપ કર્યા કરે; લોભના જોરમા હોય તો ગમે તેટલા ધનથી સંતોષ પામે નહિ અને ભોગમાં આસક્ત હોય તો ગમે તેવા ભોગે નહિ ધરાનારા, ધન માટે અગર ભોગ માટે જે કરવુ પડે તે કરવામાં પરલોકથી ડરનારા તો નહિ જ, પણ આ લોકથીય ડરનારા નહિ; અતિ કૃપણ કે અતિ છાકટા; એવા એવા જે પુરુષો હોય છે, તે પુરુષો અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોમાંના ગણાય તે સ્વાભાવિક છે. જેમના હૈયે પાપ સિવાય કશાનો રસ હોય નહિ અને જેમના આચરણમાં પણ પાપ સિવાયનું કશું હોય નહિ, છતાં પાપના પરિણામનો જેમને કોઇ વિચાર નહિ, પરલોકમાં આ પાપનું પરિણામ કેવું મળશે એ વિચાર તો નહિ, પણ આ લોકમાં મારા આ પાપથી કેવી અસર નીપજે છે કે નીપજશે એનોય જેમને વિચાર નહિ; આવા બનવું તો તમને સ્વપ્નેય ગમે નહિ ને?

મનુષ્ય થઈને જો કોઈ આવો પાપાસક્ત બનેલો હોય, તો તેનો રાગ કરવો એ પણ તમને ગમે નહિ ને ? એટલે, આવા અધમાધમ પ્રકૃતિવાળા પુરુષો આપણે ત્યાં તો હોય નહિ ને ? ત્યારે, મુંબઈ જેવાં આવાં એજ્યુકેશનવાળાં ક્ષેત્રોમાં આવા પુરુષો હોય ? તમે એટલું તો કહી શકો એમ છો ને કે-'અમે પોતે એવા નથી અને કોઇ જો એવા હોય તો અમે એવાના સંગમા રહેવાને ઇચ્છતા નથી !' એવાથી તમને ગમે તેટલી કમાણી થાય તોય, એવાનો સંગ નહિ જ કરવાનો ને ? દેખીતી રીતિએ જેઓ અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોમાં ગણાય તેવા હોય, તેમના સંગથી બચવું એ સહેલું છે, પણ સાધનસમ્પન્ન અને શહેરી હોવા છતાય તેમજ સારાં ગણાતાં જાતિ-કુળમાં જન્મેલા હોવા છતાંય જેઓ અધમાધમ પ્રકૃતિવાળા હોય, તેમના સંગથી બચવું એ સહેલું નથી, એમ ખરૂં ને ? એટલે, એવી કોઈ તક ન મળે, એ જ સારૂં-એમ લાગે છે ને ?

**આપત્તિના ભયે પાપ ઓછું આચરે :**

અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોની વાત કર્યા પછીથી આપણે અધમ પ્રકૃતિવાળા પુરુષોની વાત કરી હતી. એમાંય આપણે જોયું હતુ કે-સામાન્ય રીતિએ જેવી મનોવૃત્તિ અધમાધમ પ્રકૃતિવાળાની હોય છે, તેવી મનોવૃત્તિ અધમ પ્રકૃતિવાળાની પણ હોય છે, છતાં પણ, અધમાધમ પ્રકૃતિવાળાના અને અધમ પ્રકૃતિવાળાના આચરણમાં થોડોક તફાવત રહે છે જેવાં અને જેટલાં પાપકર્મ અધમાધમ પ્રકૃતિવાળા આચરે, તેવાં અને તેટલાં પાપકર્મ અધમ પ્રકૃતિવાળા આચરે નહિ, પણ અધમ પ્રકૃતિવાળા પુરુષો અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોથી ન્યૂન પાપકર્મ આચરે. મનોવૃત્તિ સરખી હોવા છતાં પણ ન્યૂન પાપકર્મ આચરે, એનું કારણ એટલું જ કે-અધમ પ્રકૃતિવાળા માણસોમાં આ લોકની આપત્તિનો ડર હોય છે, એટલે, એ માણસો ભારે વિષયસુખાસક્ત હોવા છતાં પણ, આ લોકમાં

જે કર્મો અતિ નિન્દ્ય ગણાય છે, તેવાં અતિ નિન્દ્ય કર્મોને એ માણસો ઉઘાડે છોગે આચરતા નથી. બાકી, પરલોકમાં તો એ અધમ પ્રકૃતિવાળા પુરુષો પણ માનતા હોતા નથી અધમાધમ પ્રકૃતિવાળા પુરુષોની જેમ અધમ પ્રકૃતિવાળા પુરુષો પણ એવા હોય કે જો એમની પાસે કોઈ પરલોકની વાત માત્રેય કરે, તો એ પૂછે કે–'કોણે જોયો પરલોક ?' એમને જો એમ કહેવામાં આવે કે–'જીવ ક્યાંકથી મરીને અહીં આવે છે અને અહીંથી મરીને ક્યાંક ઉત્પન્ન થાય છે !' તો એ પૂછે કે–'ક્યાંકથી મરીને અહીં પેદા થયો એય કોણે જોયું અને અહીં મરનારો અહીંથી મરીને ક્યાંક પેદા થયો એય કોણે જોયું ?' એ તો, દેવું કરીને પણ ઘીના ભાવતાં ભોજન કરવાં એવું માનનારાના જેવા હોય પરલોકના અસ્તિત્વની વાતને એ તદ્દન બનાવટી વાત કહે. એ કહી દે કે– 'પરલોક છે એવી વાત તો ભોળા જનોને ભરમાવવાની જાળ છે !' એટલે, અધમ પ્રકૃતિવાળા જીવોને પણ પરલોકનો ડર તો હોય જ નહિ એને થોડોક ડર હોય આ લોકનો ! એને આ લોકની આબરૂનો ઝાઝો ડર હોય નહિ, પણ આ લોકની આપત્તિનો ડર એને ભારે હોય, અને એથી એ અધમાધમ પ્રકૃતિવાળા પુરુષો કરતા પાપ ઓછું આચરે એવું બને.

## માત્ર ચોવીસ કલાક જ કાયદાનું રાજ્ય ઉઠાવી લેવામાં આવે તો કેવી ભીષણતા પ્રગટે ?

જેમનામાં પાપાસક્તિ ઘણી હોય, વિષયસુખાસક્તિ ઘણી હોય, છતાં પણ જેમના હૈયામાં સજાનો ભય હોય, તેઓ પણ પાપ ઓછું કરે એવું તો બને ને ? જે પાપ કરવાનું મન હોય, તે પાપ કરવાથી મોટી સજા મળશે એવો જો ભય હોય, તો પાપ કરવાનું મન છતા પણ એ પાપ એ કરે નહિ, એવું પણ બને ને ? આ સંસારમા પાપ સમજીને પાપ નહિ કરનારા કેટલા ? અને, સજાના ભયે પાપ નહિ કરનારા કેટલા ? કાયદા–બાયદા કાંઈ જ ન હોય,

તો તમે રસ્તે નચિંતપણે ચાલી શકો ? અરે, તમારા ઘરમાંય તમે નિર્ભયપણે બેસી શકો ખરા ? કોઈનેય કોઈ પણ કામ એ કરે તોય પકડવાના હોય નહિ, ચોવીસ કલાક માટે જો એવી છૂટ આપવામાં આવે કે–'જેને જે કરવું હોય તે કરી શકે છે અને રાજ્ય એમાં આડે આવશે નહિ ' ચોવીસ કલાક પૂરતું કાયદાનું રાજ્ય ઉઠાવી લેવામાં આવે અને રાજ્ય તરફથી જો એવી દોડી પીટાવવામાં આવે કે–'ચોવીસ કલાકમા જેને જે કરવુ હોય તે કરી લે અને જે મેળવવું હોય તે મેળવી લે, એમા રાજ્યનુ કશુ જ નડતર નહિ રહે !' તો માત્ર ચોવીસ જ કલાકમાં આ શહેર કેવુંક બની જાય ? આજે જ્યાં રમણીયતા દેખાય છે, ત્યા પણ ભીષણતા સિવાય કાંઈ જોવા મળે ખરૂ ? એવું કરવામાં આવે તો શું થાય, એની કલ્પના તો તમે કરી જુઓ ! એ કલ્પના પણ કમ્પારી ઉપજાવે એવું મોટે ભાગે બને. એટલે, અત્યારે જે કાંઈ શાન્તિ અને થોડી ઘણી પણ રમણીયતા આ શહેરમાં તમને દેખાય છે, એ પ્રતાપ મોટે ભાગે તો કાયદાનો જ છે ને ? કાયદા જેવી કોઈ ચીજ જ અસ્તિત્વમાં ન હોય તો ? કોઈ ગમે તે કરે તો પણ તેને પકડવાનો હોય નહિ અને જેલનું નામ પણ હોય નહિ, તો શુ થાય ? એવો અવસર મળ્યો હોય તો ખુદ તમે પણ શું શુ કરો, એ તમારે પણ વિચારી લેવાનુ છે તમે ખરાબ કામ ન કરતા હો. તો તે સજાના ડરથી નથી કરતા કે પાપના ડરથી નથી કરતા, એનો નિર્ણય તમે પોતે કરો એ વધારે સારૂ છે. તમને ભય તો છે, પણ તે આ લોકની સજાનો જ છે ? કે, પરલોકની સજાનો પણ છે ? કેવળ આ લોકમા જ માનનારા અને પરલોકમા નહિ માનનારા, અવસરે ગમે તેવા અને ગમે તેટલાં પણ અધમ કામો કરે તો તેમા નવાઈ પામવા જેવું કાંઈ નથી.

## ધર્મના ઉપદેશની અસર કેમ થાય નહિ ?

અધમ પ્રકૃતિવાળા જે પુરુષો હોય છે, તે માત્ર આ લોકના અપાયથી ડરે. કોઈ ગમે તેવું ખરાબ કામ કરવાનું મન થાય,

ત્યારે એ કામ કરવાથી પરલોક બગડશે–એવો વિચાર તો એમને આવે જ નહિ, કેમ કે–પરલોકમાં એ માનતા હોતા નથી; અને, પરલોકમાં એ માનતા હોતા નથી, એટલે પરલોકની પરવા એમને હોતી નથી. એમને તો આ લોકનું સુખ ગમે તેમ કરીને મેળવવું હોય છે. એમાં કોઈને ધનતું સુખ બહુ ઈષ્ટ હોય છે, તો કોઈને ભોગનું સુખ બહુ ઈષ્ટ હોય છે એમને જોઈએ કેવળ વિષયસુખ અને કષાયસુખ, અને તે પણ આ લોકમા જ, એટલે, એ સુખ મેળવતાં જે કાંઈ કરવું પડે તે કરવાને એ તૈયાર થાય અને એમાં જૂએ એ એટલું જ માત્ર કે–આ કરવાથી આ લોકમાં તો આપણે સપડાઈ જઈશું નહિ ને ? એણે કરવા ધારેલું કરવાથી આ લોકમાં સપડાઈ જવાય એવું નથી એમ જો એને લાગે, તો એણે કરવા ધારેલાથી પરલોકમાં ગમે તેટલું ખરાબ ફળ મળે તેમ હોય તોય, એ એની પરવા કરે નહિ આવી પ્રકૃતિવાળાને માટે મોટે ભાગે તો ધર્મના ઉપદેશના સયોગની સભાવના જ નહિ; અને કદાચ કોઈ સયોગમાં એને ધર્મનો ઉપદેશ સાંભળવો પડે તેમ હોય અને એથી એ ધર્મનો ઉપદેશ સાંભળે, તો પણ એને મનમા પ્રાયઃ એમ જ થયા કરે કે–'આ લોકો ધર્મ અને પરલોકના નામે મૂર્ખ માણસોને ભરમાવે છે ! પણ, આ લોકો લોકોને જો આમ ભરમાવે નહિ, તો આમનાં મન્દિરો કોણ બાંધે ? આમને ખાવા–પીવાનું કોણ આપે ? આમને માનપાન કોણ આપે ?' આવું આવું એ વિચાર્યા કરે, એટલે ધર્મનો ઉપદેશ સાંભળવા છતા પણ, એની અસર જે થવી જોઈએ તે એના ઉપર થાય નહિ

## પરલોક તમને ક્યારે યાદ આવે છે ?

હવે વિમધ્યમ પ્રકૃતિવાળા પુરુષોની વાત આવે છે. વિમધ્યમ પ્રકૃતિવાળા જે માણસો હોય છે, તે આ લોકના સુખના અર્થી પૂરા ખરા, પણ એની સાથે એમને પરલોક પણ બરાબર યાદ હોય. તમે અધમાધમ પ્રકૃતિવાળા માણસોમાં અગર અધમ પ્રકૃતિ-

વાળા માણસોમાં ગણાવ એવા નથી એમ તો લાગે છે, પણ તેનો ખરો નિર્ણય તમે આ વિમધ્યમ પ્રકૃતિવાળાની વાતથી કરી શકો. તમે આ લોકના સુખના અર્થી છો, એ વાત સાચી? આ લોકના સુખને માટે તમે પ્રયત્નશીલ છો, એ વાતેય સાચી? પણ, આ લોકના સુખના ભોગવટામા તમે પરલોકને ભૂલી જતા નથી, એ વાતેય સાચી છે? કોઈ જો તમને એમ કહે કે 'તમે પરલોકને માનતા નથી.' તો એ સાંભળીને તમને ગુસ્સો આવે ને? તમે કહો ને કે–'પરલોકમાં હું માનતો નથી એવું તમે જે કહ્યું તે ખોટું છે!' એટલે 'પરલોક જેવું કાંઈ છે નહિ અને પરલોકની વાત એ એક ભ્રમજાળ છે.'–એવું કાંઈ તમારા મનમાં નથી જ ને? છતા પણ, તમને એવો વિચાર કદી પણ આવે છે ખરો કે–'મારા પરલોકનો વિચાર હુ ક્યારે ક્યારે કરુ છું?' તમે એ વિચારો કે–પરલોક તમને ક્યારે ક્યારે યાદ આવે છે?

સ૦ પાપ કરતી વખતે.

તમારે જે કહેવાનુ હોય તે કહો. જેનાથી પરલોક બગડે એવું મહાપાપ કરવાનો તમને વિચાર આવે, તો તરત જ તમને પરલોક યાદ આવે, એમ ખરું ને? તમને આ લોકનું સુખ જોઇએ છે, એટલે આ લોકના સુખને માટે જરૂરી માનેલી મહેનત કર્યા વિના તમે રહેતા નથી એને માટે જે ઉદ્યમ કરવો જરૂરી લાગે તે ઉદ્યમ તમારાથી થાય તેમ હોય તો તે ઉદ્યમ કર્યા વિના તમે રહેતા નથી. અવસરે અવસરે તમે એ માટે તમારાથી થાય તેટલી દોડધામેય કરો છો અને વધારે આશા બંધાય તો તમે ખાવા–પીવાનુ છોડીને પણ આ લોકના સુખનું સાધન મેળવવા ને સાચવવા મથો છો, પણ, એમાં કોઈ કામ એવું હોય કે જે કરવાથી પરલોક બગડશે એમ લાગે, તો એ કામથી તમને આ લોકનું ગમે તેટલું સુખ મળે તેમ હોય તો પણ તમે એ કામને છોડી દો ને? જેનાથી પરલોક બગડશે એમ લાગે; એવું કામ તમો

આ લોકના સુખને માટે ન કરો ને? આ તો પહેલી વાત છે. બીજી વાત, પરલોક સુધરે એવાં કામ કરવાની છે. પરલોકમાં જે માનતો હોય, તેના તરફથી આ બન્નેય વાતની આશા રખાય કે-એ આ લોકના સુખનો ગમે તેટલો અર્થી હોય તોપણ, આ લોકના સુખને માટે એ જે કામથી પરલોક બગડશે એમ લાગે એવું કામ કરે નહિ અને પરલોકને સુધારનારાં કામ પણ એ અનુકૂળતા મેળવી મેળવીને કર્યા કરતો હોય.

**બીજાનું ભૂંડું કરવામાં પોતાનું ભૂંડું જૂએ :**

જેને પરલોક યાદ આવ્યા કરતો હોય, એ કદાચ આ લોકના સુખનો અર્થી હોય તોપણ, આ લોકમાં સારો માણસ ગણાય એવો એ બની જાય છે. આત્માની શુદ્ધિની દૃષ્ટિએ ભલે એ સારો બને નહિ અગર થોડોક સારો બને, પણ લોકદૃષ્ટિએ તો એ ઘણો સારો બની ગયા વિના રહેતો નથી એને માટે, મોટે ભાગે સૌ કોઈ એમ કહે કે-'આના ઉપર વિશ્વાસ મૂકી શકાય એવો આ માણસ છે! આ પોતાનું ભલું ભલે કરશે, પણ પોતાના ભલાને માટે આ કોઇનુંય ભૂંડું નહિ કરે!' પરલોકમાં માનનારો માણસ, પોતાના ભલાનો ખ્યાલ કરીને પણ કોઈનું ભૂંડું કરે નહિ, કેમ કે-એ સમજે કે-'બીજાનું ભૂંડું કરવામાં મારૂં ભૂંડું થયા વિના રહે નહિ!' અહીં હું કોઇનુંય ભૂંડું કરૂં તો એથી પરલોકમાં મારૂં ભૂંડું થાય-એવું એ સમજે, એટલે એ કોઈનું ભૂંડું કરે નહિ, કોઇનો વિશ્વાસઘાત કરે નહિ, કોઇને ઠગે નહિ, ચોરી વગેરે એ કરે નહિ અને ન્યાયથી વર્તવાને એ પ્રયત્નશીલ રહે આવો માણસ આ લોકમાં સારો ગણાય, એમાં નવાઈ છે? એમાંય એ પરલોકને આંખ સામે રાખીને પરલોકના હિતને માટે સારાં સારાં કામ પણ કર્યા કરતો હોય, એટલે લોકને એ કેવો સારો લાગે? પરલોકને જે માનતો હોય, તેના તરફથી આવી આશા રખાય કે નહિ? અને, તમારા તરફથી આવી આશા રખાય કે

નહિ? પરલોકને તમે બરાબર યાદ કરતા થઈ જાવ, એ માટે આ વાત છે.

**બગડે નહિ તેની સાવચેતી ને સુધારવાના મનોરથ :**

આમ તો તમને આ લોકનું સુખ બહુ ગમે છે ને? આ લોકનુ મનગમતું સુખ મેળવવાને માટે, એ સુખને ભોગવવાને માટે અને એ સુખને સાચવવાને માટે તમે બહુ બહુ મહેનત કરો છો, એમ પણ ખરૂં ને? જ્યારથી તમે લોકદૃષ્ટિએ સમજણા ગણાવ એવા થયા, ત્યારથી તમારી એ મહેનત તો ચાલુ જ છે ને? છતાં પણ, એમા મારો પરલોક બગઠી જાય નહિ એટલી સાવચેતી તો તમને રહ્યા કરે છે ને? આત્મદૃષ્ટિની વાત પછી, પણ પરલોક બગઠી ન જાય, એટલી માત્ર સાવચેતી તો ખરી ને?

**સ૦** આ લોકના સુખની વેળાએ પરલોક યાદ આવતો નથી.

ત્યારે, દુઃખ વેળાએ પરલોક યાદ આવે છે? હું તો એ પૂછું છું કે–આ લોકના સુખને મેળવતાં, ભોગવતાં અને સાચવતાં 'મારો પરલોક બગડી જવા પામે નહિ'–એટલી પણ સાવચેતી રહે છે કે નહિ? આ લોકના સુખને માટે, તમે તમારો પરલોક બગડે એવું કામ કરવાને તૈયાર થઈ જાવ, એવું તો બનતું નથી ને? અધમાધમ કે અધમ પ્રકૃતિ નથી–એમ કહેવું હોય અને વિમધ્યમ પ્રકૃતિવાળાની ગણનામા આવવુ હોય, તોય એટલુ તો જોઈએ ને કે–આ લોકના સુખની ગમે તેવી આસકિત હોવા છતાં પણ, પરલોક ભૂલાઈ જ જાય, એવુ બને નહિ!

**સ૦** આ સાંભળ્યા અને સમજ્યા પછી ખ્યાલ આવ્યા કરે છે.

જેમને આ સાંભળ્યા–સમજયા પછી પણ ખ્યાલ આવતો હોય, તે જાગ્યા ત્યારથી સવાર માને. બાકી પરલોકને માનનાર જ વાસ્તવિક રીતિએ તે કહેવાય, કે જેને પોતાનો પરલોક બગડે નહિ એની સાવચેતી રહ્યા કરે અને પોતાના પરલોકને સુધારવાને માટે જે જે

કામો કરવાથી પરલોક સુધરશે એમ લાગે, તે તે કામો કરવાના મનોરથ જેને થયા કરે

**આ લોકના સુખને માટે બધું કરવા તૈયાર પણ પરલોકને બગાડે એવું કાંઈ કરવા તૈયાર નહિ :**

તમે હજુ વિમધ્યમની વાતમાંય ગલ્લાં તલ્લાં કરવા જેવી વાત કર્યા કરો છો અને અહીં પ્રયત્ન ઉત્તમ પ્રકૃતિને પમાડવાના અને ઉત્તમ પ્રકૃતિમાં સુસ્થિર બનાવવાના હેતુથી ચાલી રહ્યો છે અહીં વાત સામુદાયિક દૃષ્ટિએ ચાલે છે, એટલે જે કાંઈ કહેવાય તે બધાને લાગુ પડે છે એવું નથી. ઘણી વાતો એવી કહેવાય છે, કે જે ઉત્તમ પ્રકૃતિવાળા આત્માઓને લાગુ પડતી નથી અને અહીં જે ઉત્તમ પ્રકૃતિવાળા હોય તે એમાંથી બાદ જ છે એમ સમજવાનું છે પણ, ઉત્તમ પ્રકૃતિવાળાની આંખ સામેય પરલોક નથી જ હોતો એમ માનવાનું નથી. એની દૃષ્ટિ આ લોક કે પરલોકના પૌદ્‌ગલિક સુખ ઉપર કેન્દ્રિત થયેલી ન હોય, પણ, મોક્ષ એ જ એક જેને જોઈએ છે અને બધો જ પુરુષાર્થ એક મોક્ષને માટે જ કરવાનું જેનું લક્ષ્ય છે, તેની આખ પરલોક સામે ન હોય પણ એની આખ સામે પરલોક ન હોય એવું તો નહિ ને ? આ તો હજુ જેઓ એ કક્ષાએ પહોંચ્યા નથી તેમની વાત છે. એ કક્ષાએ જેમણે પહોચવું હશે, તેમનેય પરલોક તરફ આંખ રાખ્યા વિના ચાલવાનું નથી. વિમધ્યમ પ્રકૃતિના જીવો પૌદ્‌ગલિક સુખના અર્થી હોય. એ જેમ આ લોકના પૌદ્‌ગલિક સુખના અર્થી હોય, તેમ પરલોકના પૌદ્‌ગલિક સુખના અર્થી હોય. તમે જો એમાંના હો, તો તમે કહો કે–'આ દુનિયાના સુખની ઇચ્છા અમને ઘણી છે અને આ લોકમાં સુખી થવાને માટે અમે ઘણી ઘણી મહેનત કરીએ છીએ; અત્યારે અમે અમારા આ લોકના સુખ માટેના ઉદ્યમને અટકાવી શકીએ તેમ નથી અને જો તક મળી જાય તો અમારા એ ઉદ્યમને વધારવાની અમારી ઇચ્છા છે, એટલું છતાં પણ, અમે એક વાત રાખી છે કે–દુર્ગતિમાં લઈ જનારાં

અસત્યો, માયા, પ્રપંચ આદિ જે ભયંકર પાપો પરલોકને બગાડનારાં ગણાય છે, તે આ જીવનમાં નહિ થવાનાં!' આ લોકના સુખ માટે બધું કરવાને તૈયાર, પણ એમા પરલોક બગડે એવું કાંઈ જ કરવાને તૈયાર નહિ, એટલું તો ખરૂં ને? પરલોકને બગાડનારાં પાપ જો ટળે નહિ, એને થતા અટકાવવાની મહેનત થાય નહિ અને એ પાપને આચરવાની વૃત્તિ ઘટે નહિ, તો દુર્ગતિ અટકે? નહિ ને? અને, તમારે મરીને દુર્ગતિમા જવું નથી, એવું તો તમારા મનમા છે જ ને? મરવાનું છે અને મરીને બીજે જનમવાનું છે; ત્યા અહીં કરેલા સારા નરસાનું ફળ ભોગવવાનું છે, આવુ સમજનારો હોય અને એ પાછો આ લોકના સુખનો લોભિયો હોય, તો તે શુ કહે? 'મને સુખનો લોભ ઘણો છે, સુખનો લોભ ઘણો છે એટલે ધનનો લોભેય ઘણો છે; અત્યારે સુખનો લોભ ને ધનનો લોભ જાય તેમ નથી, એ લોભને લઈને અત્યારે મહેનત ચાલુ છે અને એ લોભને સફળ કરવાને માટે અવસરે ભૂખ-તરસ વગેરે વેઠવાની તૈયારી પણ છે, પણ, એ લોભને આધીન બનીને પરલોક બગડે તેવુ કાંઈ જ કરવાની ઇચ્છા નથી!' આવું આવું જ એ કહે ને?

### પુણ્ય ભોગવાયું કેટલું અને બંધાયું કેટલું?

પરલોકને માનનારો જેમ પરલોક બગડે નહિ એની કાળજીવાળો હોય, તેમ પરલોક સુધરે એની કાળજીવાળો પણ હોય ને એ? એ જેમ પરલોકને બગાડનારા કામોથી વિમુખ રહેવાને ઇચ્છે, તેમ પરલોકને સુધારનારાં કામો કરવાનું મન પણ એને થયા કરે ને? પરલોકને બગાડે એવાં પાપ જેમ એ બંધ કરે, તેમ પરલોક સુધરે એવા પુણ્યેય એ કરે ને? આ આર્ય દેશમા આગળ એવા માણસો પણ સારી સંખ્યામાં હતા. એમાં એવા પુણ્યશાલી પણ હતા કે- પુણ્ય લઇને જન્મેલા અને પુણ્ય તરફ જોયા કરનારા! ધન ઘણું, ભોગની સામગ્રી ઘણી, સદા સુખ ભોગવતા જણાય, ખૂબ માન-પાન

ભોગવે ને મજા કરે, પણ આમ પાછા એ એવા કે–ગામના લોકોને એ મેટીભૂત લાગે ગામમાં એમ કહેવાય કે–સૌને માટે આ શેઠ આધારભૂત છે જે કોઈ માગવા આવ્યો, તેને સહાય કર્યા વિના એ રહે નહિ ભોગ ઘણા કરે, પણ એમણે માનેલા દેવની સેવાને એ ચૂકે નહિ. એ સાધુ–સંતોના ભક્ત અને ગરીબના આશ્રયસ્થાન જેવા હોય. એમને એવો વિચાર થયા કરે કે–'પૂર્વોપાર્જિત પુણ્ય ઘણું ખાઇએ છીએ અહીં અને પરલોકને ભૂલ્યા તો પરલોકમાં આપણું થાશે શું?' એ જોયા કરે કે–'પુણ્ય ભોગવાયું કેટલું અને પુણ્ય બંધાયું કેટલું?' એટલે, એને જેમ ભોગાદિ ચાલુ, તેમ પુણ્યના કામેય ચાલુ એવાના કુટુમ્બના માણસો પણ પરસ્પરને પરલોકને નહિ ભૂલવાની ને પુણ્યને આચરવાની પ્રેરણા કર્યા કરે. એ સમજે કે–આપણે સુખ જોઈએ છે અને પુણ્ય વિના એ મળવાનું નથી, એટલે, એમને પુણ્યના કામ કરવાના વિચાર દહાડેય આવે અને રાતેય આવે

## ઉચ્ચ કક્ષાનો વિમધ્યમ તામલી ગૃહસ્થ

તમે તામલી તાપસનું નામ તો કદાચ ઘણી વાર સાંભળ્યું હશે, પણ એ તામલીએ તાપસપણુ કેમ સ્વીકાર્યું હતુ, એ જાણો છો? અહીં એ સુખી હતો, પણ પરલોકમાય એને સુખી થવું હતું; માટે એણે તાપસપણું સ્વીકાર્યું હતું. ગૃહસ્થપણામા એ બહુ મોટો માલદાર માણસ હતો આ દુનિયામા જેને સુખસામગ્રીની ઉણપનું દુઃખ કહેવાય, એવુ કોઈ દુ:ખ એને નહોતું અને દુનિયામા જેને સુખ કહેવાય એવુ ઘણું ઘણું સુખ એની પાસે હતું એની પાસે અઢળક સંપત્તિ હતી અને તે સંપત્તિ મેળવવાને એને કશી મહેનતેય કરવી પડેલી નહિ એ સંપત્તિ પેઢીઉતાર હતી એટલે એ જન્મેલોય સુખમા અને ઉછરેલોય સુખમાં.

સુખમા જન્મેલો અને સુખમાં ઉછરેલો એ તામલી નામનો ગૃહસ્થ, ચંદ્ર જેવો સૌમ્ય હતો અને સૂર્ય જેવો તેજસ્વી હતો.

ઈન્દ્ર જેવા ઐશ્વર્યનો એ સ્વામી હતો, પણ દાનમાં એ ધનકુબેર ગણાય તેવો હતો, કારણ કે-બૃહસ્પતિની જેમ એ બુદ્ધિના પ્રકર્ષને ધરનારો હતો એ સમજતો હતો કે-'મને આ જે સુખ મળ્યું છે, તે પૂર્વે મેં ધર્મ કરેલો એનું ફળ છે' આથી, એ ભોગ ઘણા ભોગવતો હોવા છતા પણ, ધર્મને એ ભૂલતો નહિ. એને થતું કે-'આ હું જે ભોગ ભોગવું છુ, તેથી હુ પુણ્ય ઘણું ખાઉ છું; અને જેટલુ પુણ્ય હું ખાઉ છુ, તેટલુ પુણ્ય મારાથી થતુ નથી.' સંસારમાં રહીને ધર્મ ગમે તેટલો કરીએ તોપણ ધર્મ ઓછો થાય, પુણ્ય ઘણુ ખવાય અને પાપ ઘણું બધાય, એવી એની સમજ હતી

હતો એ મિથ્યાદષ્ટિ, પણ હતો એ વિમધ્યમ પ્રકૃતિવાળો; એટલે, આ લોકના સુખમા મગ્ન રહેવા છતા પણ, પરલોકને એ ભૂલતો નહિ અનીતિ આદિ પાપોને તો એ આચરતો જ નહિ. અને દાનાદિ શુભ કાર્યો કર્યા વિના પણ એ રહેતો નહિ એ, એ પણ સમજતો હતો કે-'અહી સુખ ભોગવ્યા કરવાથી પરલોકમાં આવા સુખી થવાય નહિ; ધર્મ કરીએ તો જ પરલોકમા સારા સુખી થવાય; અને, એવો ધર્મ તો ભોગને તજીને તપમા લાગી જઈએ તો જ થાય!'

તમને ઉંચી કક્ષાનો વિમધ્યમ પુરુપ કેવો હોય, એનો ખ્યાલ આવે એ માટે અહી તામલીને યાદ કર્યો છે તામલી આવી સમજપૂર્વક ભોગજીવન જીવતો હતો, એટલે એના કુટુમ્બમા પણ એ સૌને પ્રિય હતો. આ તામલીને એક વાર કુટુમ્બ-જાગરિકા કરતા જે ચિન્તા પેદા થઈ, તે ઉપરથી કલ્પના કરી શકાય તેમ છે કે-એ એટલા ભોગસુખવાળુ જીવન પણ કેવી સમજપૂર્વક જીવતો હતો

એક વાર સુખશય્યામાં પડેલા અને કુટુમ્બ-જાગરિકા કરતાં જાગતા એવા એ તામલી ગૃહસ્થના મનમા, રાત્રિના પાછલા ભાગમાં એવી ચિન્તા પેદા થવા પામી કે-"પૂર્વે મે જે સુકૃતનો સમૂહ ઉપાર્જેલો, તેના વશથી અહીં મને વંશપરપરાગત આવેલુ અઢળક દ્રવ્ય મળ્યું.

છે ! તે સાથે, મને સુખ–દુઃખમાં સહભાગી થનારા મિત્રો અને પુષ્કળ ધાન્ય, ઘણાં દાસ–દાસી અને ઘણાં પશુઓ આદિની સામગ્રી પણ મળી છે ! તે સાથે, મને જે પુત્રો અને પૌત્રો આદિનો પરિવાર મળ્યો છે, તે પણ વિનીત મળ્યો છે. આ બધું પૂર્વે મેં ઉપાર્જેલા સુકૃતનું જ ફળ છે."

આ પછી, શાસ્ત્રનાં વચનોને યાદ કરીને એ વિચારે છે કે– સાચું જ કહ્યું છે કે–'ધર્મથી જ કલંકરહિત એવા કુળમાં જન્મ મળે છે અને ઉત્તમ જાતિ મળે છે, અખંડ આયુષ્ય, ઘણું બળ અને નિરોગીપણું પણ ધર્મથી જ મળે છે, અનિન્દ્ય એવું ધન મળે અને સદાને માટે નિરુપમ એવા ભોગો મળે, એ પણ ધર્મથી જ મળે છે, અને ધર્મથી જ પ્રાણિઓને સ્વર્ગ અને અપવર્ગ પણ મળે છે.' આથી જ વ્યાસમુનિએ એવો ઉપદેશ આપ્યો કે–'કામની અને કામના સાધન અર્થની અભિલાષાવાળાએ એક માત્ર ધર્મને જ પહેલેથી આચરવો જોઈએ હું માનુ છુ કે–ધર્મ હોય તો કાંઈ પણ દુષ્પ્રાપ બને જ નહિ !'

આ રીતિએ વિચારણા કરીને અને તે સાથે એક માત્ર સુકૃતનો જ સંચય કરી લેવાનો નિર્ણય કરીને, એ તામલી નામના ગૃહસ્થે તાપસપણું સ્વીકારવાનો નિર્ણય કરી લીધો.

**આ ઉદાહરણનો સાર:**

આમ એ તામલી ગૃહસ્થ બીજી જ સવારે તાપસ બની ગયેલ અને વિમધ્યમ કક્ષામાથી નીકળી જઈને મધ્યમ કક્ષાએ પહોંચી ગયેલ. આપણે વાત અત્યારે વિમધ્યમ પ્રકૃતિની ચાલે છે, એટલે એ તામલી ગૃહસ્થે તાપસપણું સ્વીકારતાની સાથે જ કેવા કેવા પ્રકારના તપશ્ચરણની પ્રતિજ્ઞા કરી અને એ પ્રતિજ્ઞાનુ પાલન તેણે કેવા ઉત્કટ પ્રકારે કરવા માંડ્યું, એ વગેરેને લગતી વાતમાં ઉતરવું નથી; પણ, મહા ભોગમાં પડેલા હોવા છતાં પણ અને મહા પરિગ્રહથી વિંટળાયેલા હોવા છતાં પણ, જે ગૃહસ્થો વાસ્તવિક રીતિએ પરલોકમાં માનનારા

હોય છે અને મિથ્યાદૃષ્ટિ હોઈને જે ગૃહસ્થો પરલોકમાં પણ સુન્દર સુન્દર પ્રકારના પૌદ્‌ગલિક સુખને મેળવવાની વૃત્તિવાળા હોય છે, એ ગૃહસ્થો પણ આ લોકમાં કેવા સારા પ્રકારે જીવે છે અને પોતાના પરલોકને સુધારવાને માટે એ ગૃહસ્થો કેવાં કેવાં દાનાદિ પુણ્યકાર્યો કરનારા હોય છે તેમજ કેવા કેવા મનોરથ સેવનારા હોય છે, એનો તો તમને તામલી ગૃહસ્થના આ ઉદાહરણથી ખ્યાલ આવી ગયો ને?

## મળ્યું છે પુણ્યથી

મધ્યમમાં સમાવેશ કરેલો છે ત્યાગિઓનો. સંસારના સુખના સંગને તજી દઈને તપોધ્યાનાદિમાં લાગી ગયેલા, પણ પૌદ્‌ગલિક સુખના જ અર્થી, એવા જે જીવો, તે સર્વ જીવોનો સમાવેશ મધ્યમ પ્રકૃતિના જીવોમા થાય છે. એ જીવો જે ત્યાગ અને તપ આદિ કરે, તે પોતપોતાની સમજ અને માન્યતા મુજબ કરે, જે સંપ્રદાયના એ હોય, તે સંપ્રદાયના નિયમાદિને અનુસરીને કરે; પણ એક વાત ચોક્કસ કે-એ જીવો આ લોકના ભોગસુખાદિથી નિરપેક્ષ બની જઈને, મથે કેવળ પરલોકના પૌદ્‌ગલિક સુખને માટે! આવી સ્થિતિને પામનારા જીવો, મધ્યમ પ્રકૃતિના બનતાં પહેલાં, તેઓ જ્યારે વિમધ્યમ પ્રકૃતિના હોય, ત્યારે સંસારમાં એ જીવે કયી રીતિએ? ભોગ કરે, પણ દાનાદિ પુણ્યકર્મોને એ ભૂલે નહિ ને? ભોગાદિના લોભમાં એવું ભૂંડું ન થઈ જાય કે જેથી પરલોક બગડે-એની એમનામા સાવચેતી હોય અને તે સાથે એમનામાં પરલોકમાં સુખ મળે એ માટે પુણ્યકાર્યો કરવાની વૃત્તિ હોય, એટલું તો ખરું ને? એવાને ઘરે પહોંચેલો દુઃખી પણ સુખી થઈ જાય ને? દુઃખથી છૂટવાની આશાએ તમારે ઘરે જે આવ્યો, તે દુઃખી થઈને પાછો જાય-એવું તો બને નહિ ને? સામાન્યને ઘરેથી એ માત્ર જમીને જાય અને શ્રીમન્તને ઘરેથી એ જમીને અને જમવાનું લઈને જાય, એટલું તો ખરું ને? કેમ કે, તમને ખબર છે કે-બીજાને દઈએ

તો આપણને મળે ! તામલી સમજતો હતો કે-'દીધું'તું તો મળ્યું છે.' તેમ, તમે પણ સમજો છો ને કે-અત્યારે જે કાંઈ સારૂં મળ્યું છે, તે પૂર્વે બીજાને દીધેલું અને સારૂં કરેલું માટે મળ્યું છે ? તમને જે ધનાદિ મળ્યું છે ને મળે છે, તે એકલી મહેનતથી મળ્યું છે ? કે, પુણ્ય હતું માટે મળ્યું છે ? પુણ્ય ન હોત તો મહેનત કર્યેય મળત ? પુણ્ય વિનાના અને પાપના ઉદયવાળા, મહેનત જેમ જેમ કરે તેમ તેમ ખોતા જાય, એ સમજો છો ? હા, તો પુણ્યને આ રીતિએ માનનારો પુણ્યને ઉપાર્જવાની કાળજીવાળો પણ હોય ને ? એ માટે એ દયા અને દાનાદિ કરનારો પણ હોય ને ?

**ઉત્તમ પ્રકૃતિમાં શ્રદ્ધા અને આરાધનાનું પ્રાધાન્ય :**

હજુ તો આપણે વિમધ્યમ પ્રકૃતિવાળા જીવોની વાત કરી રહ્યા છીએ. વિમધ્યમ પ્રકૃતિવાળા જીવો પણ જો આટલી સારી રીતિએ જીવનારા હોય, તો ઉત્તમ પ્રકૃતિવાળા જીવો આના કરતાંય કેટલી બધી સારી રીતિએ જીવનારા હોય ?, એ વિચારવા જેવું છે. જો કે, ઉત્તમ પ્રકૃતિવાળા જીવોની પ્રધાનતાની વાતમાં જુદી વસ્તુ બતાવેલી છે અને એ જ ખાસ મેળવવા જેવી વસ્તુ છે. ઉત્તમ પ્રકૃતિની વાતમાં મોક્ષમાર્ગની શ્રદ્ધા અને મોક્ષમાર્ગની આરાધનાનું પ્રાધાન્ય છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા મોક્ષમાર્ગની શ્રદ્ધા અને મોક્ષમાર્ગની આરાધનાનો ઉત્તમમા ઉત્તમ પ્રકાર, એ વસ્તુ ઉત્તમ પ્રકૃતિવાળા જીવોમાં જોવાને મળે. એમાં ગુણસમ્પન્ન સુશ્રાવકો પણ આવે અને ગુણસમ્પન્ન સુસાધુઓ પણ આવે. એટલે, ગૃહવાસ સેવનારાઓમા પણ ઉત્તમ પ્રકૃતિવાળા જીવો હોય અને ગૃહવાસનો ત્યાગ કરેલાઓમાં પણ ઉત્તમ પ્રકૃતિવાળા જીવો હોય. વિમધ્યમ પ્રકૃતિવાળા જીવોમાં એવું નહિ. જે જીવો ગૃહવાસી હોય, તે જીવોમા જ વિમધ્યમ પ્રકૃતિના જીવો હોય પરલોકમાં પૌદ્-ગલિક સુખ પામવાની અપેક્ષાએ આ લોકના પૌદ્ગલિક સુખને તજી દઈને તપોધ્યાનાદિમાં લાગી ગયેલા ત્યાગી જીવો તો મધ્યમ

પ્રકૃતિવાળા જીવોમાં ગણાય. વિમધ્યમ પ્રકૃતિવાળા જીવો તો એવા કે–એમને આ લોકના સુખનો લોભેય ઘણો અને પરલોકના સુખનો લોભેય ઘણો આ લોકના સુખને સર્વથા છોડી દેવાની તૈયારી એમની નહિ, એટલે આ લોકના સુખની આસક્તિ એ જીવોમાં ઠીક ઠીક હોય, પણ પરલોકને સુધારવા તરફ પણ એમની આંખ હોય. એટલે, એ જીવોનું આ લોકનું જીવન નિન્દ્ય કોટિનું હોય નહિ. ઊલટું, આ લોકમાં શોભન પ્રકારે જીવવાની અને પરલોકને દૃષ્ટિમા રાખીને શોભન કાર્યો કર્યા કરવાની એ જીવોમા કાળજી હોય, ત્યારે, જેઓમા પૌદ્ગલિક સુખનો લોભ ઘણો હોય, જેઓને આ લોકમાંય પૌદ્ગલિક સુખ ભોગવવું હોય અને પરલોકમા પણ પૌદ્-ગલિક સુખ મેળવવું હોય, એવા જીવો પણ જો અહીં શોભન પ્રકારે જીવવાની અને પરલોકની અપેક્ષાએ શોભન શોભન કાર્યો કર્યા કરવાની કાળજીવાળા હોય, તો જેઓ મોક્ષને પામવાની ઇચ્છાવાળા હોય, ભગવાને કહેલા મોક્ષમાર્ગની શ્રદ્ધાવાળા હોય અને એ મોક્ષ-માર્ગની યથાશક્ય આરાધના કરવા તરફ જેમનું વલણ હોય, એવા જીવો, જો તેમને કર્મનો કારમો પ્રતિબંધ નડતો ન હોય તો, તેઓ આ લોકમા શોભન પ્રકારે જીવતા હોય અને શોભન શોભન કાર્યો પણ કર્યા કરતા હોય, એ તો તદ્દન સ્વાભાવિક જ ગણાય ને? આના ઉપરથી તમારે તમારી પ્રકૃતિનો વિચાર કરવાનો છે અને તમારે તમારો વ્યવહાર પણ આવા પ્રકારે ચકાસવાનો છે

**આંગણે આવેલાનું ઔચિત્ય .**

આ લોકમાય વિષયજનિત અને કષાયજનિત સુખના અર્થી હોય તેમજ પરલોકમાં પણ જેમને અહીંના કરતાય વધારે વિષયસુખ અને કષાયસુખ જોઈતું હોય, એવા જીવો પણ આંગણે આવેલા કોઈનોય અનાદર તો કરે જ નહિ ને? અને, આંગણે અર્થી બનીને આવેલા કોઇપણ દુ:ખીનો તિરસ્કારેય એ કરે નહિ ને? પોતાને આંગણે આવનાર સૌનું ઔચિત્ય જાળવવામા અને અર્થી જીવોના

અર્થને યથાસંભવ સિદ્ધ કરી આપવામાં, એ મોટે ભાગે તત્પર હોય ને ? એ માટે કહ્યું કે–દુઃખથી છૂટવાની આશાએ એને ઘરે આવેલો દુઃખી, દુઃખી ને દુ.ખી રહીને પાછો જાય એવું પ્રાય. બને નહિ. સામાન્યને ઘરેથી એ જમીને જાય અને શ્રીમન્તને ઘરેથી એ જમીને અને જમવાનું લઈને જાય. આ તો દુ.ખી અને અર્થી બનીને આવેલાની વાત છે, પણ સામાન્યપણેય કોઈ ઘરે આવ્યું, એટલે એનો આદર તો હોય જ ને ? જમવાના ટાણે તો એ જમ્યા વિના જઈ શકે જ નહિ ને? તમારો વ્યવહાર તમે તપાસો.

**સ૦** આજે તો સામાન્ય સ્થિતિવાળાને ત્યાં જમવાનું મળે, મધ્યમ સ્થિતિવાળાને ત્યાં ચહા મળે અને મોટાને ત્યાં પાણી પણ મળે તો મળે, એવું છે

આ વાતમાંય તમે કયા ઉભા છો અગર ક્યાં ઉભા રહી શકો તેમ છો અને તમારા મનમાં ખરેખર શું છે, એ પહેલું વિચારવું જોઈએ. મોટાઓ એટલે દુનિયામા મોટા ગણાતાઓ, કેવુ કેવું નહિ કરવા જેવું કરે છે–એ વિચારતાં પહેલા, આપણે આપણી સ્થિતિમાં આપણી સ્થિતિને અનુરૂપ ઔચિત્ય અને તે પણ સારા દિલથી કરીએ છીએ કે નહિ, એ ખાસ જોવું જોઈએ પારકા દોષનો વિચાર આવે અગર તો તેનો વિચાર કરવો પડે તો પણ, એ વિચાર પોતાને દોષમુક્ત અને ગુણયુક્ત બનાવે એવી રીતિએ કરતાં શીખવું જોઇએ બાકી તો, જે મોટા ગણાતાઓ, તેમને તેમના પૂર્વકૃત પુણ્યના ઉદયના પ્રતાપે મળેલી મોટાઈના તોરમા, એ મોટાઈને પમાડનારા પુણ્યને તથા એ પુણ્યના કારણને વિસરી જાય છે અને જેની–તેની સાથે તોછડાઈથી વર્તવામા મજા માણે છે તેમજ જરૂર જણાય ત્યાં અંગત સ્વાર્થ સાધવાને માટે રાંક જેવા પણ બની જાય છે, એવા મોટા ગણાતાઓ એમનું પોતાનું બગાડે છે એ નક્કી વાત છે એવાનો નબર આપણે ક્યા નાંખવો ?

એ પોતે જ સમજે કે–આપણે પોતે કયી કક્ષાના છીએ અને આમાં આપણું કેટલું અહિત છે, તો સારૂં!

**'મારે ત્યાં જેને માન નથી તેનું માન લેવાનો મને શો હક્ક છે?' એટલુંય વિચારે નહિ.**

આજે એવા પણ સુખી ગણાતા માણસો છે, કે જેમણે બંગલાના દરવાજે ભૈયા ઉભા રાખ્યા હોય છે. ભૈયો અંદર પેસવા દે તો શેઠનું મોંઢું જોવાને મળે ને? અને, એ ભૈયો દુઃખિને, માગવા આવેલાને બંગલામાં પેસવા દે ખરો? યાચક આંગણે આવ્યાની ખબર શેઠને આપવાનેય ભૈયો જાય નહિ. સામાન્ય સ્થિતિના માણસો ટીપ લઈને ગયા હોય તોય એમને ત્યાં પ્રવેશ મળે નહિ. એ શેઠિયો જ્યારે એવા કોઈકને ઘરે ગયો હોય, ત્યારે એટલું માન એ લઈ આવ્યો હોય કે–માન આપનારે પોતાનું ગજુ પણ જોયું ન હોય, અને, એ શેઠિયાને ઘરે એવા કોઇનુ સ્થાન હોય નહિ! એ શેઠિયાને એટલો વિચારેય આવે નહિ કે–'મારે ત્યાં જેને માન નથી, તેનું માન લેવાનો મને શો હક્ક છે?' પુણ્યનેય એ વિચારે નહિ. પુણ્યને વિચારે તો તો એને પુણ્ય કરવાનું અને પાપથી બચવાનું મન થાય ને? મોટા ગણાતા શેઠિયા કોઈક વાર કોઈ કામે નીકળ્યા હોય છે, તો ગામના ૫-૫૦ માણસો એમને લેવાને સામે જાય છે. એને લાવવાને માટે ગાડી લઈ જાય છે પોતાની ગાડી ન હોય તો કોઈની ગાડી માગીનેય લઇ આવે આખું ગામ એની સરભરા કરે અને, જો એ ટીપ લઇને આવ્યો હોય તો એ ટીપમા પણ રાજી થઈ થઈ ને ટપોટપ રકમ ભરી આપે એ જો પુણ્યનો અને પરલોકનો વિચાર કરે, તો એને થાય કે–'આટલું પુણ્ય હુ ભોગવું છું, પણ નવું ઉપાર્જું છું હુ કેટલુ પુણ્ય? થોડી શક્તિવાળા પણ આટલું કરે છે, તો હુ આનાથી સોગુણો સત્કાર કરી શકું તેમ છું.' એ જો સમજુ બને તો ભૈયાને એ કહી દે કે–'જે કોઈ દુઃખી, દરિદ્રી, ગરીબ અંદર આવવા માગતા હોય, તેમને તું મારી પાસે આવવા

દેજે! મારું ઘર જરૂરવાળા માટે સદા ખુલ્લું છે' એ વિના જ પરલોક સુધરી જાય? શ્રીમંતાઈ જેમ વધારે તેમ ગતિ ઉંચી મળે, એમ માનો છો? જેમ જેમ ધનનો સંગ્રહ મોટો, તેમ તેમ દેવલોક પણ ઉંચો મળે, એવું છે ખરૂં? ધન ગમે તેટલું મળે તોય તેનાથી ધરાય નહિ; મારૂં ધન કોઈનાય ભોગમાં આવી જાય નહિ એની ચિન્તા કર્યા કરે; માન સૌનું લેવાને ચાહે અને બીજાને માન આપવું ગમે નહિ; દુઃખીનો તિરસ્કાર કરે અને અર્થિને અડફેટે ચઢાવે, આવા માણસોનો પરલોક સુધરે શી રીતિએ? એવાઓ કદાચ કહેતા પણ હોય કે-'પરલોક અમારી આંખ સામે છે.' તો એ સાચું છે? પરલોક જેની આંખ સામે હોય, તે તો જેમ કોઈનું ભૂંડું પોતાથી થઈ જાય નહિ તેની કાળજીવાળો હોય, તેમ જે કોઈ મળે તેનું ભલું કરવાની ભાવનાવાળો પણ તે હોય.

**જ્યાં સ્વાર્થ નહિ ત્યાં સત્કાર નહિ :**

પરલોક જેની આખ સામે હોય, તેના નોકરોય સુખી હોય. એનો પરિવાર તો સુખી હોય, પણ એના ઘરના જાનવરેય સુખી હોય

**સ૦** આવા બહુ ઓછા જોવાને મળે

- એય મોટી પંચાત છે ને? એ જે કરે તે શક્તિ-સામગ્રી જોઈ વિચારીને કરે, પણ એનું મન સારી રીતિએ વર્તવાને અને સારાં કામ કરવાને ઉલ્લસિત હોય. આવું કાંઈ હોય નહિ, તો પરલોકને માને છે-એમ મનાય શી રીતિએ? ઘણા એવા છે કે જેઓ આગળની કક્ષામાં ગણાય તેવા છે નહિ અને વિમધ્યમમાં પણ આવે તેવા નથી પાછા એ એવા કે-એમને અધમાધમ પ્રકૃતિના કે અધમ પ્રકૃતિના કહેવાય નહિ; પણ સમજુને લાગે કે-આમનામા અધમપણું ઘણું છે. એમાં જો એ લાગવગવાળા હોય તો નફ્ફટ બહુ હોય. ઘણા બધા શેઠ ને સાહેબ કહેતા હોય, એટલે ધીમે ધીમે એ એવી ખૂમારીમાં રાચે કે-આડે આવનારની આખ ફોડી નાંખવાની તાકાત ધરાવું છું એમેય બોલે. આવો વર્ગ આજે ઠીક ઠીક પ્રમાણમા

વધતો જાય છે. શિક્ષણના ગણાતા આ યુગમાં, કેળવણી હમણાં બહુ વધી છે, એમ તમે કહો છો ને? પણ, એ તો વિચારો કે-પહેલા જગલીપણું વધારે હતું કે જેમ જેમ આ યુગની કેળવણી વધી તેમ તેમ જગલીપણુ વધ્યુ? આજે તો જ્યાં સ્વાર્થ નહિ ત્યાં સત્કાર નહિ અને જે આશા કરતો આપણી પાસે આવ્યો તેનો તિરસ્કાર, એવુ બધું વધતુ જાય છે ને?

**સ૦** ઇષ્ટવિયોગ અને અનિષ્ટસંયોગ ઘણો છે આજે.

એમા આશ્ચર્ય પામવા જેવુ શું છે? બાયડી માનતી નથી, છોકરા માનતાં નથી, એવી ફરિયાદ કરનાર વિચારે કે-'મેં મારાં મા-બાપનાં અપમાન કેટલા કર્યાં છે? મેં મારા વડિલોનો અવિનય કેટલો કર્યો છે? બાયડી-છોકરાને સારા સસ્કાર મળે એવું શું કર્યું છે મે? હુ કોઈનેય સાચેસાચ વફાદાર છું ખરો?'

## વિમધ્યમ જીવોને સદ્ગુરુનો સુયોગ મળતાં ઉત્તમ બનતાં પ્રાય વાર લાગે નહિ:

આજે એવા ઘણા છે કે જેમની પાસે ધન વધી ગયું છે, પણ પરલોકની વાત સાભળવાને એ તૈયાર નથી. શાથી? પરિણામનો વિચાર કરતા નથી, એથી જ ને? વિમધ્યમ પ્રકૃતિના જીવો તો પોતાની પાસે ધન અધિક હોય કે અલ્પ હોય, પણ એ પોતાની સ્થિતિ મુજબ દેવના પૂજારી હોય, ગુરુજનોનો સત્કાર કરનારા હોય; દુઃખીના બેલી હોય એમને આ લોકમા યશ જોઇતો હોય અને પરલોકમા સુખ જોઈતું હોય, એટલે, અવસરે અવસરે એ સારાં કામ કર્યા જ કરતા હોય અને આબરૂને બટ્ટો લાગે એવાં કામોથી તો એ આઘા ને આઘા રહેતા હોય એના પરિચયમા જે આવે, તેને લાગે કે-'આ માણસ કોઇનુય કાંઈ ઓળવે એવો નથી આ માણસ ખોટી સાક્ષી ભરે એવો નથી કે ખોટા લેખ લખે એવો નથી.'

**સ૦** આનાથી મધ્યમમાં તો ઉંચા ને?

એ તો કહ્યું કે–મધ્યમ ઘરબારી હોય નહિ કેવળ પરલોકના પૌદ્‌ગલિક સુખના એ અર્થી હોય. પરલોકમાં પૌદ્‌ગલિક સુખની સામગ્રી ઘણી ઘણી મળે, એ માટે એમણે આ લોકના સુખના ભોગવટાનો ત્યાગ કરેલો હોય. એની વાત અહીં ક્યાં લઈ આવ્યા? આ તો આ લોકના સુખનો એવો ત્યાગ કરીને તપોધ્યાનાદિમાં લાગી જવાની જેમનામાં તેવડ નથી અને જેમના દિલમાં આ લોકમાય પૌદ્‌ગલિક સુખ સારી રીતિએ ભોગવવાની કામના છે; આમ છતાં પણ, જેઓ પરલોકમાં માને છે અને પરલોકમાં જેઓ અહી કરતાંય વધારે સુખ મેળવવાને ઇચ્છે છે, એવા વિમધ્યમ કક્ષાના જીવોની વાત છે. તમે આવી શકો તેમ હો તો તમને ઉત્તમ પ્રકૃતિવાળામાં સ્થાન મળે એવું કરવું છે, પણ ઉત્તમ પ્રકૃતિવાળા જીવોય, વિમધ્યમ પ્રકૃતિવાળા જીવો જેવાં સારા કામ કરતા હોય તેવાં સારા કામ ન કરે એવું નથી ઊલટું, વિમધ્યમ પ્રકૃતિવાળાને સદ્‌ગુરુનો સુયોગ આદિ મળી જતાં ઉત્તમ બનતાં પ્રાય. વાર લાગે નહિ: જ્યારે અધમાધમ અને અધમ પ્રકૃતિવાળા તો ધર્મને સાંભળવાની લાયકાતથી પણ વિમુખ હોય છે. એટલે, તમારે એ તો જોયા જ કરવું પડશે કે–'વિમધ્યમને જેવા સારાં કામ કરવાનું મન હોય તેવાં અને તેટલા પણ સારાં કામ કરવાનું મન મને છે કે નહિ? અને, એ જેટલા ઔચિત્યને જાળવે, તેટલા ઔચિત્યને જાળવવાને માટે પણ હું પ્રયત્નશીલ છું કે નહિ?'

## પ્રભાવના લઈ જનારને શક્તિ હોય તો પ્રભાવના કરવાનું મન કેમ થાય નહિ?

અહી બેઠેલા જો આ રીતિએ વિચાર કરવા માડે, તોય ભગવાનની પૂજા પોતાના દ્રવ્યથી કરવા માડે હમણાં મોટો ભાગ પ્રભાવના લઈ જાય છે, પણ પછી એના એ પ્રભાવના આપવા માંડે. પ્રભાવના લઈ જનારાઓમાં જે શક્તિવાળા છે, તે અવસરે પ્રભાવના આપવાની ભાવનાવાળા ખરા? પ્રભાવના લઈ જનારમાં

પ્રભાવના કરવાની શક્તિવાળા કેટલા ? એમને પ્રભાવના લેતાં, 'હું પણ પ્રભાવના કરૂં !' એમ થાય છે ખરૂં ? ૫-૨૫ ઠેકાણે ભોજન કરી આવનારને, બીજાને ભોજન કરાવવાની ભાવના ખરી ? માણસ સુખી હોય અને પૂજા કરવાની એની સામગ્રીમા ભલીવાર જેવું ન હોય, તો એને એમ થાય ખરૂં કે-' હું ને મારી ભગવાનની પૂજાની સામગ્રી આવી ? આ ન ચાલે !' માણસ પૌદ્‌ગલિક સુખનો જ અર્થી હોય, તે છતા પણ પરલોક જો એની આંખ સામે આવ્યા કરે, તો એથી એના આચરણમા પલટો આવ્યા વિના રહે નહિ. એ તો કહે કે-' મને મળેલું સુખ હું મજેથી ભોગવુ છું; સારા સારા ભોગ ને ઉપભોગ કરવામાં આપણને આનંદ છે; આજે એકનો કાયદો છે, નહિ તો બીજી લાવું એવો છુ, પણ, આ બધામાં મને જેટલો રસ છે, તેના કરતાં પરલોકમાં સુખી કરનારાં પુણ્યકર્મોમાં મને ઘણો વધારે રસ છે. એટલે, કોઈ પણ પુણ્યનું કામ હોય તો એમા મને જરૂર યાદ કરજો ! પૈસાથી થાય એવું કામ હશે તો પૈસા ખર્ચીને કરીશ અને શરીરથી કરવાનુ કામ હશે તો શરીરથી કરીશ, પણ પરલોકને સુધારે એવુ જે કોઈ કામ મારે લાયક હોય તે જરૂર બતાવજો !' એ તો એમ પણ કહે છે કે-' ધન બેન્કમા રહે તેમાં હું કલ્યાણ માનતો નથી અને હું ને મારાં ખાઈએ તેમા પણ હું કલ્યાણ માનતો નથી. બીજાને હું નિઃસ્વાર્થપણે ધન દઉં અને બીજાને હુ નિઃસ્વાર્થપણે ખવડાવું તેમાં હું કલ્યાણ માનું છું !' તમે શું માનો છો ? પારકું ખાવામાં કલ્યાણ માનો છો કે પારકાને ખવડાવવામાં કલ્યાણ માનો છો ? તમે ને તમારાં બાયડી-છોકરા ખાવ એથી પુણ્ય બંધાય ? કે, બીજાને સારા ભાવે તમે ખવડાવો એમાં પુણ્ય બંધાય ? જેને હાથમાં માલ આવે છે, પેટમા માલ આવે છે અને તેમ છતાં પણ જેને બીજાને દેવાનું અને બીજાને ખવડાવવાનું મન જ થતું નથી, એ પરલોકના વિચારથી પર છે કે બીજુ કાંઈ છે ?

**મુસાફરીમાં સૌ સાથે બેસી વહેંચીને ખાતા એથી પરસ્પર સદ્‌ભાવ ને ભ્રાતૃભાવ કેળવાતો :**

તમે પુણ્યમાં માનો છો ને પરલોકમાં માનો છો, તો વિચાર કેમ કરતા નથી? તમે ધારો તો હમણાં સુધરી જઈ શકો તેમ છો. તમને વિશ્વાસ થવો જોઈએ કે–'ભગવાનની સેવામા, દાનમાં, દયામાં અને ઔચિત્ય સમજીને ધન વાપરવામાં, શરીર વાપરવામાં, વચન વાપરવામાં પુણ્ય બંધાય: બાકી હું ને મારા–એમ કર્યા કર્યે તો પાપ જ બંધાય!' તો, 'તમને સુધરી જતાં વાર કેટલી લાગે? આવા માણસો કહી શકે કે–'મારે ઘરે આવેલો ભૂખ્યો ભૂખ્યો પાછો ગયો નથી, તરસ્યો તરસ્યો પાછો ગયો નથી અને નાગો નાગો પાછો ગયો નથી રોજ પશુ–પંખીના પેટમાંય મારૂં કાંઈ ને કાંઈ જાય છે. અને, દેવ–ગુરુ–ધર્મ? એની સેવા–પૂજા અને ઉપાસના તો નિરંતર ચાલુ છે! તેમજ દેવ–ગુરુ–ધર્મના જે સેવક, એ તો મારે મન મારા સગા–સંબધી કરતાય વિશેષ છે! મારે ઘરે કોઈ આવ્યો ને એ વખતે હું ખાવા બેઠો હોઉં કે ખાવા બેસતો હોઉં, તો મારે ત્યાં આવેલો ખાધા વિના જઈ શકે નહિ! હું ખાયા કરૂં ને બીજા જોયા કરે, એમા મારો પરલોક સુધરે શી રીતિએ?' આજે મોટે ભાગે એવું છે કે–ગાડીમા જતો હોય, એની પાસે બીજા બેઠેલા હોય, પણ એ એકલો ચહા પીએ અને એકલો નાસ્તો કરે. આગળ આવું મોટે ભાગે બનતું નહિ. આગળ એવું ચાલતું કે સૌ મહોતા જેવા લુગડે પોતપોતાના ઘરેથી ડબરાં બાંધીને નીકળે, પણ ભોજનનો સમય થાય એટલે બધા સાથે બેસે, દરેક પોતપોતાનું છોડે અને પરસ્પર વહેંચે. એમાં વિધવિધ વાનીઓ સૌને ખાવાને મળે અને સામાન્યને પણ સારૂં ખાવાનું મળે. કોઈ પાસે કાંઈ ન હોય તોય એને જોઈતું મળી જાય. કોઈ પૂછે તો આ કહે કે–અમે બધા એક છીએ. એથી પરસ્પર સદ્‌ભાવ અને બન્ધુભાવ કેટલો કેળવાતો? અને આજે? પોતાનું ટીફીન ખોલે

ને પોતે ખાય. તમે કેવળ તમારૂં ભર્યા કરો, એમાં પરલોક સુધરે ? વિમધ્યમ એવા કે-એમને પરલોકને સુધારવાને માટે પુણ્યનાં કામ કરવાનું મન થયા જ કરે, એટલે એ જેમ દેવાદિની સેવા કરતા હોય તેમ ગરીબ-દુ:ખીની અનુકમ્પા પણ કરતા હોય જોડેની કોટડી-વાળો ભીડમા હોય અને એને કહે કે-'હમણા તો મહિને ૫-૫૦ ખૂટે છે' તો આ કહે કે-'એમાં ચિંતા શું કરો છો ? હું પાસે રહુ છું ને ? લઈ જજો મારી પાસેથી!' એવાની આંખે જે ચઢ્યો હોય એ જો ભૂખ્યો હોય તો એ ભૂખ્યો ના રહે

**સ૦** તો સમાજવાદ આવે.

આજના વાદની વાત વેગળી રહેવા દો! સમાજવાદી આટલા પગાર લે અને આવી રીતેએ જીવે ? આજે સમાજવાદની વાત કરનારાઓ, એમને જે મળ્યું કે એમણે જે મેળવ્યું, એમાથી બીજાના ઉપયોગમાં કેટલુ આવે છે ? એ બધી વાત જુદી છે.

## વિમધ્યમનું ભવિષ્ય સુધરવાનો સંભવ :

આપણે તો વિમધ્યમ પ્રકૃતિવાળા જીવો કેવા હોય એ વાત કરીએ છીએ, કે જેથી જેમને વિમધ્યમ કક્ષામા આવવું હોય તે સમજી શકે કે-આપણે કેવા બનવું જોઈએ! આ જન્મમાં તમે ત્યાગી બની શકો એમ લાગે છે ? નથી લાગતુ ને ? પરલોકના પૌદ્ગલિક સુખની ઇચ્છાથી આ લોકની સુખસામગ્રીને તજી દઈને તપોધ્યાનાદિમા લાગી જનારા જે જીવો, એ મધ્યમ કક્ષાના જીવો ગણાય છે એમાં તો તમારો નબર લાગી શકે તેમ નથી, પણ તમે હૈયુ પલટાવો અગર તમારૂ હૈયું પલટે તો તમે ઉત્તમમાં આવી શકો. પણ એ માટે મોક્ષની ઇચ્છા પહેલી જોઈએ. એમ થવું જોઈએ કે-'મારે મારા મોક્ષ સિવાયની કોઈ જ સ્થિતિ જોઈતી નથી સંસારનું સારામા સારૂં ગણાતું સુખ પણ મને જોઈતુ નથી. એ સારામાં સારૂં ગણાતું પણ સંસારનું સુખ, વાસ્તવિક રૂપમાં સુખ નથી પણ

દુઃખ છે, કેમ કે–એની સાથે પાપ સંકળાયેલું હોય છે. એક મોક્ષનું સુખ જ એવું છે કે જે સર્વ પ્રકારે સુખ રૂપ છે, કોઈ પ્રકારે દુઃખ રૂપ નથી અને પાપથી સર્વથા મુક્ત છે. માટે આપણે જોઈએ છે એક માત્ર મોક્ષ જ.' આવી મોક્ષની ઈચ્છા જન્મે અને એ મોક્ષને પામવાનો ભગવાને બતાવેલો જે માર્ગ છે તેની આરાધનાની રૂચિ પ્રગટે, તો ઉત્તમ કક્ષામા આવી શકાય. આટલો હૈયાપલટો આવ્યો છે કે લાવવો છે? પણ, જે જીવોને મોક્ષનો આવો ખ્યાલ આવ્યો ન હોય, ગમે તેટલું સાભળે છતા જે જીવોને એક મોક્ષ જ જોઈએ–એમ થતુ ન હોય અને સસારના સુખનો જ જેમને રસ હોય, તે જીવોને માટે સ્થાન કયું? એ ત્યાગી ન હોય અને વિમધ્યમ કોટિમાં ગણાય તેવા ગૃહસ્થ પણ ન હોય, તો તો એમનો નંબર કાં અધમમાં ને કા અધમાધમમાં ચાલ્યો જાય ને? એવા જીવો, કે જેમને પરલોક વિષે કોઈ વિચાર નથી અને પરલોકની વાતને જે હમ્બગ જ માને છે, તેઓ પાપાસક્ત બનીને નરકમાં કે તિર્યંચમાં જ ચાલ્યા જાય ને? એવા જીવોને ફેર મનુષ્યપણુ મળવુંય દુર્લભ બને ને? એટલે, જેમને એમ થતુ ના હોય કે–મારે તો એક મોક્ષ જ જોઈએ, તેમણે પણ વિમધ્યમ પ્રકૃતિવાળા બનવાનો પ્રયત્ન કરવા જેવો છે. મિથ્યાત્વ ગાઢ હોય, તો મોક્ષની ઇચ્છા ન જન્મે એવું પણ બને; પણ, એવા જીવોય જો વિમધ્યમ પ્રકૃતિવાળા બની જાય, તો એમનું ભવિષ્ય સુધરવાનો સભવ ઘણો છે. આડી પરલોકને આંખ સામે રાખીને જીવે, પરલોક બગડે નહિ એ માટે ભૂંડાં કામોથી બચતો રહે અને પરલોક સુધરે એ માટે પુણ્યનાં કામ રસપૂર્વક કર્યા કરે, એવા જીવોની ભવિતવ્યતા જો સારી હોય, તો એ જીવો પરલોકને સુધારીને સારે ઠેકાણે જન્મી જાય; ત્યા સદ્‌ગુરુ આદિની સુન્દર સામગ્રી પામી જાય, એથી મિથ્યાત્વ ગળી જાય; અને, ભગવાને કહેલા માર્ગને એ પામી જાય, એવું પણ બને. પરલોકને આંખ સામે રાખીને સારી રીતિએ જીવનાર બધા જ જીવોને આવો લાભ થઈ જ જાય–એવો એકાન્ત નિયમ નહિ,

પણ વિમધ્યમ પ્રકૃતિ કેળવીને પોતાના પરલોકને સુધરવાને મથનાર જીવોને આવો લાભ થવાનો સંભવ ઘણો મોટો, એમ જરૂર કહી શકાય.

**દીકરો કહે કે-'મારા બાપા એટલે બાપા.' અને નોકર કહે કે-'મારા શેઠ એટલે શેઠ.' એવું જીવાય છે?**

વિમધ્યમ કક્ષામા આવવાને માટેય માણસે ઓછો પુરુષાર્થ કરવો પડતો નથી વિમધ્યમમાં પણ ઉંચી કોટિના વિમધ્યમ બનવાને માટે માણસે વ્યવહારમા ઘણા શુદ્ધ અને ઘણા ઉદાર બનવું પડે. એણે પોતાની સ્થિતિ એવી કેળવી હોય કે-એનો દીકરો પણ એનાં વખાણ કરતો હોય, એનો પાડોશી પણ એનાં વખાણ કરતો હોય અને, એનો નોકર પણ એનાં વખાણ કરતો હોય. અવસરજોગ દીકરાને એણે ગમે તેટલું કઠોર વચન પણ કહી દીધું હોય, તોય એણે દીકરાને એવી રીતિએ જાળવ્યો હોય કે જેથી દીકરો કહે કે-'મારા બાપા એટલે બાપા! એ ઠપકો દે પણ એમના હૈયાનું હેત હું જાણું ને? ઠપકો પણ એ મને મારા ઉપર હેત છે માટે દે છે!' એનો નોકરેય કહે કે-'મારો શેઠ એટલે શેઠ! આવો શેઠ તો નસીબ હોય તો મળે.' આજે કેટલાક નોકરો કહે છે કે-'મારો શેઠ ભારે કૃપણ ને ભારે નિર્દય. માંદગી આવી ને ઝટ પગાર કાપી નાખ્યો! નાના ઉપર મોટાનો આટલો જૂલ્મ?' પેલાના નોકરને તો આવું કાંઈ બોલવાની તક જ સાંપડે નહિ. એ તો નોકર મોડો આવ્યો હોય તો ઝટ પૂછે કે-'કેમ ભાઈ, શાથી મોડું થયું?' અને નોકર પણ જે સાચું હોય તે કહે શેઠને સાચી વાત સારી રીતિએ કહેવાની એવાના નોકરમા હિંમત હોય. એમાં નોકર જો એવું કાંઈક કહે કે-'ઘરે બાઈ માદી થવાથી મોડુ થયું.' તો આ કહે કે-'ત્યારે આવ્યો, શું કામ? ખબર કહેવડાવવી હતી ને? જા, પાછો ઘરે જા અને દવા વગેરે લાવવાને માટે જોઈતા પૈસા લેતો જા!' તમને કામકાજનો હિસાબ પૂછતાં આવડે, પણ આવું આવડે? તમે

જો આવું કરો અને કહો તેમજ નોકર ન આવ્યો હોય તો તેનો પગાર કાપો નહિ, તો નોકર ઉપર એની કેવી અસર થાય ? સારો શેઠ નોકર પાસેથી અવસરજોગ કામેય લે અને નોકરને અવસરજોગ એમ ને એમેય નિભાવે. વર્ષો સુધી તમારી નોકરી કરી અને એ લંગડો થઈ ગયો, આંધળો થઈ ગયો, અશક્ત થઇ ગયો, તો તમે શું કરો ? એને નિભાવવો જોઈએ ને ? આજે ઘણા તો ઝટ દઇને રજા દઈ દે. પેલો નોકર કરગરે કે–'પણ હવે હું જાઉં ક્યાં ?' તો એ કહે કે–'ફાવે ત્યાં જા.' પેલો કહે કે–'શેઠ ! તમને સારા માણસ માનીને તન તોડીને નોકરી કરી ને હવે તમે કાઢી મૂકો તે ચાલે ?' તોય એ કહે કે–'અરે ગાંડા, એવા સારા થઈએ તો તો ઘર ઉડી જાય, ઘર !' આવો વ્યવહાર ચાલે ? નોકર જોડે સારો વ્યવહાર રાખતા આવડે, તો એમા પણ પુણ્ય બાંધવાની તક મળ્યા કરે પાડોશી જોડેનો પણ વર્તાવ એવો હોય કે–એને તમે પોતાના લાગો. એ માને કે–આવા પાડોશી આપણને મળ્યા એ પણ આપણું પુણ્ય. તમારો વર્તાવ આવો હોવો જોઇએ.

સ૦ અમારા ધન ઉપર હક્ક બીજાનો ?

હક્ક તમારો ભલે હોય, પણ પુણ્ય તો સદુપયોગ કરો તો બંધાય ને ? સારી રીતિએ તમે જીવો તો જ પુણ્ય બંધાય ને ? હક્કનો હડકવા વળગ્યો તો તમારૂં ધન તમને દુર્ગતિમાં ઘસડી જશે.

**પરલોકની માન્યતામાં પોલ જેવું :**

વિમધ્યમ બનવા માટે મોટાં પાપ છોડવાં પડે અને સારાં કામ કર્યે રાખવાં પડે. જીવવું એવી રીતિએ જોઈએ કે–આ લોકમા પણ એબ લાગે નહિ ને પરલોકેય બગડે નહિ પરલોકને નહિ માનનારને પરલોકની ચિન્તા ન હોય, પણ તમે તો પરલોકને માનો છો ને ? પરલોકને નહિ માનનાર તો કા અધમાધમમા જાય, કાં અધમમાં જાય. તમારે એમાં જવું છે ? છ પ્રકૃતિવાળા જીવો પૈકી જે અધ-

માધમ પ્રકૃતિવાળા નહિ ને અધમ પ્રકૃતિવાળા પણ નહિ, તે બધા પરલોકમા માનનારા હોય. વિમધ્યમેય પરલોકમાં માનનાર હોય, મધ્યમેય પરલોકમાં માનનાર હોય, ઉત્તમેય પરલોકમાં માનનાર હોય અને ઉત્તમોત્તમ પણ પરલોકમાં માનનાર હોય. પરલોકને માન્યો ત્યારે કહેવાય, કે જ્યારે પરલોક જેથી બગડે એનો સગ છૂટે અથવા તો પરલોક બગડે નહિ એનો ખ્યાલ રહ્યા કરે પરલોકને માનનાર જીવોમાં જે જે જીવોને આ લોકમાય પૌદ્‌ગલિક સુખ ભોગવવાની ઇચ્છા હોય અને પરલોકમા પણ પૌદ્‌ગલિક સુખ મેળવવાની ઇચ્છા હોય, એવા જીવોને વિમધ્યમ કક્ષાના જીવો ગણ્યા છે જીવનું વાસ્તવિક કોટિનું કલ્યાણ તો એ ઉત્તમ બન્યા વિના થવાનું નથી, પણ વિમધ્યમપણુ પણ જે જીવોમાં ન હોય, એ જીવો ઉત્તમપણાને પામે શી રીતિએ ? ઉત્તમ બનવાને માટે પરલોકને માનનારા તો બનવું જ પડે અને પૌદ્‌ગલિક સુખના અર્થિપણાને સ્થાને મોક્ષનું અર્થિપણું કેળવીને, ભગવાને કહેલા મોક્ષમાર્ગની શ્રદ્ધા પામવા સાથે તેની આરાધનાનું લક્ષ કેળવવુ પડે, પણ પરલોકની માન્યતામાં જ જ્યા પોલ જેવુ હોય, ત્યા શું થાય ? આ લોકમાં પૌદ્‌ગલિક સુખની તીવ્ર આસક્તિ માત્ર જ રહ્યા કરે ને ? અને, આ લોકના પૌદ્‌ગલિક સુખની એવા પ્રકારની આસક્તિ પરલોકના ખ્યાલને પેદા થતા અટકાવે અને પરલોકનો ખ્યાલ આવવા માડે ત્યાં એને એ હડસેલી મૂકે, એટલે, જીવન પાપથી જ હર્યું"–ભર્યું" બન્યા કરે ને ?

### આજના કેટલાક કાયદા

આ આર્ય દેશમાં પણ આવા જીવો વધી ગયા; એના પાપે જ ઘણા નહિ આવવા જોગા કાયદા પણ આવ્યા છે. કેટલાક કાયદા એવા પણ ઘડાયા છે કે—એ કાયદો ઘડનારેય એ કાયદાનું યથાયોગ્ય પાલન કરી શકે નહિ. વર્ષો પૂર્વે હું જ્યારે દિલ્હી ગયો, ત્યારે બાર મહિને વ્યક્તિ દીઠ અમુક કાપડ જ મળે એવો કાયદો

હતો. દિલ્હીમાં કોઇ કોઈ વાર ધારાસભાના સભ્ય પણ આવતા અને એ વખતે અમારે કેટલીક વાતો થતી. એમાં આ કાપડના કાયદાની વાત નીકળી. મેં પૂછ્યું કે-'તમે અમુક વાર કાપડનો કાયદો તો ઘડ્યો, પણ અત્યારે તમારા શરીર ઉપર કેટલું કાપડ છે? અને, તમારા ઘરમાં આવી કપડાંની જોડ કેટલી છે?' ત્યારે એ કહે છે કે-અમારે આવો વિચાર કરવાનો હોતો નથી. ઘણી વાતો પાર્ટી સ્પીરીટની હોય છે. પાર્ટી નક્કી કરે કે-આપણે અમુક કાયદો પસાર કરવાનો છે, એટલે અમારું શિરત એ છે કે-અમારે તેમાં સંમતિ જ આપવાની. કાપડનો દાખલો તો મે જાણી જોઈને આપ્યો છે, પણ આજે ઘણી વાતો એવી ચાલી રહી છે કે-એ યોગ્ય ગણાય નહિ, છતાં કાયદેસરની ગણાય છે આપણે જે કરીએ છીએ, તેનાથી પ્રજાના નૈતિક જીવન ઉપર અને આધ્યાત્મિક જીવન ઉપર કેવી અસર થશે, એનો વિચાર ભાગ્યે જ કરાતો હશે એટલે વાત એ છે કે-જો વિમધ્યમપણું પણ વધી જવા પામે, તોય દેશનો વ્યવહાર સુધરી ગયા વિના રહે નહિ. બાકી તો, એક અનિષ્ટને રોકવાના નામે બીજા ઘણાં અનિષ્ટ પેદા થવા પામે એવા કાયદા થાય છે અને અનિષ્ટોની પરંપરા વધતી જાય છે.

## સુખી માણસ બીજા બધાને અંગુઠો બતાવ્યા કરે તો એની સદ્ગતિ થાય ખરી?

વિમધ્યમ કક્ષાનું જીવન એટલે એવું જીવન કે જેથી આ લોકમાં સારા માણસોમાં યશ વધે અને પુણ્ય બધાયા કરે એટલે પરલોક સુધરે. આવું જીવન 'મારૂં ધન' ને 'મારા ધન ઉપર મારો જ હક્ક' એમ કર્યા કરો તો આવે નહિ. તમારૂ ધન તમને પરલોકમાં સુખી નહિ કરી શકે, પણ આ લોકમા તમે તમારા ધનનો સદુપયોગ કર્યો હશે તો એનાથી તમને પરલોકમાં સુખ મળશે. બેન્કમાં ૧૫ લાખ કે ૧૫ કરોડ પડ્યા હશે, તે તમને પરલોકમાં કામ લાગશે?

એ ધન તમારા વહાલા દીકરાનેય કામ લાગશે જ એમ માનો છો? ચાર દીકરામાં જે હોશિયાર હોય તે બધું પડાવી જાય એવુંય બને અને બીજાઓ પડાવી જાય એવુ ય બને. તમારો ધનનો લોભ તમને ચિન્તા કરાવે અને તમારૂં ધન તમને મારે એવું પણ બને ને? એટલે, જેની પાસે જે શક્તિ હોય, તેણે તેની શક્તિ શામાં ખર્ચવી જોઈએ? અસલ તો મોક્ષ માટે જ મથવું જોઈએ, પણ એવી ઉત્તમતા ન આવી હોય અને આ લોકમાં સુખે જીવવા સાથે પરલોકમાં સુખ પામવાની ઈચ્છા હોય, તોય પોતાની પાસે જે કાંઈ હોય અને પોતાને જે કાંઈ મળે તેનાથી પુણ્યનાં કામ કર્યા કરવાનું મન તો થયા જ કરવું જોઈએ ને? તમારે કહેવું જોઈએ કે–'અમે મહા પાપનું કોઈ કામ કરતા નથી અને પુણ્યનાં કામ વારંવાર કર્યા કરીએ છીએ. બને ત્યા સુધી અમે કોઈનુંય ભૂંડું કરતા નથી અને સારૂં કરવામાં અમારૂં નામ અવશ્ય હોય છે. શેરીમાં અમારે કોઈ શત્રુ નથી અને અમારા પ્રત્યે સદ્‌ભાવવાળા ઘણા છે, કેમ કે–અમે ભૂંડું કોઈનુંય કર્યું નથી અને બીજાનું ભલું કરવામાં અમે પાછા પડ્યા નથી!' પણ, તમે આવું ક્યારે કહી શકો? તમે જીવન એવી રીતિએ જીવતા હો તો ને? હમણાં તો નરી સ્વાર્થપરાયણતા વધતી જાય છે ને? કહેવાય છે કે–કોઈનું કામ કરવુ ના પડે અને ભોગમા કોઈ આડો આવી શકે નહિ માટે શહેર છોડીને જંગલમા જઈ બંગલા બાંધવા માંડ્યા છે. ત્યાંના બંગલા પણ એક એકથી છેટા આપણી બીજાને ખબર પડે નહિ અને બીજાની ખબર આપણે લેવી પડે નહિ, એમેય મનમા હોય ને? આવી મનોવૃત્તિ રાખશો અગર તો આવી રીતિએ જીવશો, તો એથી પરલોક સુધરી જશે? ભૂતકાળના પુણ્યનો અહીં ઉદય હોય ને એથી તમે આ લોકમાં સુખી હો, પણ સુખી માણસ બીજા બધાને જો અંગુઠો જ બતાવ્યા કરે, તો એથી એની સદ્‌ગતિ થાય? અહીં મર્યા એટલે પાછું ક્યાંક પેદા થવાનું તો છે ને? હા, તો અહીંથી મરીને ક્યાં જાવું છે?

૩૦ સારી ગતિમાં.

સારી ગતિમાં જવાની ઇચ્છા છે તો સારી ગતિ પમાય એવું સારૂં કર્યું છે? એવું સારૂં કરો છો? બજારમાં કોઈ પણ ચીજ લેવા જાવ છો તો એના દામ દેવા પડે છે ને? તેમ, અહીં પણ સારી ગતિ પમાડે એવું પુણ્ય તમે ઉપાર્જ્યું હશે તો સારી ગતિ મળશે ને? તો, તમારી એવું પુણ્ય ઉપાર્જવાનીય મહેનત ચાલુ છે ખરી?

**ધન મેળવે પ્રમાણિકપણે અને જેમ જેમ ધન વધતું જાય તેમ તેમ પુણ્યનાં કામ વધતાં જાય :**

પુણ્ય ઉપાર્જવાની મહેનત શ્રીમન્તો જ કરી શકે અને સામાન્ય કે ગરીબ કરી શકે નહિ એવું નથી. જેને મન થાય તે પોતપોતાની શક્તિ અને સામગ્રી મુજબ એ કરી શકે. મર્યા પછી સદ્‌ગતિ જેને જોઈતી હોય અને એ માટે પુણ્ય ઉપાર્જવાનું જેને મન હોય, તે તો જેમ જેમ ધનમાં વધતો જાય, તેમ તેમ પુણ્યનાં કામોમાં પણ વધતો જાય. એવા માણસો કહી શકે કે–' પહેલાં જ્યારે સો કમાતો હતો ત્યારે દેવપૂજામાં પાચ ખર્ચતો હતો અને બીજાં પુણ્યકાર્યોમાં થોડું-ઘણું ખર્ચતો હતો, પણ હવે વધારે કમાઉં છું તો દેવપૂજા, ગુરુસેવા, સાધર્મિક–ભક્તિ, ધર્મનાં જુદાં જુદાં કામ અને અનુકમ્પા તથા જીવદયામા હું મારૂં ધન વહેવડાવ્યા જ કરૂં છું. ઘરના ખર્ચા વધ્યા છે, તેમ પુણ્યકાર્યોના ખર્ચા પણ વધાર્યા છે. મહેનત કરૂં છું, કમાઉં છું અને આમ પુણ્યનાં કામોમાં ખર્ચ્યે રાખું છું.' આવી મનોવૃત્તિવાળા માણસની કમાણીની રીત પણ કેવી હોય? એમાં કોઈને આંગળી ચીંધવાપણું હોય ખરૂં? એ કહી શકે કે– “ધનનો લોભ ઘણો છે, કેમ કે–સુખનો લોભ ઘણો છે; પણ, ધનના લોભે મેં મારી પ્રમાણિકતા ગુમાવી નથી, મહેનત કરતાં પાછું વાળીને જોયું નથી, પણ કોઈનું હોઈયાં કરી જવાનું કદી

પણ મન કર્યું નથી દલાલીમાં કદી પણ વચલો ગાળો ખાઈ ગયો નથી અને નોકરીમાં શાક-દૂધ વગેરેમાંથી પૈસા ખાધા નથી. હું કમાયો જરૂર છું, પણ મારા શેઠ હું કેમ કમાયો છું તે જાણે છે. એ જ રીતિએ, પહેલાં થોડું મળતું તો થોડાં પુણ્યનાં કામ કરતો અને આજે વધારે મળે છે તો પુણ્યનાં કામેય વધારે કરું છું. મારે આંગણે જમવા ટાણે આવેલાને જમાડ્યા વિના હું જવા દેતો નથી અને દુખી જીવોને પણ ૧-૨-૩ એમ જમવા બોલાવું છું. આથી મને વિશ્વાસ છે કે-મારો પરલોક નહિ બગડે. રાતે ઉંઘતાં ઉંઘતા પણ હુ મરી જાઉં તોય મને ખાતરી છે કે-'હું સારી ગતિને પામીશ'

**નઠોરતા કેમ આવે ?**

આવા બધા જે જીવો હોય તે વિમધ્યમ પ્રકૃતિના જીવોમાં ગણાય. રાતના સૂતી વખતે એ પરમાત્મા આદિને યાદ કરે અને તે સાથે દિવસભરમાં કોઈની પણ સાથે એને કડવાશથી બોલવું પડ્યું હોય કે બીજું કાંઈ તેવુ કરવું પડ્યું હોય, તો તેને યાદ કરીને અને પશ્ચાત્તાપ કરીને પછી એ સૂઈ જાય.

**સ૦** આવુ સારૂં જીવે અને તેમાં જો મોક્ષનું લક્ષ્ય ઉમેરાઈ જાય તો તો કામ થઈ જાય ને ?

તો તો પછી ઉત્તમ કક્ષામા આવતા વાર કેટલી ? જેને મોક્ષનું લક્ષ્ય આવે, તે મોક્ષમાર્ગ શોધે અને મોક્ષમાર્ગ મળે એટલે એની આરાધનામાં તત્પર બને. એમ કરતે કરતે શુદ્ધ મોક્ષમાર્ગ પણ એને મળી જાય. શુદ્ધ મોક્ષમાર્ગનો શ્રદ્ધાળુ અને આરાધક બનવા દ્વારા, એ ઉત્તમ પ્રકૃતિના જીવોમાંનો એક બની જાય.

**સ૦** પાપ યાદ આવવાં જોઇએ.

પાપથી છૂટવાનું મન હોય તો પાપ યાદ આવ્યા વિના રહે નહિ. પાપ જેને ગમતું ન હોય, તેનાથી જો પાપ થઈ જાય, તો એ પાપ એને ડંખ્યા કરતું હોય.

સ૦ પાપ યાદ આવતાં નથી, તેનું કારણ શું ?

મોટે ભાગે તો નઠોરતા આવી ગઈ છે માટે! બીજા ઘણાઓના પાપની નોંધ હૈયામાં રાખી છે, પણ તમારા પાપની નોંધ તમે ક્યાં રાખી છે? પાપ કરે અને 'આ હું પાપ કરૂં છું.'–એમ સમજાયેય ખરૂં, છતાં પણ તે વખતે ઝટ મનમાં માંડવાળ કરી લે કે–'આ તો સંસાર છે. પાપ કરવું પણ પડે. એ તો ચાલે' બીજા કોઈએ જો એવું પાપ કર્યું હોય તો એમાં એની હરામખોરી લાગે અને એ જ પાપ તમે કરો ત્યારે થાય કે–'આ તો કરવું પડે.' આમાથી નઠોરતા જ આવે ને? માટે, તમારા પાપને તમે કદી પણ ભૂલો નહિ અને પાપથી બચવાના પ્રયત્ન કર્યા કરો...

## 'સાધુને આગળ બેઠયે ઉલાળ નહિ ને પાછળ બેઠયે ધરાળ નહિ.'–એવું કહેનારા પણ છે :

તમારૂ પોતાનું પાપ તમને યાદ નહિ આવે, તો શું બીજો યાદ કરાવશે? બીજાને શી પડી હોય કે તે તમને તમારૂ પાપ યાદ કરાવે? અવસરે તમને ટોણો મારવાને માટે તમારા પાપને બીજો યાદ કરાવે તો તે વાત જુદી છે. તમે પણ એવુ કરતા હશો ને? બાકી, તમારે યાદ કરવું હોય તો તમારૂં પાપ તમને યાદ આવ્યા વિના રહે નહિ; પણ, તમે તમારા પાપને સાચે જ યાદ કરવા ઇચ્છો છો? જો પાપથી બચવાને માટે અને પાપથી શુદ્ધ થવાને માટે પાપને યાદ કરવુ હોય છતાં પાપ યાદ આવતું ન હોય, તો અભ્યાસ માટે એવો સાથીદાર રાખો! એને કહો કે–'રોજ મારી સાથે રહેજે ને મને મારૂં પાપ યાદ કરાવજે.' પણ, નહિ કરવાના તમે આવું! બીજાની વાત તો દૂર રહી, પણ હું યાદ કરાવવા માંડુ તો? જ્યાં સુધી પાપની સૂગ નહિ પ્રગટે, ત્યાં સુધી તો સાધુ તમને તમારૂં પાપ યાદ કરાવે તોય તમે કહેવાના કે–'મહારાજ તો કહે, મહારાજને આગળ બેઠયે ઉલાળ નહિ અને પાછળ બેઠયે ધરાળ નહિ!' અમારી પાસે તો ઘણા આવે. એમાં વાત વાતમાં કોઈ કહે છે કે–'તમારે

પાપની શી જરૂર ?' એ વખતેય હું તો કહું છું કે–'વાત સાચી છે પાપથી બચવું હોય તો તમેય અહીં આવો.' વાહનમાં બેસતા હોય તેને ઉલાળેય નડે અને ધરાળેય નડે. અમે તો બેસતા જ નથી, એટલે અમને એ નડે નહિ. જે ન બેસે તેને ઉલાળ કે ધરાળ હોય નહિ તમે સંસારમા બેઠા છો માટે પાપ કરવું પડે છે ને ? આપણે ત્યાંનું સાધુપણું તો એવું છે કે–એનું માત્ર વ્યવહારથી પણ પાલન કરનારા જે હોય, તે પણ ઘણા સુખી હોય. આવડા મુંબઇમાં અમે ઘણા ખરા રસ્તા તો જોયા જ નથી. કામ જ પડે નહિ ને ? એટલે, અથડામણ પણ કેટલી બધી ઓછી ? અમે મન્દિર જોયાં છે, પણ બગલા જોવા તરીકે જોયા નથી. બંગલા જોવાનું મન જ થાય નહિ ને ? અને, તમને તો અમથા અમથા પણ જોવાનું મન થઈ જાય ને ? એમા ઘણા એવા કે–પારકા બંગલા જૂએ ને મનમાં બળે. 'આને ખરો ને મને નહિ ?'–એમેય થાય. સાધુને કાંઈ થાય નહિ. માટે તો હું તમને સાધુપણું બતાવું છું. સંસારમાં પણ શાન્ત સુખનો અનુભવ સાધુપણામા જ થાય. સાધુપણું એ વસ્તુ જ એવી છે કે-એ લેતાની સાથે જ સુખની શરૂઆત થઈ જાય માત્ર સાધુપણું લેનાર જીવ યોગ્ય જોઈએ. સાધુપણું લેનાર જીવ જો અયોગ્ય હોય તો એ વળી તમારા કરતાંય વધારે દુ.ખી થાય દેખીતું દુ.ખ એને ન હોય તોય મનથી તો એ દુ ખમા ને દુ ખમાં જ સબડ્યા કરતો હોય જેને પાપ ગમે તેને સાધુપણું કારાવાસ જેવુ ય લાગે સાધુપણામાં કષ્ટ તો ઘણાં આવે, પણ સાધુને એ કષ્ટ કષ્ટ લાગે નહિ સાધુ સમજે કે 'આ જીવે આ સંસારમાં ઘોર કષ્ટ વેઠ્યાં છે અને તેમ છતા દુ ખે કેડો છોડ્યો નથી, જ્યારે આ કષ્ટ હુ જેમ જેમ વેઠું છું, તેમ તેમ હું મોક્ષની નિકટ પહોચતો જાઉં છું.' આ સમજના પ્રતાપે, સાધુ સંસારમાં પણ મહા સુખ અનુભવી શકે. બાકી તો, સિવાય મોક્ષ, પરમ સુખ છે જ નહિ, અને એટલા જ માટે, પરમ ઉપકારિઓએ મોક્ષમાર્ગને આરાધવાનુ ઉપદેશ્યું છે.

**મધ્યમ કક્ષાના જીવો કેવા હોય?**

આ તો વચમાં વાત આવી ગઈ. વિમધ્યમ જીવો કેવા હોય, એ તમે સમજી ગયા ને? હવે આપણે મધ્યમ કક્ષાના જીવોની વાત શરૂ કરીએ. મધ્યમ કક્ષાના જીવો એકલા પરલોકને સુધારવાની ઇચ્છાવાળા હોય. આ લોકનાં ભોગસુખ એમને તુચ્છ લાગે અને પરલોકમા ઉત્તમમાં ઉત્તમ કોટિનાં ભોગસુખોને પામવાની એ જીવોની ઇચ્છા હોય. એ સમજે કે-અહીં જો આપણે ભોગોપભોગનાં સુખોમાં રમતા રહીએ, તો ધાર્યો ધર્મ કરી શકીએ નહિ અને ધાર્યો ધર્મ કર્યા વિના આપણે જેવાં સુખ જોઇએ છે તેવાં સુખ આપણને મળે નહિ આથી, એવા જીવો અહીંના ભોગોપભોગાદિનાં સુખોનો સંગ પણ તજી દે અને તપોધ્યાનાદિના આચરણમાં લાગી જાય. ત્યાગ અને તપ-એ બેમાં એમને આનન્દ હોય. આવા જીવો ભિન્ન ભિન્ન દર્શનોમાં હોય. આ જીવો પોતાની સમજ મુજબ સંસારનો ત્યાગ કરી દઈને ઘણાં ઘણાં કષ્ટો પણ વેઠે અને તપોધ્યાનાદિમાં મસ્ત રહ્યા કરે. દુ:ખ ઘણું વેઠે ને સંયમ ઘણો કેળવે, પણ તે શા માટે? પરલોકમાં ઉત્તમમાં ઉત્તમ કોટિના ભોગસુખ મળે એ માટે! આવા જીવોએ મોક્ષ ન સાભળ્યો હોય કે ન જાણ્યો હોય એવું પણ બને, મોક્ષના સ્વરૂપ વિષે તેમનામાં ગાઢ અજ્ઞાન હોય એવુ પણ બને; અને, મોક્ષનું વાસ્તવિક સ્વરૂપ સાભળવાને મળ્યું હોય તો પણ, એવો મોક્ષ સંભવી શકે જ નહિ-એમ એમને લાગ્યું હોય, એવું પણ બને એટલે, જેટલા સંસારના ત્યાગી અને તપોધ્યાનાદિમાં લાગી ગયેલા જીવો, તેમાં જેઓ પરલોકના ભોગસુખના જ અર્થી હોય,-તેવા બધા જીવોનો સમાવેશ આ મધ્યમ કક્ષાના જીવોમા થાય.

**પાછલો ભાગ એકલા પરલોક ખાતે :**

પહેલાં તો, આ આર્ય દેશમાં પરલોકના ખ્યાલની પ્રધાનતા ઘણી હતી. વાત વાતમાં લોકો બોલતા કે-'પરલોક બગડે નહિ તેની કાળજી રાખો! આ લોકના સુખ માટે જે કરો, તેમાં પણ એવું

ન કરો કે જેથી પરલોક બગડે.' અને એથી, જીન્દગીના પાછલા ભાગમા તો મોટે ભાગે એકલા પરલોક તરફ નજર રાખીને જ જીવાતું. એમા જેમનાથી ત્યાગી બની શકાતું એ તો ત્યાગી જ બની જતા ત્યાગેય પોતપોતાના માનેલા ધર્મને અનુસારે કરતા અને તપેય પોતપોતાના માનેલા ધર્મને અનુસારે કરતા; પણ, જીન્દગીનો પાછલો ભાગ મોટે ભાગે એકલા પરલોકને સુધારવા તરફ દૃષ્ટિ રાખીને વીતાવતા. આજના મોટા ભાગની જેમ છેક સુધી ભોગાદિના સગમા પડ્યા રહેનારા જીવો એ સમયે થોડા. એ કાળમાં જેઓ ત્યાગ કરી શકતા નહિ, તેઓ ઘરમા રહ્યે રહ્યે પણ થાય તેટલો તપ કરતા અને ઇશ્વિરસ્મરણ આદિ કરતા. એ કાળમાં રાજાઓમાં અને શેઠ–શાહુકારોમા પણ મોટે ભાગે આવી વૃત્તિ જીવન્ત હતી પાછલી જીન્દગીમાં લગભગ સૌને પરલોકને સુધારવાનું મન

## માથે ધોળો વાળ આવતાંની સાથે જ રાજા સોમચન્દ્રે સ્વીકારેલા વનવાસનો પ્રસંગ ·

તમને રાજર્ષિ પ્રસન્નચન્દ્રના પિતા સોમચન્દ્ર રાજાનો પ્રસંગ યાદ છે ? શ્રી જિનમતને એ સમજેલા પણ નહોતા અને પામેલા પણ નહોતા શ્રી જૈન શાસનનો યોગ જ એમને થયો નહોતો. આમ છતાં પણ, આ આર્ય દેશના સંસ્કારમા એ ઉછરેલા હતા. એ રાજા તો હતા, પણ સંસારી તરીકે એ સુખીય ઘણા હતા એમના માથાની કેશવાળી પણ રોજ એમની પત્ની ઓળની હતી; મોટી રાણી હોવા છતાં પણ ! બેય વચ્ચે પ્રેમ ઘણો જ્યાં રાજા ત્યાં રાણી, એ રીતિએ એ જીવતા અને જીન્દગીમા કલહ તો એમણે જોયેલો જ નહિ રાજાનું બધુ કામ રાણી જાતે જ કરી આપે. આટલી બધી અનુકૂળતા હોવા છતાં પણ, પોતાની વય વધી ગયાનો ખ્યાલ આવતાંની સાથે જ, એ રાજપાટ વગેરેને છોડી દઈને તાપસ બની જવાને તૈયાર થઈ ગયા.

એમની અનુકૂળતા પાસે તમારે કેટલી અનુકૂળતા છે તમારા સંસારમાં ? તમારા ઘરનાં માણસો તમારી કેટલીક ચાકરી કરે છે ? તમારી બાઈ તમારી રાહ જોઇને બેસતી હશે કે–'ક્યારે આવે ને ક્યારે એમની સેવા કરૂં ?' તમે લોકો મોટે ભાગે સંસારમાં પણ એવું પામ્યા નથી કે–એ સ્થિતિ સામાન્ય સમજુ જીવનેય પકડી રાખી શકે અમે આજના સંસારની ઘણી વાતો સાંભળીએ છીએ અને અમને તો એમ થાય છે કે–'આ બિચારા જીવો કેવા વિષયાધીન છે કે આવા દુ:ખી સંસારમાં પણ રાગથી ચીટકી રહ્યા છે ?'

**સ૦** સહનશીલતા છે ને ?

સહનશીલતા છે કે બળતરા છે, તે તમે તમારા હૈયાને પૂછો ! મહીં બળતરા ઘણી હોય પણ વિષયાધીનતા એવી હોય કે વેઠી લીધા વિના ચાલે નહિ. આજનાઓનો સંસાર મોટે ભાગે ઘણો ભૂંડો છે. કોઇ કોઇ પુણ્યશાલીનો સંસાર સારો હોય તો એનો નિષેધ નથી, પણ મોટો ભાગ પ્રતિકૂળતાઓમાં જ જીવે છે.

રાજા સોમચન્દ્રને એવી કોઇ પ્રતિકૂળતા નહોતી અને અનુકૂળતા ઘણી ઘણી હતી; પણ, માથે ધોળો વાળ આવ્યાનું સાંભળ્યું એની સાથે એ ઉભા થઈ ગયા.

રાણી વાળ ઓળે છે. એ વખતે રાણીએ રાજાના માથામાં ઉગેલો એક ધોળો વાળ જોયો. એ ધોળા વાળને જોતાંની સાથે જ, રાણીએ રાજાને કહ્યું કે–'રાજન્ ! દૂત આવ્યો !'

રાજાએ ચારે કોર જોયું, પણ રાણી સિવાય કોઈ ત્યાં દેખાયું નહિ, એટલે રાજાએ રાણીને પૂછ્યું કે–'ક્યાં છે દૂત ?'

રાણીએ તરત જ રાજાના માથામાંથી પેલો ધોળો વાળ ખેંચી લીધો અને રાજાના હાથમાં મૂક્યો. રાજા સમજી ગયો કે–'સાચે જ, મહાદૂત આવ્યો !'

એ કાળમાં જેને તેને ધોળા વાળ આવતા નહિ મોટી ઉમ્મરે જ માથામાં વાળ ધોળો ઉગે, એવું એ કાળે હતું. આજે તો

નાની વયમાં પણ ધોળા વાળ ઉગેલા જોવા મળે ને? એ કાળમાં ધોળો વાળ દૂત જેવો મનાતો. મરણ હવે બહુ દૂર નથી, એની આગાહી કરનારો ધોળો વાળ ગણાતો. ધોળો વાળ આવતાંની સાથે થતું કે-હવે પરલોકનું ભાતુ જલદી બાંધી લો, અને એથી, મોટે ભાગે ત્યાગમાં ને તપમાં લાગી જવાનું મન થતું.

રાજા સોમચન્દ્રે રાણીએ હાથમાં આપેલો ધોળો વાળ જોયો અને એ એકદમ ખીન્ન થઈ ગયા. વિલખા પડી ગયા. ચિન્તામાં ડૂબી ગયા.

રાણી કહે છે કે-'આ શું મહારાજ? ધોળો વાળ આવ્યો એની આટલી બધી અકળામણ? કોઈ જાણશે નહિ ને કોઈ કહેશે નહિ કે-આપને ધોળો વાળ આવ્યો છે. બસ?'

આમ રાણી રાજાને વિનોદમાં લાવવાનો પ્રયત્ન કરે છે, પણ રાજા સોમચન્દ્ર ગંભીરપણે કહે છે કે-'દેવી! તમે માની તેવી અકળામણ મને નથી. મારી ચિન્તા જુદી છે. હજુ સુધી મારા પૂર્વજોની પરંપરામા કોઈ એવા થયા નથી કે-માથે ધોળો વાળ આવ્યો હોય અને ગાદી ઉપર હાજર હોય. એક હુ જ એવો વિષયાસક્ત પાક્યો કે-મારે માથે ધોળો વાળ આવ્યો ત્યા સુધી હું આ ભોગમાં ચીટકી રહ્યો છું! હવે ક્ષણ વારને માટે પણ હું અહી રહેવાને ઇચ્છિતો નથી.'

રાણી કહે છે કે-'આપની વાત સાચી છે, પણ પુત્ર બાળવયસ્ક છે એ ઉમ્મર લાયક થાય એટલે આપણે બેઉ ચાલી નીકળીએ.'

રાજા કહે છે કે-'ત્યાં સુધી રાહ જોવાય નહિ સૌનું ભાગ્ય સૌની સાથે છે. આજે જ મંત્રીઓને બોલાવી તેમને જરૂરી સૂચના આપી દઉં છું અને આપણા પુત્રનો રાજ્યાભિષેક કરાવી દઉં છું! તમે અહીં સુખેથી રહો અને પુત્રનું પાલન કરો!'

રાણી કહે છે કે-'આપ વનવાસે જાવ અને હું અહીં રહું

એ બને નહિ હું પણ આપની સાથે જ અહીંથી નીકળી જવાની અને વનમાં પણ આપની સેવા કર્યા કરવાની !'

રાજા ઘણું સમજાવે છે, પણ રાણી માનતી નથી એ તો સાથે જ નીકળી જવાને તૈયાર થઈ જાય છે. સગર્ભાવસ્થામાં છે તોય ! રાજા તરત જ મંત્રિઓને બોલાવે છે અને પોતાના પુત્ર પ્રસન્નચન્દ્રનો રાજ્યાભિષેક યોજે છે. એ પતાવીને રાજા અને રાણી બન્નેય રાજપાટ આદિને તજી ચાલી નીકળે છે અને જંગલમાં આવીને વસે છે. પછી તો ઘણુ બને છે અને છેલ્લે રાજા પ્રસન્નચન્દ્ર પણ પોતાના દૂધપીતા પુત્રને રાજગાદીએ બેસાડીને ભગવાને કહેલા અનુપમ એવા સંયમની આરાધનામાં તત્પર બની જાય છે; પણ, અત્રે એનાં વધુ વિગતમા ઉતરવાની જરૂર નથી

### આવા મધ્યમ આ દર્શનમાંય હોય

આવી રીતિએ પરલોકને સુધારવાને માટે આ લોકના સુખને છોડી દેનારા જે માણસો, તે મધ્યમ પ્રકૃતિના માણસોમાં ગણાય છે. જેની પાસે રાજ્ય હોય તે રાજ્યનો ત્યાગ કરી દે, શેઠાઇ હોય તે શેઠાઈનો ત્યાગ કરી દે અને ઘરબાર હોય તે ઘરબારનો ત્યાગ કરી દે ગામ તજે, ઘર તજે, ભોગ તજે અને વનમા જઈને વસે. વનમા વસીને પણ સુકાં પાંદડાં, કંદમૂલ, ફલ વગેરે ખાઇને જીવનનો નિર્વાહ કરે, અને ધ્યાન, તપ, જપ, પૂજા, હવન વગેરે જે જે ક્રિયાઓથી પરલોક સુધરશે એમ એ માનતા હોય, તે તે ક્રિયાઓ આદર્યા કરે. બ્રહ્મચર્ય, ગુરુકુલવાસ અને ભિક્ષા આદિ વ્રતોનું એ આસેવન કરે. આવા મધ્યમ કોટિના જીવોમાં મોટે ભાગે તાપસ આદિ ગણાય, કે જેઓ આ લોકના સુખથી સર્વથા નિરપેક્ષ જેવા બની ગયા હોય અને પરલોકને સુધારવા સિવાયનુ જેમને બીજું કોઈ લક્ષ્ય હોય નહિ. લોકોત્તર એવા આ શાસનમાં સાધુપણાને સ્વીકાર્યા પછીથી, જે જે કોઈ આત્માઓને દેવેન્દ્રની ઋદ્ધિસિદ્ધિ,

ચક્રવર્તીની ઋદ્ધિ-સિદ્ધિ, રાજા-મહારાજાપણું અગર તો વિશિષ્ટ કોટિનું સાંસારિક સૌભાગ્ય મેળવવાનું મન થઈ ગયું હોય અને એથી પોતાના ત્યાગ-તપને એ બધુ મેળવવાને માટે વેચવાને જેઓ તત્પર બની ગયા હોય, તેવા આત્માઓ પણ આ મધ્યમ કક્ષાના જીવોમાં ગણાય છે. આવા સ્વમતના અને પરમતના અનુયાયી ત્યાગી જનો મધ્યમ કોટિના માણસોમા ગણાય છે.

**અધિક માટે અલ્પનો ત્યાગ સહેલો :**

**સ૦** જેને પરલોકમા પણ પૌદ્‌ગલિક સુખ જ મેળવવું હોય, તેને આ લોકનું પૌદ્‌ગલિક સુખ છોડવાનું મન કેમ થાય ? એ તો અહીં એવું સુખ મળે તો એમાં જ લુબ્ધ બની જાય ને ?

એવા આત્માઓને ' આ લોકનુ જે સુખ, એમાં જો રસ આવી જાય અથવા તો એનો સગ પણ જો કરાય, તો પરલોકમાં પોતાને જે સુખ જોઈએ છે તે સુખ મળે નહિ ' એવી પ્રતીતિ થઈ ગયેલી હોય છે એટલે, એવા મધ્યમ કક્ષાના જીવો, આ લોકના પોતાના સુખ તરફ તો નજર સરખીય કરતા નથી. એવા જીવોને પરલોકમા જેવુ સુખ જોઈતું હોય છે, તેવું સુખ આ લોકમા મળ્યું હોતું નથી અને પરલોકમાં સારૂં સારૂં મળે અને ઘણો કાળ તે ભોગવાય એવું એમના મનમા હોય છે. ઇન્દ્રાદિકની ઋદ્ધિ અહીં થોડી જ મળવાની છે ? અને, ચક્રવર્તી તો જે થયા તે થયા, એમ એ સમજતા હોય છે. તમે બધા પણ ઘણા સુખને માટે થોડા સુખનો ત્યાગ કરતા હો, એવું તો બને છે ને ? સુખ મેળવવાના લોભે દુઃખ પણ આનંદથી વેઠો છો ને તમે ? તો, એ જીવો જીવનભરને માટે પરલોકમાં સુખ મેળવવાના હેતુથી ત્યાગ અને તપ આદિ આચરે છે. માણસને જે મેળવવાનું બહુ મન થઈ જાય છે, તે મેળવવાને માટે તે શું સહતો નથી ?

અધિકનો લોભ જોરદાર બને અને અલ્પના ત્યાગથી અધિકના લાભની ખાતરી થઇ જાય, તો અધિક માટે અલ્પનો ત્યાગ કરવાને તત્પર કોણ બને નહિ?

## મધ્યમ કક્ષામાં માત્ર ત્યાગી જીવો :

અભવી જીવો, દુર્ભવી જીવો અને ભવ્ય પણ ભારેકર્મી જીવો કેટલીક વાર આ શાસનનું સાધુપણું પણ સ્વીકારે છે, એવું તમે સાંભળ્યું છે કે નહિ? એવાઓ જે સાધુપણું સ્વીકારે, તે શા માટે સ્વીકારે? પરલોકમાં સુન્દર કોટિનાં પૌદ્ગલિક સુખો મળે, એ હેતુથી જ તેઓ સાધુપણાનો આદર કરે ને? અને, ભવ્ય જીવો માટે પણ કોઇક વાર આવું બની જાય! મોક્ષના જ એક અર્થિપણાથી સાધુપણું સ્વીકાર્યું હોય, પણ કોઈ નિમિત્તને પામીને બુદ્ધિમાં પલટો આવી જાય, મિથ્યાત્વનો ઉદય થઈ જાય અને અમુક પ્રકારનું સૌભાગ્યાદિ મેળવવાનું મન થઈ જાય, એવુંય બને છે. એવું મન થઈ ગયું અને એનો જો આગ્રહ થઈ ગયો, તો તપને વેચતાં વાર નહિ. એ નક્કી કરે કે–'આ ત્યાગ ને તપના ફલ તરીકે મને એ જ મળો!' આ બધું નિદાન કહેવાય છે. એ જ રીતિએ જે જીવોને મોક્ષ અને મોક્ષનો માર્ગ સાભળવા–જાણવાને મળ્યો હોય નહિ, પણ પરલોક છે એવું જેમને જાણવા મળ્યું હોય તથા ત્યાગ–તપ આદિથી પરલોક સુધરે એવી શ્રદ્ધા જેમને થઇ ગઇ હોય, એવા જીવો પણ ત્યાગી બને, એટલે આ મધ્યમ કક્ષામા ગણાય. મધ્યમ કક્ષાના જીવોમાં માત્ર ત્યાગી જીવો જ ગણાય એ ત્યાગી એવા કે–પરલોકના સુખને માટે જેમણે આ લોકના સુખને જીવનભરને માટે તજી દીધું હોય અને પોતાના જીવનને વિવિધ પ્રકારે તપોમય બનાવી દીધું હોય.

## ચારેય પ્રકારનો સંઘ ઉત્તમ કક્ષામાં :

તમે આવા ત્યાગી બનો એવી વાત કરવી નથી. આપણી વાત તો, મોક્ષની અને મોક્ષના ઉપાયના આદરની છે. મોક્ષને માટે ભગવાને

કહેલા મોક્ષના ઉપાયને આદરવાનું મન જેઓને થાય, તે બધા ઉત્તમ કોટિના જીવો છે તમારો સમાવેશ એમાં થાય, એવી મારી ઈચ્છા છે. ઉત્તમ કોટિના જીવોમાં માત્ર સાધુઓ જ ગણાય એવુ નથી, પણ સાધુપણાના અર્થી ગૃહસ્થો પણ એમાં ગણાય. જેઓમાં એક માત્ર મોક્ષનું જ અર્થિપણું આવી જવા પામ્યુ હોય. અને તે સાથે, જેઓને એવી શ્રદ્ધા થઈ ગઈ હોય કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો મોક્ષમાર્ગ એ જ એક શુદ્ધ મોક્ષમાર્ગ છે, અને એથી જેઓને ભગવાને કહેલા મોક્ષમાર્ગને આચરવાનું મન થયેલું હોય અથવા તો જેઓ ભગવાને કહેલો મોક્ષમાર્ગ સાધુ બનીને આચરતા હોય, એ બધા જ ઉત્તમ કોટિના જીવો છે. ભગવાને સઘ ચાર પ્રકારનો સ્થાપ્યો છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. આ સંઘમાં જે જીવો હોય, તે ઉત્તમ કોટિના જ ગણાય. જેનામાં મોક્ષનું અર્થિ-પણું હોય નહિ અને જેનામા ભગવાને કહેલા મોક્ષમાર્ગની શ્રદ્ધા હોય નહિ, તે આ સઘમા ગણાય નહિ સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકા, એ ચારેયમા મોક્ષનું અર્થિપણું પણ જોઈએ અને ભગ-વાને કહેલા મોક્ષમાર્ગની શ્રદ્ધા પણ જોઈએ સાધુ–સાધ્વી સાધુ-પણાને પામેલાં છે અને શ્રાવક–શ્રાવિકા સાધુપણાને પામવાનો મનોરથ રાખી એ પામવાની મહેનત કર્યા કરનારાં હોય, એટલે આવા બધા જ જીવોનો સમાવેશ ઉત્તમ કોટિમા થાય તમે આમાં હો તો આનન્દ અથવા તમે આમા આવી જાવ તો આનન્દ !

**૩૮ આ માર્ગને પામી શકે એવા :**

તમને વિમધ્યમ જીવોની વાતમાં વ્યવહાર સુધારવાનું કહ્યું હતું અને પરલોકને આખ સામે રાખવાનું કહ્યું હતુ તે આ માટે ! વિમધ્યમનો વ્યવહાર મોટે ભાગે એવો હોય કે–લોક એને માટે સારૂં બોલે. એનું મન કુદરતી રીતિએ ભદ્રક ભાવવાળું હોય અને અર્થિ-ઓને સતોષ પમાડવાથી એનું મન પ્રસન્નતા અનુભવતું હોય.

લોકમાં પ્રસિદ્ધ એવાં પુણ્યનાં જે દાનાદિ કાર્યો, તેના આસેવનમાં તેનું મન હોય. એને આ લોકના સુખનો સંગ છોડવો ગમે નહિ, પણ પરલોક સુધરે એની ચિન્તા પણ એને રહ્યા કરતી હોય. એટલે, પરલોકને સુધારવાની ઇચ્છા હોવા છતા પણ, એવા જીવો બેઠા હોય સંસારમાં. મધ્યમ જીવો એવા કે-જ્યા એમને એકલા પરલોકને સુધારવાનું મન થઈ ગયું, એટલે આ લોકના સુખથી એ નિરપેક્ષ બની જાય. એટલે, મધ્યમમાં માત્ર ત્યાગી જીવો આવે આ વિ-મધ્યમ અને મધ્યમ જીવોમાં બધા જીવો એવા હોતા નથી કે-એમને સાંભળવાનો અને સમજવાનો યોગ મળે તો પણ મોક્ષ રૂચે જ નહિ! સાંભળવાનો અને સમજવાનો યોગ મળવા છતાં પણ જેમને મોક્ષ રૂચે જ નહિ, એવા જીવો એમાં થોડા હોય. વિમધ્યમ અને મધ્યમ જીવોને સદ્ગુરુનો સુયોગ મળી જાય અને એથી એમને જો મોક્ષની વાત અને ભગવાને કહેલા મોક્ષમાર્ગની વાત સાંભળવાને મળી જાય, તો એ જીવોમા એવા જીવો ઘણા કે-જેમને એ રૂચી જાય, કેમ કે-પરલોક અને પુણ્ય-પાપ આદિને તો એ માનતા થઈ ગયા છે. અભવી, દુર્ભવી અને ભારે કર્મી ભવી જે હોય, તેમની વાત જુદી છે. બાકી, એ સિવાયના આવા જીવો ઝટ આ માર્ગને પામી શકે એમ કહી શકાય.

### ઉત્તમપણાની નજદીકની સ્થિતિ :

આ પરલોકની વાત આજે લગભગ ભૂલાઈ ગઈ છે અને આ લોકના સુખની જ ઝંખના વધી ગઈ છે. એથી, ઘણું અધમપણું અને ક્યાંક ક્યાંક તો અધમાધમપણું પણ આવી જવા પામ્યું છે. પૂર્વે તો રાજા-મહારાજા પણ, જે વખતે સુખ ભોગવવાનો સંયોગ હોય તેવા વખતેય, જ્યાં સંતાન થયું અને રાજ્યધૂરાને વહવાને યોગ્ય બન્યું, એટલે રાજગાદી ઉપર એને બેસાડી દઈને, પરલોકનું હિત સાધવાને ચાલી નીકળતા. પોતાના પુત્રને પણ એ કહેતા જતા કે 'હું જેમ રાજગાદીનો ત્યાગ કરૂં છું, તેમ તું પણ અવસર

આવી મળતાં આનો ત્યાગ કરી દેજે !' ઇતર દર્શનોના અનુયાયિઓમાં જ આવું બનતું એમ નહિ, શ્રી જૈન દર્શનના અનુયાયિઓમાં પણ આવું બનતુ. શ્રી જૈન દર્શનના અનુયાયી મોક્ષની સાધનાને માટે સાધુપણાને સ્વીકારી લેતા. એ ઉત્તમ કોટિના ગણાય, પણ પૌદ્ગલિક સુખને માટે સાધુપણાને જે સ્વીકારે તે મધ્યમમા ગણાય. એટલું જ નહિ, પણ પરલોકના સુખને માટે જે સાધુ પોતાના તપને વેચે તે ઉત્તમમા હોય તોય મધ્યમમાં આવી જાય બાકી જેઓને પૌદ્ગલિક સુખનો એકાન્ત આગ્રહ ન હોય, એવા વિમધ્યમ અને મધ્યમ જીવોને સદ્ગુરુનો સુયોગ મળી જાય અને શ્રી જિનવચન સાભળવાને મળી જાય, તો એમને મોક્ષ અને ભગવાને કહેલો મોક્ષમાર્ગ રૂચી પણ જાય ખરૂં સુખ તો મોક્ષમા જ છે અને આ સુખ એ વસ્તુતઃ સુખ નથી—એમ વૃત્તિ ફરતાં એ જીવો સમ્યક્ત્વાદિ પામી જાય અને ઉત્તમ કોટિમાં આવી જાય એટલે, એ અપેક્ષાએ એમ કહી શકાય કે—વિમધ્યમ અને મધ્યમની સ્થિતિ એ ઉત્તમપણાની નજદીકની સ્થિતિ છે. આથી જેઓ હમણા ઉત્તમપણાને પામે તેમ ન હોય, તેઓને પરલોકને આંખ સામે રાખીને જીવવાનું કહેવુ પડે

**તમારી આંખ કોની સામે છે?**

તમે તો જૈન કુળમા જન્મી ગયા છો. અહીં બેઠેલાઓનો મોટો ભાગ જૈન કુળમાં જન્મેલો છે ને? તમને અનીતિ આદિ કેમ ન આચરાય, એ સમજાવવુ પડે? તમારા જેવાને પરલોકને આંખ સામે રાખીને જીવવાનુ કહેવું પડે? તમારી આંખ પરલોક સામે પણ છે ને? એકલા પરલોક સામે નહિ પણ મોક્ષ સામે પણ તમારી આંખ છે ને? પરલોક સામે આખ હોય, તો તે કામચલાઉ છે ને? બાકી તો, તમને મોક્ષ જ જોઈએ છે ને? તમારી આંખ કેવળ આ લોક સામે છે? કે, આ લોક અને પરલોક ઉભય લોક સામે છે? કે, એકલા પરલોક સામે છે? કે, પરલોક અને મોક્ષ ઉભય સામે છે? કે, એકલા મોક્ષ સામે છે?—આનો નિર્ણય તમારે કરી લેવો જોઈએ.

જેની આંખ મોક્ષ સામે હોય, તેની આંખ પરલોક સામે હોય તોય તે કામચલાઉ હોય. તમારી આંખ કોની સામે છે?

સ૦ પરલોક અને મોક્ષ સામે છે.

જે હોય તે કહેજો. ખાસ કરીને તો આ વાત પોતાને માટે વિચારવાની છે. જેની આંખ મોક્ષ સામે હોય, તેની નજર બહાર પરલોક હોય નહિ, પણ પરલોકમાંય એને પૌદ્‌ગલિક સુખ મેળવવાનું મન હોય નહિ એને પરલોકમાં મેળવવા બાબત ઇચ્છા થાય તોય તે મોક્ષની સાધનાને અનુકૂળ સામગ્રી મેળવવાની ઇચ્છા થાય. એને તો અહીં કે બીજે, જ્યાં સુધી મોક્ષ મળે નહિ ત્યા સુધી મોક્ષને માટે મહેનત કરવાનુ મન હોય. એમા પોતાની શક્તિની કમીના વગેરે કારણે અનુકૂળતાની ઇચ્છા આવી જાય એ વાત જુદી, બાકી તો, એ એમ જ ચાહતો હોય કે–મારે મોક્ષ સિવાય કાંઇ જોઈતુ નથી. તમારામા જો આ પ્રકારનો મનોભાવ હોય અને મોક્ષ માટે ભગવાને કહેલા મોક્ષમાર્ગને આરાધવાનો તલસાટ હોય, તો તમે અવશ્ય ઉત્તમ કક્ષામાં ગણાવ.

**સાધુઓમાં પણ મધ્યમ કક્ષાના જીવો હોય :**

પરલોક આંખ સામે હોય, એવા જીવોમાં મોક્ષની ઇચ્છા હોયેય ખરી અને ન પણ હોય. પરલોકને માનનારા બધા જ મોક્ષમાં પણ માનનારા જ હોય એવું હોતુ નથી વિમધ્યમ ને મધ્યમ પરલોકને માનનારા ખરા, પણ મોક્ષમાં વાસ્તવિક રીતિએ માનનારા નહિ! પરલોકને માનનારાઓમાં જેઓ આ લોકના સુખના અર્થી હોય તે વિમધ્યમ કહેવાય. એ આ લોકના સુખને માટેય પ્રયત્નશીલ અને પરલોકના સુખને માટેય પ્રયત્નશીલ. આ લોકનુ જાળવીને પરલોકનુ કરે, પણ પરલોકને એ સાવ ભૂલી જાય, એવું પણ બને નહિ. પરલોકને જે સાવ ભૂલી જાય, તે તો કાં અધમમાં ચાલ્યા જાય, કાં અધમાધમમાં ચાલ્યા જાય. મધ્યમ તો પરલોકના સુખની જ

અપેક્ષાવાળા! પરલોકના સુખ માટે બધું વેઠવાને તૈયાર! એ સમજે કે–આ લોકના સુખનો સંગ પણ પરલોકના સુખની સાધનામાં બાધક, અને, આ લોકના સુખના સંગને તજીને તપશ્ચર્યાદિમાં લાગ્યા રહીએ નહિ, તો પરલોકનું ધાર્યું સુખ મળે નહિ! આથી સંસારના સુખના અર્થી એવા પણ એ જીવો, સંસારના આ લોકના સુખને તુચ્છકારે અને પરલોકને સુધારવાને માટે ભારેમા ભારે કષ્ટો પણ બહુ આનન્દથી વેઠે. આવી વૃત્તિવાળાને જો શ્રી જૈન શાસનનો યોગ થઈ ગયો હોય, તો તેઓ અહીંનું સાધુપણું સ્વીકારી લે એવું પણ બને. એટલે, આપણા સાધુઓમાં પણ કોઇ કોઇ મધ્યમ કક્ષાના હોય તો એ બનવાજોગ છે

**અભવી વગેરેને એમ જ થાય કે–મોક્ષ અને મોક્ષનું સુખ એ કલ્પના માત્ર છે :**

તમે સાંભળ્યું તો હશે કે–અભવી જીવો પણ છેક નવમા ગ્રૈવેયક સુધી જઇ શકે છે; અને, નવમા ગ્રૈવેયકે જવાને માટે સંયમનું સુન્દર પાલન કરવું પડે છે સંયમનું સુન્દર કોટિનું પાલન કર્યા વિના નવમા ગ્રૈવેયકે જઈ શકાતું નથી. એટલે, નવમા ગ્રૈવેયકે જનારા જે અભવી આદિ હોય છે તેય, દુષ્કર પણ ચારિત્ર નિરતિચારપણે પાળે છે આ ચારિત્રને એ એવુ તો નિરતિચારપણે પાળે છે કે–જો એમનામાં મોક્ષનો આશય હોય અને વિપરીત આશય ન હોય, તો એમનું એ ચારિત્ર એમને મોક્ષ પમાડ્યા વિના રહે નહિ એવું ઉગ્ર હોય છે એ જીવો ભગવાને કહેલા આ ચારિત્રને આટલા બધા સુન્દર પ્રકારે પાળે, પણ ભગવાને કહેલી મોક્ષની વાત કોઇ પણ રીતિએ એ જીવોને ગળે ઉતરે નહિ ભગવાને કહેલા આ ચારિત્રના યથાતથ્ય પાલનથી ઉત્તમમા ઉત્તમ કોટિનું દેવલોકનુ સુખ મળે–એ વાતમાં એ જીવોની શ્રદ્ધા પાકી, પણ ભગવાને કહેલી મોક્ષની વાતમાં એ જીવોને જરાય રૂચિ નહિ એવા જીવોને થાય કે–મોક્ષેય એક કલ્પના છે જ્યાં મહેલાતો હોય નહિ, ખાવા–પીવાનું ને હરવા-

ફરવાનું હોય નહિ, મોજમજાહ કરવાની હોય નહિ કે કોઇની સાથે વાતચીત કરવાની હોય નહિ, ત્યાં સુખ જ શાનું હોય?—એમ એ બિચારા જીવોને થયા કરે. એ બિચારા ગાઢ મિથ્યાત્વથી સદાને માટે ઘેરાયેલા રહેનારા જીવોને, એટલો વિચાર પણ આવે નહિ કે—'આ ખાવા–પીવાની, પહેરવા–ઓઢવાની, આરામની ને મોજમજાહ વગેરેની જરૂર-ક્યારે પડે છે? એ બધુ સુખ ઉપજાવનાર બને છે તો તે કયારે બને છે?' તે તે વસ્તુથી પ્રતિકૂળ એવું દુઃખ જીવને હોય, ત્યારે જ એની જરૂર પડે છે અને એ દુઃખ કામચલાઉપણે ટળે છે ત્યારે જીવ માને છે કે– મને આને લઇને સુખનો અનુભવ થયો ખાવું–પીવું એ વગેરે સ્વતંત્રપણે સુખ રૂપ છે કે ભૂખ, તરસ વગેરેનું દુઃખ પેદા થવાને કારણે તે સુખ રૂપ લાગે છે? ભૂખનું દુઃખ હોય નહિ, તરસનું દુઃખ હોય નહિ, એમ કોઈ પણ દુઃખ જ પેદા થતું ન હોય, તો ખાવું, પીવું એ વગેરે સુખ રૂપ બને ખરૂ? સંસારમાં ગણાતુ કોઇ પણ સુખ તમે એનાથી પ્રતિકૂળ એવા દુઃખના અભાવમાં ભોગવવાનો પ્રયત્ન તો કરી જૂઓ! એથી તો ઊલટું દુઃખ પેદા થાય. ભૂખ વગર ખા ખા કરો તો શું થાય અને તરસ વગર પી પી કરો તો શું થાય? આવી તો ઘણી વાતો છે, પણ અભવી જીવો એવા હોય છે કે—એ ગમે તેટલું શાસ્ત્ર ભણે અને ગમે તેવું ચારિત્ર પાળે તોય એમને ભગવાને કહેલી મોક્ષની વાત રૂચે જ નહિ.

**ઉત્તમ કક્ષામાંથી વિમધ્યમ કે મધ્યમમાં :**

મોક્ષની રૂચિ વિના અભવી જેમ આપણે કહ્યું તેમ સુન્દર કોટિનું ચારિત્ર પાળે, તેમ દુર્ભવી અને ભારેકર્મી ભવી જીવો પણ મોક્ષની રૂચિ વિના જ પરલોકના પૌદ્ગલિક સુખને માટે દેખાતિ રીતિએ ઉત્તમ કોટિમા ગણાય તેવું ચારિત્ર પાળે એવું પણ બને. આવા જીવો પણ મધ્યમ પ્રકૃતિના જીવો ગણાય. નિયાણું કરનારા

જીવો પણ ચારિત્રશીલ હોવાના કારણે મધ્યમ કક્ષાના ગણાય છે. ચારિત્ર લીધું હોય ત્યારે આશય મોક્ષનો હોય અને મોક્ષના આશયથી ચારિત્રનું પાલન પણ ઉત્તમ ઉત્તમ પ્રકારે કરવા માંડયું હોય, પણ એમાં કોઈક નિમિત્તને પામીને મોક્ષ ભૂલાઈ જાય અને સંસારમાં અમુક સ્થિતિને પામવાનું મન થઇ જાય-એવું પણ કોઈ જીવ વિશેષે બને છે. એવા જીવો, જે સંયમ મોક્ષને માટે પાળ્યું હોય, તે સંયમના પાલનના ફળ તરીકે 'મને આના ફળ રૂપે અમુક મળો !' એવો નિર્ણય કરે છે અને એ નિર્ણયથી પાછા ફરવાને બીજા ગમે તેટલું સમજાવે તોય પાછા ફરતા નથી આવા જીવો પણ મધ્યમ કક્ષાના જીવોમાં ગણાઇ જાય છે. આવા જીવો ઉત્તમ કક્ષામાંથી ફેંકાઈ જાય છે અને મધ્યમ કક્ષામાં આવી જાય છે, મરણ પર્યન્ત સુન્દર સંયમનું પાલન કરતા રહેવા છતાં પણ ! મોક્ષનાં અર્થી એવાં શ્રાવક-શ્રાવિકા ઉત્તમ કક્ષામાં ગણાવા લાયક રહે અને નિયાણું કરનાર સાધુ સાધ્વી મધ્યમ કક્ષામાં ચાલ્યાં જાય ! જેમ સાધુ-સાધ્વી ઉત્તમ કક્ષામાંથી મધ્યમ કક્ષામાં ચાલ્યાં જાય એવુ પણ બને, તેમ શ્રાવક-શ્રાવિકા વિમધ્યમ કક્ષામાં ચાલ્યાં જાય એવુ પણ બને ને ? આ વાત તમને અહીં એટલા માટે કહેવામાં આવે છે કે-મોક્ષના આશયનું મહત્ત્વ કેટલું બધું છે, એ તમારા ધ્યાનમા આવે.

**અધમ કે અધમાધમેય બને :**

અહીં એ વાત પણ યાદ રાખજો કે-વિમધ્યમ કક્ષામાં પણ તે જ ગૃહસ્થો ગણાય છે અને મધ્યમ કક્ષામાં પણ તે જ ત્યાગિઓ ગણાય છે, કે જે પરલોકની શ્રદ્ધાવાળા હોય છે અને જેઓ પરલોકના હિતને માટે પુણ્યકર્મોને અને ત્યાગ-તપ વગેરેને આચરનારા હોય છે જેઓમાં પરલોકની શ્રદ્ધા ન હોય અને એથી જેઓ પુણ્યકર્મો પણ પરલોકના હિતને લક્ષમાં રાખીને કરતા ન હોય પણ બીજા કોઈ મલિન આશયથી કરતા હોય તેમજ જેઓએ ત્યાગ-તપ પર-

લોકના હિતને માટે નહિ પણ બીજા કોઈ મલિન આશયથી આદરેલ હોય, એવા જે ગૃહસ્થો, તેમને વાસ્તવિક રીતિએ વિમધ્યમ કક્ષામાં ગણી શકાતા નથી અને એવા જે ત્યાગિઓ ને તપસ્વિઓ, તેમને વાસ્તવિક રીતિએ મધ્યમ કક્ષામાં ગણી શકાતા નથી. ત્યારે, એવા જે કોઈ ગૃહસ્થ હોય કે ત્યાગી હોય, તે કયી કક્ષામાં ગણાય ?

**સ૦** અધમમાં અગર અધમાધમમાં.

તમે સમજી તો ગયા. મનમાં કેવળ દુષ્ટ આશય હોય, એવા જીવો દાનાદિ પુણ્યકર્મ આચરે તો તે શા માટે આચરે ? અથવા તો, તેઓ ત્યાગ, તપ આદિ કરે તો તે શા માટે કરે ? એ દ્વારા પણ કોઈનું ભૂંડું કરીને પોતાનો આ લોકનો સ્વાર્થ સાધવાની દાનત એમની હોય ને ? તો, વિમધ્યમને અને મધ્યમને પોતાનું પરલોકનું હિત આંખ સામે જોઈએ ?

**સ૦** જરૂર.

અને, ઉત્તમને એક મોક્ષનું જ અર્થિપણું જોઈએ અને તે સાથે ભગવાને કહેલા મોક્ષમાર્ગની રૂચિ જોઈએ, એમ પણ ખરૂં ને ?

**સ૦** ચોક્કસ.

એટલે, હવે તો તમે ઉત્તમ બનવાના અને ઉત્તમપણું તમારામાં આવેલું હોય તો તેને વિકસાવવાના પુરુષાર્થમાં લાગી જવાના ને ?

**આપણી કક્ષાનો વિચાર કરવાનો :**

આજે ઘરે જઈને વિચાર કરવાના કે–આપણે પોતે કયી કક્ષાના જીવ છીએ ? તમે પરલોકને બરાબર માનતા હશો, તો તમને થશે કે–'આપણે અધમ કે અધમાધમ તો નથી જ મધ્યમ પણ આપણે નથી, કેમ કે–મધ્યમ કક્ષાના જીવો એકલા પરલોકના હિતના અર્થી હોય છે અને પરલોકના સુખને માટે આ લોકના સુખને ફેંકી દેનારા હોય છે. આપણે તો આ લોકના સુખના સંગમાં બેઠેલા છીએ.' પછી થશે કે–'તો આપણે વિમધ્યમ છીએ કે ઉત્તમ છીએ ?'

ઉભય લોકના સુખનું અર્થિપણું હશે, તો તમને લાગશે કે–'આપણે વિમધ્યમ છીએ.' અને જો તમારા મનમાં એમ ઉગશે કે–'આપણે તો મોક્ષ જ જોઈએ છે અને મોક્ષને માટે આપણને તો ભગવાને કહેલા મોક્ષમાર્ગને આરાધવાનું જ મન છે.' તો તમને લાગશે કે–'આપણે ઉત્તમ કક્ષાના છીએ.'

**સ૦** પરલોકના સુખને માટે આ લોકમાં મળેલા સુખને ફેંકી દે એ મૂર્ખા નહિ ?

પરલોકની વાતમાં જેને સાચી શ્રદ્ધા હોય, તેને એવા જીવો મૂર્ખા લાગે જ નહિ દુનિયામા પણ અધિક માટે અલ્પનો ત્યાગ કરનારો મૂર્ખો નથી કહેવાતો, પણ ડાહ્યો કહેવાય છે. આ વાત આજે જ થઈ ગઈ છે પરલોકમા જેને શ્રદ્ધા ન હોય તે ગમે તેમ માને એ વાત જુદી છે. પરલોકના સુખનો અર્થી આ લોકમા પાપ કરતો હોવા છતાં પણ, ઘણાં પાપોથી બચી ગયેલો હોય છે. મધ્યમમાં ઘણા એવા કે જેમને કેટલાંય પાપ પાપ તરીકે સમજાયાં હોતાં નથી; નહિ તો, એ પાપોને એ આચરે નહિ. વિમધ્યમની સ્થિતિ પણ એવી હોય છે કે–એને પરલોકમા જેમ સુખી થાવું હોય છે, તેમ આ લોકમાં સારા દેખાવું હોય છે. એમાં એમનો આશય દુષ્ટ હોતો નથી.

**કુશલ અને અકુશલ અનુબંધ :**

જો કે–અધમાધમ, અધમ અને વિમધ્યમ કક્ષાના જીવોને સામાન્યપણે અકુશલાનુબંધી કહ્યા છે, પણ વિમધ્યમને એ અનુબંધ મધ્યમ કોટિનો હોય એ જીવોને સારી સામગ્રી મળે તો તેઓ પ્રાયઃ સહેલાઈથી ઉત્તમપણું પામી જાય. બાકી અહીંના સુખમા લીન બની જનારા તો, પાપમા જીવે અને પાપનું ઉપાર્જન કરે. વિમધ્યમ અહીં સારો, એને લીધે એનો પરલોક સારો, પણ પછી જેવો પરિણામ તેવો અનુબંધ. મધ્યમ કક્ષાના જીવો કુશલાકુશલાનુબંધી

હોય છે. એમને કુશલ અને અકુશલ બેય પ્રકારનો અનુબંધ પડે. કુશલ અનુબંધથી એ ઉત્તમપણાને ઝડપથી ને સહેલાઇથી પામી શકે. અભવી આદિ મધ્યમપણાને પામે તોય એ તેવા કુશલાનુબંધી બની શકે નહિ ઉત્તમ આત્માઓ કુશલાનુબંધી હોય છે. એ જે કર્મ બાંધે તે પ્રાયઃ એવું બાંધે કે એ કર્મના ઉદય વખતે પણ એમને થાય તો કુશલ અનુબંધ થાય. એમાંથી આત્માની શુદ્ધિ વધે અને એ વધતે વધતે મોક્ષને પમાડનારી બને. આપણે પણ આ બધી મહેનત આત્માની શુદ્ધિ સાધવાને માટે જ કરીએ છીએ ને ? આત્માની શુદ્ધિ સાધવામા તમે ઉત્સાહિત બનો અને ભગવાને કહેલા મોક્ષ-માર્ગના આરાધન દ્વારા તમે આત્માની વિશેષ અને વિશેષ શુદ્ધિ સાધો, એ જ એક અભિલાષા.

## નવમું પ્રવચન :

### સાંભળેલાને યાદ રાખીને તેનું ચિન્તન અને મનન કર્યા કરવું જોઈએ .

અનન્ત ઉપકારી મહાપુરુષોએ, જે જીવો પોતે આત્મા હોવા છતાં પણ, પોતે આત્મા છે એ વાતને ભૂલી ગયા છે, તે જીવોને પોતે આત્મા છે એ વાતનો ખ્યાલ આવે એ માટે અને પોતે આત્મા છે એવો ખ્યાલ આવ્યા પછીથી પણ એ જીવો પોતાની વર્ત્તમાન અવસ્થાને સમજી શકે તેમજ પોતાને પિછાનીને પોતાની સ્વાભાવિક અવસ્થાને પ્રગટ કરવાને માટે પુરુષાર્થશીલ બની શકે એ માટે, આત્માની વર્ત્તમાન અવસ્થાને જણાવવા સાથે આત્માનુ વાસ્તવિક સ્વરૂપ કેવું છે, એનું વિશદ વર્ણન વિવિધ પ્રકારે કરેલું છે. ' આત્મા-

ની ઉન્નતિનાં સોપાન'નો વિચાર કરવાને માટે, આપણે અને સૌએ આત્માનો વિચાર સૌથી પહેલો કરવો પડે. આપણે આત્મા છીએ, એવું નક્કી કરીને, આપણે અત્યારે કેવા છીએ અને આપણે કેવા બનવું જોઈએ, એનો વિચાર કરવો પડે. એમાં આત્માની અવનતિ કોને કહેવાય અને આત્માની ઉન્નતિ કોને કહેવાય, એ વાત પણ આવી જાય એ પછી, આત્માની ઉન્નતિ સાધવાને માટે શું શું કરવું જોઈએ, એની વિચારણા આવે આ બધી વાતોને ભિન્ન ભિન્ન પ્રકારે આવરી લેતી હોય, એવી વાતો અત્યાર સુધીમાં આપણે કરી આવ્યા છીએ, અને હજુ પણ આપણે એને લગતી જ વાત કર્યા કરવાને ઇચ્છીએ છીએ, કે જેથી તમે તમારી એટલે કે આત્માની ઉન્નતિ સાધવાને માટે ઉત્સાહિત બનો અને યથાશક્ય પ્રયત્નશીલ પણ બનો! તમારે પણ આત્માની ઉન્નતિ સાધવી છે, એ માટે જ તમે આ સાંભળવાને આવો છો ને? આપણે પોતે આત્મા છીએ—એવો ખ્યાલ આવ્યા પછીથી અને આત્મા એવા આપણી સાચી ઉન્નતિ શામાં છે—એ વાત સમજાયા પછીથી પણ, આત્માને પોતાની વાસ્તવિક કોટિની ઉન્નતિ સાધવાને માટે પુરુષાર્થશીલ બનાવવા માટે ખૂબ જ ઉત્સાહિત બનાવવો પડે છે. આ રીતિએ આત્મા ઉત્સાહિત બને એ માટે, આત્માને અને આત્માની ઉન્નતિ–અવનતિને ઉદ્દેશીને જે જે વાતો સાંભળવામા આવે, તેનું ચિન્તન અને મનન કર્યા કરનારા બની જવું જોઈએ. આવી વાતોને સાભળનારાઓમા પણ, સાભળેલી વાતોને યાદ રાખે, અને યાદ રાખીને એનુ ચિન્તન કરે અને તે પછી એનું મનન કર્યા કરે એવા થોડા હોય છે. ઉપરાત, એકની એક વાત રૂપાન્તરે પણ વાર વાર કહેવાય તો એથી સાંભળનારને થયેલુ જ્ઞાન સ્થિર બનતું જાય છે. વળી, કેટલાક નવા પણ આવ્યા હોય. આથી આપણે જ્યારે જ્યારે આ વિષયની વાત શરૂ કરીએ છીએ, ત્યારે ત્યારે મૂળ ભૂમિકાની પાછલી વાતને પણ ટૂંકમાં યાદ કરી જઈએ છીએ.

## જે આત્માઓ નિર્વાણ પામે છે તે કર્મોના કર્તા, કર્મના ફલના ભોક્તા અને સંસર્તા રહેતા નથી :

શરૂઆતમાં આપણે એ વાત પણ કરી હતી કે–આ આત્મા કર્તા પણ છે, ભોક્તા પણ છે, સંસર્તા પણ છે અને નિર્વાતા પણ છે. આપણે વિચાર્યું હતું કે–આત્મા એવા આપણું અસ્તિત્વ જેમ અનાદિકાલથી છે, તેમ આત્મા એવા આપણે અનાદિકાલથી કર્મથી આવરાયેલા છીએ. જેવા આપણે આત્મા છીએ, તેવા આ જગતમાં અનન્તાનંત આત્માઓ છે અને એ આત્માઓ પણ અનાદિકાળથી કર્મથી આવરાયેલા છે. આત્મા ઉપર કર્મને બીજા કોઈએ પણ વળગાડી દીધા નથી, પણ આત્માએ પોતે ઉપાર્જેલાં કર્મ જ આત્માને વળગે છે. આમ આત્મા પોતે જ પોતાનાં કર્મોને ઉપાર્જતો હોવાથી, આત્મા કર્મનો કર્તા છે. આત્મા જે કર્મ ઉપાર્જે છે, તે કર્મ મોટે ભાગે તો અશુભ પ્રકારનાં હોય છે; પરન્તુ, આત્મા જે કર્મ ઉપાર્જે છે તેમાં શુભ પ્રકારનાં કર્મ પણ હોઈ શકે છે. જે આત્માએ આ શુભ અને અશુભ પ્રકારનાં કર્મોનું ઉપાર્જન કર્યું હોય છે, તે જ આત્મા તે તે શુભ કર્મના અને અશુભ કર્મના ફળને ભોગવે છે અને તે તે શુભ કર્મ અને અશુભ કર્મના ઉદયને કારણે આત્મા ચતુર્ગતિ રૂપ આ સંસારમા પરિભ્રમણ કરે છે. આમ–'આત્મા તે છે, કે જે કર્મોનો કર્તા છે; આત્મા તે છે, કે જે સ્વોપાર્જિત શુભાશુભ કર્મના ફલનો ભોક્તા છે; અને, આત્મા તે છે, કે જે સંસર્તા છે, એટલે કે–ચતુર્ગતિ રૂપ સંસારમા પરિભ્રમણ કરનારો છે' આ રીતિએ આત્માની ઓળખ આપવા સાથે, એ વાત પણ કહેવાઈ હતી કે–'આત્મા તે છે. કે જે પરિનિર્વાતા છે' એટલે કે–જે જે કોઈ નિર્વાણ પામે છે, તે તે પણ આત્મા જ છે. આત્મા સિવાય અન્ય કોઈ કર્મનો કર્તા હોઈ શકતો નથી; આત્મા સિવાય અન્ય કોઈ કર્મનો ભોક્તા હોઈ શકતો નથી; આત્મા સિવાય અન્ય કોઈ સંસારમાં પરિભ્રમણ કરનારો હોઈ શકતો નથી; અને, આત્મા

સિવાય અન્ય કોઇ નિર્વાણ પામનાર હોઈ શકતો નથી કર્મ ઉપાર્જે તેય આત્મા, કર્મ ભોગવે તેય આત્મા, સંસારમાં પરિભ્રમણ કરે તેય આત્મા અને નિર્વાણ પામે તેય આત્મા. સંસારવર્ત્તી બધા જ આત્માઓ કર્મના કર્ત્તા પણ હોય છે, કર્મના ફલના ભોક્તા પણ હોય છે અને ચતુર્ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરનારા પણ હોય છે આ આત્માઓમાથી, જે કોઇ પણ આત્માઓ કાલાદિનો પરિપાક થયેથી જાગ્રત બને છે, જાગ્રત બનીને સવર અને નિર્જરા સ્વરૂપ ધર્મનો આદર કરવાનો પુરુપાર્થ કરે છે અને પોતાના એ પુરુષાર્થ દ્વારા જે કોઈ આત્માઓ ક્રમશઃ પ્રગતિ સાધતે સાધતે પહેલા પોતાનાં ચાર ઘાતી કર્મોનો ક્ષય સાધીને, તે ભવના આયુષ્યને અન્તે પોતાના બાકીના ચાર અઘાતી કર્મોનો ક્ષય પણ સાધે છે, તે આત્માઓ નિર્વાણને પામી જાય છે. પછી એ આત્માઓ કર્મોના કર્ત્તા, કર્મોના ફળના ભોક્તા અને સસર્તા પણ રહેતા નથી.

**પરિનિર્વાતા બનવા માટે :**

આ વાત કરીને આપણે જેમ આત્મા સબંધી નિર્ણય કર્યો હતો, તેમ આત્માની ઉન્નતિ કોને કહેવાય તેનો નિર્ણય પણ કર્યો હતો નિર્વાણ પામવું, એ જ આત્માની પરમ ઉન્નતિ છે, અને, એ ઉન્નતિ સાધવાને માટે આત્માએ મિથ્યાત્વના ૭ સ્થાનોનો ત્યાગ કરવા સાથે સમ્યક્ત્વનાં ૭ સ્થાનોએ સ્થિત થવુ જોઇએ, એવી વાત થઈ હતી. તમને આ બધી વાતોમાંથી કેટલીક વાતો યાદ છે? અને, અત્યાર સુધીમાં તમે એનું કેટલુંક ચિન્તન કર્યું છે? જેઓએ આવી મોટી મોટી વાતો યાદ રાખીને એનું ચિન્તન અને મનન કર્યા કર્યું હશે, તેઓએ પ્રાય. અવશ્ય જાગૃતિનો અનુભવ કર્યો હશે. આત્માએ પોતે પરિનિર્વાતા બનવું, એને જ લક્ષ્ય બનાવી દેવું જોઈએ, અને એ માટે મિથ્યાત્વનાં છએ ૭ સ્થાનોનો ત્યાગ કરવા પૂર્વક સમ્યક્ત્વનાં છએ ૭ સ્થાનોએ સુસ્થિત બની જવું જોઈએ.

## 'હું આત્મા છું,' એમ માનવું એટલે?

આ છ સ્થાનોમા પણ પહેલી વાત આત્માના અસ્તિત્વને માનવા સંબંધીની છે, કેમ કે–આત્માને માન્યા વિના તો કોઈ પણ સારી વાત આગળ ચાલી શકે જ નહિ. આત્મા નથી–એમ માનવું, એ મિથ્યાત્વનું પહેલું સ્થાન છે અને આત્મા છે–એમ માનવુ, એ સમ્યક્ત્વનું પહેલુ સ્થાન છે આત્મા છે–એમ માનવું, એટલે? આ જગતમાં અનન્તાનન્ત આત્માઓ વિદ્યમાન છે–એમ પણ માનવું અને હુ પણ એક આત્મા જ છું–એમ પણ માનવુ! શરીર એ હું નથી, પણ અત્યારે આ શરીરમા જે આત્મા રહેલો છે તે હું છું, એમ માનવું! હું તે આ શરીર નથી, પણ હમણાં આ શરીરમાં ગોંધાઈ રહેલુ જે ચેતન તત્ત્વ છે, તે જ હું આત્મા છું–આવુ જેને બગબર યાદ રહ્યા કરે, તે જો આગળ વધે તો એને મિથ્યાત્વનાં સ્થાનોથી છૂટી જતા અને સમ્યક્ત્વનાં સ્થાનોને પામી જતા કેટલીક વાર લાગે? હુ આત્મા છું–એ જેને બરાબર યાદ રહયા કરે, તેને આત્મા એવા પોતાની ચિન્તા થાય કે નહિ? 'શરીરના સુખ માટે તો હું ઘણુ કરું છું, પણ આત્મા એવા મારા ભલાને માટે હુ શું કરૂં છું?' એવો વિચારેય એને આવે ને?

## વિવિધ પરિવર્તનો પામ્યા કરવા છતાં પણ આત્મા કાયમનો કાયમ રહે છે:

સમ્યક્ત્વનું બીજું સ્થાન પામવાને માટે, આત્માએ, 'આત્મા એવો હુ નિત્ય છું અને મારી જેમ બીજા બધા આત્માઓ પણુ નિત્ય છે.'–એવો નિર્ણય કરવાનો હોય છે. આત્માને નિત્ય માનવાને માટે અનેકવિધ નાનાં–મોટાં પરિવર્તનોનું સમાધાન કરવું પડે છે. મારો આત્મા ભલે અત્યારે નાનાં નાનાં અગર તો મોટાં મોટાં પરિવર્તન પામ્યા કરતો હોય, પણુ આત્મા તરીકે હુ તો કાયમનો કાયમ રહું છું, એવી સમજણુને સ્થિર કરવી પડે છે. આપણુને આ

જન્મમાં પણ સામાન્ય રીતિએ ઘણાં નાનાં-મોટાં પરિવર્તનોનો અનુભવ થાય છે, પણ આપણને એ વાતનો ખ્યાલ રહ્યા કરે કે-આ બધાં પરિવર્તનોનો અનુભવ હું પોતે જ કરુ છું, એટલે કે-પરિવર્તનોનો અનુભવ કર્યા કરનારો હું પોતે તો કાયમનો કાયમ જ છું। એ જ રીતિએ, આ જન્મનું આયુષ્ય પૂર્ણ થતાં આપણે અન્યત્ર જન્મ પામીએ, એવું પણ બને ને? આ મનુષ્ય-જન્મને પામતા પહેલાં જેમ આપણે ક્યાંક કોઈ ને કોઈ જન્મમાં હતા જ, તેમ અહીંથી મર્યા પછીથી પણ આપણે કોઈ ને કોઈ જન્મને પામ્યા કરવાના ને? જ્યાં સુધી આપણે મોક્ષ પામવાના નહિ, ત્યાં સુધી આવુ પરિવર્તનેય ચાલુ રહ્યા જ કરવાનું ને? પણ, જ્યાં સુધી આ પ્રકારે આપણું પરિવર્તન ચાલુ રહ્યા કરે, ત્યાં સુધી પણ આપણે કાયમના કાયમ રહેવાના અને મોક્ષ પામ્યા પછીથી પણ આપણુ અસ્તિત્વ સદાને માટે બન્યું જ રહેવાનુ। એટલે, જેટલા આત્મા છે તે બધા વિવિધ પરિવર્તન પામ્યા કરતા હોય તો પણ સદા સ્થાયી છે-એમ માનવું, એ સમ્યક્ત્વનુ સ્થાન છે, જ્યારે આત્માને તેના પરિવર્તનોના નામે વસ્તુસ્વરૂપે અનિત્ય માનવો અથવા તો આત્મા પરિવર્તન પામતો જ નથી એમ માનવુ, એ મિથ્યાત્વનુ સ્થાન છે એટલે કે-આત્માને સદાનો અપરિવર્તનીય માનવો અગર ક્ષણિક સ્થાયિત્વવાળો માનવો, એ મિથ્યાત્વનું સ્થાન છે.

## આત્મા પોતાનું કર્મ પોતે જ ઉપાર્જે છે અને તેનું ફલ પણ પોતે જ ભોગવે છે :

આત્મા નિત્ય હોવા છતાં પણ, જે જે નાનાં અગર મોટાં પરિવર્તન તે પામ્યા કરે છે, તે તે પરિવર્તન પામવાનું કારણ શું છે, એનો નિર્ણય કરવો એ પણ જરૂરી છે. આત્મા ચતુર્ગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે તેનું અને આ પરિભ્રમણ દરમ્યાન આત્મા જે જે પરિવર્તનોનો અનુભવ કરે છે તેનું કારણ કર્મ

છે. પ્રત્યેક આત્મા અનાદિકાળથી કર્મસંયોગી હોય છે. આત્માને પૂર્વોપાર્જિત કર્મનો ઉદય ચાલુ હોય છે. એ ઉદયને કારણે, આત્મા, એ ઉદયને અનુરૂપ એવું વિવિધ પરિવર્તન પામ્યા કરે છે. એમ જે જે પૂર્વોપાર્જિત કર્મ ઉદયમાં આવતાં જાય છે, તે તે કર્મ આત્માથી વિખુટાં પડતાં જાય છે અને આત્મા પ્રતિક્ષણે નવાં નવાં કર્મોનું ઉપાર્જન પણ કર્યા કરે છે. આત્માને જેમ પોતપોતાનું ઉપાર્જેલું કર્મ જ બંધાય છે, તેમ આત્માને પોતપોતાના ઉપાર્જેલા કર્મનું જ ફળને ભોગવવાનું હોય છે. એક આત્માએ ઉપાર્જેલું કર્મ બીજા કોઈ આત્માને વળગે એવું પણ બનતું નથી અને એક આત્માએ ઉપાર્જેલા કર્મનું ફલ બીજો કોઈ આત્મા પામે–એવું પણ બનતું નથી. આથી આત્મા પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા છે–એમ માનવું એ પણ સમ્યક્ત્વનું સ્થાન છે અને આત્મા પોતપોતાના શુભાશુભ કર્મના ફલનો ભોક્તા છે–એમ માનવું એ પણ સમ્યક્ત્વનું સ્થાન છે. આત્માને જેઓ પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા માનતા નથી, તેઓ મિથ્યાત્વના ત્રીજા સ્થાને છે અને આત્માને પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા માનવા છતાં પણ જેઓ એ જ આત્માને તેના પોતાના શુભાશુભ કર્મના ફલનો ભોક્તા માનતા નથી, તેઓ મિથ્યાત્વના ચોથા સ્થાને છે આત્માને પોત-પોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા માનવો, એ સમ્યક્ત્વનું ત્રીજું સ્થાન છે અને આત્માને પોતપોતાના શુભાશુભ કર્મના ફલનો ભોક્તા માનવો, એ સમ્યક્ત્વનું ચોથું સ્થાન છે.

### મોક્ષ અને મોક્ષનો ઉપાય ન હોય તો જીવની ઈચ્છા વાંઝણી જ રહે :

આત્મા છે, આત્મા પરિવર્તન પામ્યા કરતો હોવા છતાં પણ નિત્ય છે, આત્મા પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા છે અને આત્મા પોતપોતાના શુભાશુભ કર્મના ફલનો ભોક્તા છે–આટલું

માન્યા પછીથી પણ, આત્મા સંબંધી કાંઈક માનવાનું બાકી રહે છે ને ? શું માનવાનું બાકી રહે છે ?

**સ૦** મોક્ષ છે.

એટલું જ ?

**સ૦** મોક્ષનો ઉપાય પણ છે.

બરાબર. કોઈ પણ યોગ્ય આત્મા કોઈ પણ કાળે કર્મના સંયોગથી સર્વથા મુક્ત બનવા રૂપ મોક્ષને પામી શકે જ નહિ—એમ માનવું, એ મિથ્યાત્વનું પાચમું સ્થાન છે અને જગતમાં મોક્ષનો ઉપાય છે જ નહિ—એમ માનવું, એ મિથ્યાત્વનું છટ્ઠું સ્થાન છે. એને બદલે, એમ માનવું કે—જે કોઈ પણ યોગ્ય આત્મા યોગ્ય રીતિએ પુરુષાર્થશીલ બની શકે, તે આત્મા અવશ્ય મોક્ષને પામી શકે છે—એમ માનવુ, એ સમ્યક્ત્વનું પાચમુ સ્થાન છે અને મોક્ષને પામવાની ઇચ્છાવાળા બનેલા આત્માને માટે પોતાની મોક્ષની ઇચ્છાને સફલ કરવાનો ઉપાય જગતમાં વિદ્યમાન છે—એમ માનવું એ સમ્યક્ત્વનુ છટ્ઠુ સ્થાન છે. જો મોક્ષ જ ન હોય, તો આત્માને વાસ્તવિક રીતિએ ઠરવાનું કોઈ ઠેકાણું જ નથી. જો મોક્ષ થતો જ ન હોય, તો બધા જ આત્માઓને સદાને માટે ચતુર્ગતિ રૂપ સસારમાં પરિભ્રમણ કર્યા જ કરવુ પડે. જો મોક્ષ ન થતો હોય, તો તો આત્માની દુ:ખથી સર્વાંશે અને સદાને માટે મુક્ત થવાની જે ઇચ્છા છે તેમજ એકાન્ત સુખમા સદાને માટે સ્થિર થવાની જે ઇચ્છા છે, તે ઇચ્છા સદાને માટે વાઝણી જ રહે પણ, આત્મા ધારે તો પોતાના મોક્ષને સાધી શકે છે અને મોક્ષને સાધી શકાય છે માટે મોક્ષને સાધવાનો ઉપાય વિદ્યમાન છે, એમ નક્કી થાય છે મોક્ષ હોય અને મોક્ષનો ઉપાય ન હોય, એવું તો બને જ નહિ ને ? ત્યારે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય પણ છે, તો મોક્ષનો ઉપાય કોણે બતાવેલો છે ? કહો કે—ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જે માર્ગ પ્રરૂપ્યો છે, તે મોક્ષનો

જ માર્ગ છે ! એટલે કે, મોક્ષમાર્ગને પ્રરૂપવા દ્વારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ મોક્ષનો ઉપાય પ્રરૂપ્યો છે.

## મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે-એ વાત માત્ર બોલવાની નથી પણ રૂચાવવાની છે:

સમ્યક્ત્વનાં આ છએ છ સ્થાન ઉપર જે આત્મા સુસ્થિત હોય, તે અવશ્ય સમ્યગ્દષ્ટિ હોય. સમ્યક્ત્વનાં પહેલાં ચાર સ્થાનો તો એવાં છે કે જે સ્થાનોને અભવી, દુર્ભવી અને ભારેકર્મી ભવી આત્માઓ પણ પામી શકે, પણ, સમ્યક્ત્વનું પાચમું સ્થાન અને છઠ્ઠું સ્થાન તો તે જ આત્માઓ પામી શકે છે, કે જે આત્માઓનો મોક્ષ અલ્પ કાળમાં થવાનો હોય આત્મા જ્યારે સમ્યક્ત્વના આ પાચમા અને છઠ્ઠા સ્થાનને પામે છે, ત્યારે તે અપૂર્વ એવા આનન્દ-નો અનુભવ કરે છે. કર્મના સંયોગથી અનન્તાનન્ત કાળ થયાં ચતુર્ગતિ રૂપ સંસારમાં ભટકી રહેલા આત્માને જ્યારે ખ્યાલ આવે કે-"હું ધારું તો અનાદિકાલીન એવા આ મારા કર્મસંયોગથી સદાને માટે મુક્ત બની શકું તેમ છું" ત્યારે એ રાહતની કેવી અને કેટલી ભારે લાગણી અનુભવે ? અને, એમાં પણ જ્યારે ભગ-વાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો એ મોક્ષને સાધવાનો ઉપાય એના જાણવામા આવે, ત્યારે તો એનું હૈયું નાચી જ ઉઠે ને ? 'અનાદિકાલની અનન્તી વેદનામાથી હું હવે છૂટી શકીશ'-એ વાત જે આત્માના ખ્યાલમાં પહેલવહેલી વાર આવે અને એથી એ આત્મા જે આનંદ અનુભવે, એ આનન્દ કાંઈ વાણીથી વર્ણવાય તેવો હોય ? એટલે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય પણ છે, એ માત્ર મોઢેથી બોલવાની વસ્તુ નથી આ તો આત્મામાં રૂચાવવાની વસ્તુ છે. મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે-એમ માન્યું ત્યારે કહેવાય, કે જ્યારે મોક્ષને મેળવવાને માટે મોક્ષના ઉપાયને આદરવાનું મન થાય. જે કોઈ સમ્યગ્દષ્ટિ આત્માઓ હોય છે, તેમને પોતાનો મોક્ષ

સાધવાને માટે મોક્ષના ઉપાયને સેવવાનું મન અવશ્ય હોય છે, પણ અભવી, દુર્ભવી અને ભારેકર્મી ભવી આત્માઓને આ મોક્ષની અને મોક્ષના ઉપાયની વાત રુચિકર બની શકતી નથી; એટલે આત્માની ઉન્નતિના સોપાને ચઢવાને ઈચ્છતા આત્માઓએ આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતપોતાનાં કર્મોનો કર્તા છે અને આત્મા પોતપોતાના ઉપાર્જેલા કર્મોના ફલનો ભોક્તા છે-એ ચારેય વાતો સમજીને રૂચાવ્યા પછી પણ, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે–એ બે વાતને સમજવાનો અને સમજીને રૂચાવવાનો સદા પ્રયત્ન કરતા રહેવુ જોઈએ અને, આ બે વાતોને સમજીને અને રૂચાવીને, મોક્ષના ઉપાયના આદરમાં તત્પર બની જવુ જોઈએ.

## મોક્ષમાર્ગ .

આપણે એ વાત પણ કરી હતી કે–સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ મોક્ષનો ઉપાય છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર–એ ત્રણેય સાથે મળ્યાં હોય તો જ મોક્ષ પામી શકાય અને મોક્ષને પામવાને માટે આ ત્રણથી અધિક કાંઈ પણ જોઈએ નહિ. આત્મામાં સમ્યગ્દર્શન ગુણ પ્રગટે, એટલે આત્મામાં જે જ્ઞાન હોય તે સમ્યક્ કોટિનુ બની જાય અને સમ્યગ્દર્શનથી શુદ્ધ એવા જ્ઞાનને પામેલા આત્માએ વિરતિ નામ વ્રત અથવા સંયમ અથવા ચારિત્રના આચરણમા તત્પર બની જવુ જોઈએ. જ્ઞાન જેમ સમ્યગ્દર્શનથી શુદ્ધ જોઇએ, તેમ વિરતિ પણ સમ્યગ્જ્ઞાનથી શુદ્ધ જોઈએ સાચી વિરતિ જ તે છે, કે જે સમ્યગ્દર્શનના અને સમ્યગ્જ્ઞાનના શુદ્ધ આશયની સ્વામિની હોય. આમ જે આત્મામાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો યોગ થવા પામે, એ આત્મા એકાન્તે મોક્ષમાર્ગનો મુસાફર બન્યો કહેવાય અને પરિણામે એવો આત્મા પોતાનાં સકલ કર્મોને સર્વથા ક્ષીણ કરી નાખીને મુક્તિને પામ્યા વિના રહે જ નહિ.

## સમ્યગ્દર્શનથી શુદ્ધ જ્ઞાન અને ચારિત્રને જે પામે તે ફાવી ગયો કહેવાય :

આ રીતિની મોક્ષમાર્ગની મુસાફરી માત્ર માનવજન્મમાં જ થઈ શકે છે મોક્ષ પામી શકે તો તે મનુષ્ય-જન્મને પામેલો આત્મા જ મોક્ષ પામી શકે છે. એટલે જ જ્ઞાનિઓએ મનુષ્ય-જન્મને દુર્લભ કહ્યો છે. પણ, મનુષ્ય-જન્મને પામી જનારા બધા જ આત્માઓ મોક્ષમાર્ગને પામે એવું બનતું નથી મનુષ્ય-જન્મને પામેલા આત્માઓમાં પણ એવા આત્માઓ ઘણા હોય છે, કે જેઓને આત્માની, મોક્ષની અને મોક્ષમાર્ગની વાત સાંભળવાનેય મળતી નથી અને આત્માની, મોક્ષની અને મોક્ષમાર્ગની વાત જેમને સાંભળવાને મળે એવા મનુષ્યોમાં પણ, જેમને આ વાત રૂચે, એવા થોડા હોય છે આ વાત સાંભળવાનેય મળે અને રૂચે પણ ખરી, તોય તે પછી પણ મોક્ષમાર્ગે એકાન્તે પ્રયત્નશીલ બની શકે, એવા આત્માઓ થોડા હોય છે, પણ, આ મનુષ્ય-જન્મની જ્ઞાનિઓએ જે કિંમત આંકી છે, તે તો મોક્ષમાર્ગની આરાધનાની અપેક્ષાએ જ આંકી છે. જ્ઞાનિઓએ મનુષ્ય-જન્મને જેમ દુર્લભ કહ્યો છે, તેમ મનુષ્ય-જન્મને દુઃખનું નિમિત્ત પણ કહ્યો છે. મનુષ્ય-જન્મ પામવામાં પણ દુઃખ અને જો આ જન્મને પામીને જીવ પાપાસક્ત બન્યો રહે તો એને માટે આ મનુષ્ય-જન્મ મહા દુઃખનું કારણ પણ બને એટલે, આ મનુષ્ય-જન્મને પામેલો જીવ જો ડાહ્યો બની જાય, તો જ કહેવાય કે-દુઃખના નિમિત્ત એવા પણ આ જન્મને પામીને એ ફાવી ગયો! આ જન્મને પામીને જે જીવ મોક્ષને માટે મથે, તેને માટે કહેવાય કે-એ આ જન્મને પામીને કામ કાઢી ગયો. એ સિવાય તો, જીવ અનન્તી વાર પણ મનુષ્ય-જન્મને પામી જાય તો પણ, દુઃખ ભોગવીને એ દુઃખ ભોગવવાને ચાલ્યો જાય. અને, એને જે સુખ મળે, તે પણ એના દુઃખને માટે થાય. એટલે, મનુષ્ય-જન્મને પામીને પણ

ફાવી ગયો તો તે જ કહેવાય, કે જે આત્મા સમ્યગ્દર્શનથી શુદ્ધ એવા જ્ઞાનને અને ચારિત્રને પામે.

**ઉત્તમોત્તમ અને ઉત્તમ :**

આમ આપણે મોક્ષ અને મોક્ષના ઉપાયને લગતી વાતો કરીને, એ વાત શરૂ કરી હતી કે–આત્માએ મોક્ષમાર્ગની આરાધના કરવાને માટે કેવી પ્રકૃતિવાળા બનવું જોઈએ ! અને, એ માટે આપણે શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રની કારિકામા બતાવાયેલી મનુષ્યની ૭ પ્રકૃતિ વિષે વિચારવું શરૂ કરેલુ છે. અધમાધમ, અધમ, વિમધ્યમ અને મધ્યમ તેમજ ઉત્તમ અને ઉત્તમોત્તમ–એમ ૭ પ્રકૃતિની અપેક્ષાએ, મનુષ્યોના પણ અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ–એમ ૭ પ્રકારના ભેદ ગણાય છે. આ ૭મા, ઉત્તમોત્તમની વાત તો જુદી જ છે. એ તો સર્વોત્તમ કોટિના આત્માઓ હોય છે. ઉત્તમોત્તમ આત્માઓને માટે, મોક્ષમાર્ગનું આરાધન તેઓનું ઉચ્ચ કોટિનું હોવા છતાં પણ તે ગૌણ ગણાય છે અને તેઓ મોક્ષમાર્ગનું જે પ્રવર્તન કરે છે તે પ્રધાન ગણાય છે એ સિવાયના જે કોઈ આત્માઓ મોક્ષમાર્ગના આરાધક હોય છે, તે આત્માઓ ઉત્તમ કોટિના મનુષ્યોમાં ગણાય છે. ઉત્તમ પ્રકૃતિને પામ્યા વિના મોક્ષમાર્ગની સાચી આરાધના થઈ શકતી નથી, માટે આત્માની ઉન્નતિના અર્થિઓએ ઉત્તમ પ્રકૃતિવાળા બની જવું જોઈએ. જેને મોક્ષ સિવાય કશાનું અર્થિપણું હોય નહિ અને મોક્ષમાર્ગની આરાધના સિવાય કાંઈ કરવું ગમતું હોય નહિ, એ જાતિની પ્રકૃતિવાળા જીવો ઉત્તમ પ્રકૃતિના જીવોમાં ગણાય છે. આવી ઉત્તમ પ્રકૃતિને પામવાને માટે, અધમાધમ પ્રકૃતિનો ત્યાગ કરવો જોઇએ, અધમ પ્રકૃતિનો ત્યાગ કરવો જોઈએ, વિમધ્યમ પ્રકૃતિનો ત્યાગ કરવો જોઈએ અને મધ્યમ પ્રકૃતિનો પણ ત્યાગ કરવો જોઈએ એટલા માટે, આપણે તે-તે પ્રકૃતિવાળા જીવો કેવા કેવા હોય છે, તેનો વિચાર કરવા માંડ્યો હતો અને તેમાં આપણે ઘણો વિચાર કરી આવ્યા છીએ.

**અધમાધમ પ્રકૃતિના માણસો :**

એમાં આપણે વિચારી આવ્યા કે–પાપિષ્ઠ એવા જે મનુષ્યો, તે અધમાધમ પ્રકૃતિવાળા મનુષ્યો ગણાય છે. તેવા આત્માઓ આ લોકમાં પણ પોતાના મહા અહિતને આચરનારા હોય છે અને પરલોકમાં પણ પોતાનું મહા અહિત થાય એવું કરનારા હોય છે. આમાં હીન જાતિ અને હીન કુળ આદિમાં જન્મીને હિંસાદિ પાપકર્મોના આચરણમા જ જીવનને પસાર કરી દેનારા મનુષ્યો પણ આવે અને કેટલાક ઉત્તમ જાતિ અને ઉત્તમ કુળ આદિમાં જન્મેલા પણ આમાં આવે, કે જેઓના મન, વચન અને કાયાના યોગો સંરમ્ભ, સમારમ્ભ અને આરંભથી ભરેલી અવસ્થાવાળા જ બન્યા હોય. આવા અધમાધમ આત્માઓમાં મોટે ભાગે સર્વ કુત્સિત વૃત્તિઓ ભારે પ્રમાણમાં હોય છે; અને એથી, એવા આત્માઓ એવી રીતિએ જીવતા હોય છે, કે જેમને જોઈને વિશિષ્ટ જનોને એમ થાય કે–'ધિક્કાર છે આવાઓના જન્મને !' આવા અધમાધમ કોટિના આત્માઓને વાસ્તવિક રીતિએ આ લોકની આબરૂની ચિન્તા પણ હોતી નથી અને આ બધાના પરિણામે પરલોકમાં મારૂં શું થશે એની ફીકર પણ હોતી નથી. આવા આત્માઓ આ લોકમાં સુખી પણ દેખાતા હોય, તો પણ વાસ્તવિક રીતિએ તેઓ ઘણા દુઃખી હોય છે અને અવસરે તેમને સન્નિપાત વગેરે દુઃખો ભોગવવાનો યોગ પણ થઈ જાય છે. આમ, અધમાધમ પ્રકારના આત્માઓ આ લોકમાં પાપમય ને દુઃખમય જીવન જીવે છે અને એ પાપના પરિણામે મરીને તેઓ નરકાદિમાં ભટકવા ચાલ્યા જાય છે.

**અધમ પ્રકૃતિના માણસો :**

બીજા અધમ પ્રકારના આત્માઓ એવા હોય છે, કે જેમની આંખ સામે માત્ર આ લોકનું જ ભોગસુખ હોય છે. આ લોકનું તુચ્છમાં તુચ્છ પણ ભોગસુખ મળ્યું હોય તોય તેને છોડવાને એ

તૈયાર નહિ અને આ લોકના ભોગસુખને માટે જે કાંઈ પાપકર્મ આચરવું પડે તે આચરવાને એ તૈયાર ! પણ, આ લોકનાં દુઃખ એની આંખ સામે હોય અને એથી પાપકર્મ કરતાં આ લોકમાં કોઈ આપત્તિ આવે નહિ, તેનો એ આત્માઓને ભય હોય, એટલે, અધમાધમ આત્માઓના કરતા અધમ આત્માઓ આ લોકમાં કાંઈક ઓછા પાપકર્મોમા પ્રવર્તે એવું બને પણ અધમ આત્માઓનેય પરલોકનો ભય તો હોય જ નહિ. આવા અધમ પ્રકૃતિના આત્માઓ, પરલોકની વાત કરનારા શાસ્ત્રકારોને પ્રપંચી વગેરે કહે 'આવા લોકો પરલોકની વાત કરીને ભોળા લોકોને પાગલ બનાવનારા છે અને ભોળા લોકોને પાગલ બનાવીને પોતાનો સ્વાર્થ સાધનારા છે.'—એમ પણ અધમ આત્માઓ પરલોકના હિતની વાત કરનારાઓને માટે બોલે. 'આવું તમે કરો છો તો એથી પરલોકમાં તમારૂં ભારે અહિત થશે.'—એવું જો કોઈ એમને કહેવા જાય, તો એવું કહેવા જનારાઓને પણ એ આત્માઓ તિરસ્કારી કાઢે.

**તમે અધમાધમ કે અધમ નથી તેનો આનન્દ છે ?**

તમે લોકો અત્યારે મનુષ્યલોકમાં જીવી રહયા છો ને ? મનુષ્ય-લોકમાં તમને સંખ્યાબંધ માણસોનો પરિચય થયો છે ને ? એમાં તમને અધમાધમ પ્રકૃતિના અને અધમ પ્રકૃતિના માણસોનો પરિચય પણ થયો હશે ને ? એમાં કેવલ સંરમ્ભ, સમારમ્ભ અને આરમ્ભનાં કામો પાછળ લાગ્યા રહીને અને પાપકર્મોમાં જ મસ્ત બન્યા રહીને જીવનારા માણસોનો પરિચય પણ કોઈક કોઈક વાર તમને થયો હશે ને ?

**સ૦** સંરમ્ભ, સમારમ્ભ અને આરમ્ભનાં કામો કયાં કયાં ગણાય ?

વિષય-કષાય આદિને વશ બનેલા અતિ પ્રમાદી જીવોની જીવહિંસાદિકના સંબંધવાળી પ્રાય. સઘળીય પ્રવૃત્તિઓનો સમાવેશ આમાં કરી શકાય. આમ તો પ્રમાદી જીવ હિંસાદિક કાર્યને માટે

પ્રયત્નશીલ બનવાનો જે આવેશ અનુભવે, તે 'સંરમ્ભ' કહેવાય છે; પછી એ જીવ પોતે કરવા ધારેલા હિંસાદિક કાર્યને માટે જરૂરી માનેલાં સાધનોને એકત્રિત કરે, તેને 'સમારમ્ભ' કહેવાય છે, અને, એ પછી એ જીવ પોતાના નિર્ધારિત હિંસાદિક કાર્યના કરણમાં પ્રવૃત્તિ કરે, એને 'આરમ્ભ' કહેવાય છે સંસારી જીવોને આ સંરમ્ભ, સમારમ્ભ અને આરમ્ભથી સર્વથા બચવું એ અતિશય મુશ્કેલ હોય છે, પણ પાપભીરૂ બનેલા આત્માઓ જેમ બને તેમ સંરમ્ભ, સમારમ્ભ અને આરમ્ભથી બચતા રહેવાની કાળજી રાખતા હોય છે, અને જે આત્માઓ એવી કાળજી રાખે છે, તેઓ સંસાર ભોગવતા હોવા છતાં પણ ઘણા સંરમ્ભ, સમારમ્ભ અને આરમ્ભથી બચી જઈ શકે છે, એટલું જ નહિ, પણ તમે જે સામાયિક, પૌષધ કરો છો, તે સમયે તો તમે એથી બચી જ જાવ છો ને ? અનુમોદન પૂરતો પ્રશ્ન જ તે વખતે તો રહે છે ને ? અને, એટલે જ સાધુપણાને સર્વોત્તમ કહ્યું છે ને ? એ વાત હમણાં રહેવા દો. અહીં તો એવા માણસોની વાત છે, કે જે જીવો કેવલ સંરમ્ભ, સમારંભ અને આરંભનાં કામો પાછળ જ લાગ્યા રહીને અને એમ પાપકર્મોમાં જ મસ્ત બન્યા રહીને, જીન્દગી પૂરી કરતા હોય છે. તમને એવા માણસોનો પરિચય ભાગ્યે જ થયો હશે અને જેમને એવા માણસોનો પરિચય થયો પણ હશે, તેમને કોઈક વાર જ તે થયો હશે ને ? કેમ કે—એવી પ્રકૃતિના માણસો જો શ્રીમન્ત હોય છે, તો તો મધ્યમ અને સામાન્ય માણસોને એમનો ભેટો પણ ભાગ્યે જ થાય છે, પણ અધમાધમ અગર અધમ વૃત્તિવાળા માણસો એવાઓની પૂંઠે ભમ્યા કરતા હોય એવું પણ બને છે. તમારા જેવાને અધમાધમ પ્રકૃતિના માણસોનો પરિચય ન હોય કે તે અતિ અલ્પ હોય, પણ અધમ પ્રકૃતિના માણસો તો ઠીક ઠીક સંખ્યામાં તમારા પરિચયમાં આવ્યા હશે ને ? જેમને કેવળ આ લોકના જ વિષયસુખની ચિન્તા હોય તેમજ એ માટે જે કાંઈપણ પાપકર્મ કરવું પડે

તેમ હોય તે પાપકર્મ કરવાની જો તક હોય અને તે પાપકર્મ કરતાં આ લોકમાં આપત્તિ આવવાનો જો ભય ન હોય, તો તો જે ગમે તેવું પાપકર્મ કરતાં પણ પરલોકના નામે અચકાય એવા ન હોય, એવા તો આ જગતમાં ઘણા મનુષ્યો છે. એવા વિષયસુખના રસિયા, પાપી અને પરલોકની વાતની હાંસી કરનારા માણસોનો તમને કદાચ ઠીક ઠીક પ્રમાણમાં પરિચય થયો હશે. એ પરિચયે તમારા ઉપર શી અસર નિપજાવી છે ? તમે એવો આનન્દ અનુભવ્યો છે અગર અનુભવો છો કે–'સારે નશીબે આપણે એવી અધમાધમ અને અધમ પ્રકૃતિના પાપમાંથી ઉગરી ગયા છીએ.' ? તમને એમ પણ થાય ને કે–'એવા બિચારા જીવોને માટે ભાગે તો ધર્મને સાભળવાનો યોગ મળે નહિ અને કદાચ કોઈક વેળા ાઈક કારણસર એવા જીવોને ધર્મ સાંભળવાનો યોગ પણ મળી ગયો હોય, તોય ધર્મને તેઓ સમજી શકે તો નહિ, પણ તેઓ ધર્મની વાતની ઠેકડી કરવાનું પાપ ઉપાર્જે !' ? એટલે એવાઓના સંગથી તમે બચ્યા હો, તો તેનો તમને આનન્દ હોય ને ?

**વિમધ્યમ પ્રકૃતિના માણસો :**

અધમાધમ પ્રકૃતિના અને અધમ પ્રકૃતિના માણસોની વાત કર્યા પછીથી, આપણે વિમધ્મ પ્રકૃતિના માણસો કેવા હોય છે, એ સંબંધી વિચારણા પણ કરી હતી. વિમધ્યમનો સૌથી મોટો ગુણ એ કે–એ પરલોકમાં માનનારો હોય, અને એથી એ પરલોક બગડે નહિ તેની કાળજીવાળો હોય તેમજ પરલોક કેમ સુધરે એની ચિન્તાવાળો હોય. આ લોકમાં જે જે કાંઈ સુખનાં સાધન ગણાય છે, તે તે સાધનો પૈકીના જે જે સાધનો એને મળ્યાં હોય, તે તે સાધનોનો સંગ છોડવાને એ તૈયાર હોય નહિ અને આ લોકમાં સુખનાં ગણાતાં નવાં નવાં સાધનોને મેળવવાનો ઉદ્યમ પણ એ કર્યા કરતો હોય. પણ, એ બધું છતાં, પરલોક એની આંખ સામે રહ્યા કરતો

હોય. એને ખ્યાલ હોય કે–'અહીં હું સદા કાળ રહી શકવાનો નથી. અહીં મારે ગમે ત્યારે પણ મરવાનું છે એ ચોક્કસ છે. પરલોકમાં મારી સાથે અહી મેં મેળવેલામાંનું કાંઈ જ આવવાનું નથી, પણ મારી સાથે મારૂં કર્મ જ આવવાનું છે. અહીં જે કાંઇ પણ સારૂં કે નરસું હું કરૂં, તેનું ફલ મારે જ પરલોકમાં ભોગવવાનું છે.' આથી તે અતિ સ્વાર્થી બને નહિ. અતિ ક્રૂર પણ એ બને નહિ પોતાના ભોગ અને ભોગનાં સાધનો માટે એ ઉદ્યમ કરે, પણ પાપ કરતાંય એનું મન કુણું રહ્યા કરે. બહુ માયા આચરવી એને ગમે નહિ. દયા–દાન કરવાનું એને મન થયા કરે. કોઈ એની પાસે કાંઈ માગવા આવ્યો હોય કે કોઈ પોતાનું કામ લઈને એની પાસે આવ્યો હોય, તો આવેલા એ અર્થી જનના મનને પ્રસન્ન કરવાનો પ્રયત્ન એ કરે. એટલું જ નહિ, પણ દુનિયામા જે જે કામો પુણ્યનાં દ્વાર સમા ગણાતાં હોય, તે તે કામ એ પોતાની શક્તિ મુજબ કર્યા કરે. એ દાન કરે, અધ્યયન કરે અને આ લોકનો પોતાનો સંસાર પણ સુખે ચલાવ્યા કરે.

### વિમધ્યમ સ્થિતિમાં સંતોષ પામવા જેવું નથી.

**સ૦** અમે અધમાધમ કે અધમ નથી, તો અમે આમા તો જઈએ ને ?

આમાં તમે આવી જાવ એવા છો કે નહિ, એનો નિર્ણય કરવો હોય તોય તે તમે પોતે કરો એ યોગ્ય છે. તમે આટલામાં જ સંતોષ પામી જાવ એવા હો, તો એથી કાંઈ આનન્દ પામવા જેવું નથી. વિમધ્યમ જીવો પાપોપાર્જન કરનારા હોતા નથી એવું તો છે જ નહિ, કેમ કે–એમને આ લોકના ભોગોપભોગ અને આ લોકનાં ભોગોપભોગનાં સાધનો ઘણાં ગમતાં હોય છે, પણ, એ સાથે એમની આંખ સામે પરલોક પણ રહ્યા કરે છે, એટલે એ જીવો સામાન્ય કોટિનાં પુણ્યનાં કાર્યો કરતા રહીને, પુણ્યોપાર્જન પણ

કર્યા કરતા હોય છે. આવા જીવોને માટે ભાગે પાપ જેમ જોરદાર બંધાય નહિ, તેમ પુણ્ય પણ જોરદાર બંધાય નહિ. આવા જીવોને 'પરલોકમાં પણ મને ઉત્તમ ઉત્તમ કોટિનાં માનુષી અને દેવતાઈ સુખો મળે' એમ થયા કરતું હોય છે, એટલે આવા જીવો, જે કાંઈ થોડા-ઘણા સારા કામ કરે, તે પણ પૌદ્‌ગલિક સુખ મેળવવાના હેતુથી જ કરે એ પુણ્યના યોગે એમને પરલોકમા સુખની સામગ્રી મળે, પણ એ સામગ્રીમાં એમને ગાઢ રાગ પેદા થઈ જાય એવું પણ બને જો એમ બને તો એ જીવો અહીં કરેલા પુણ્યનું ફળ ભોગવીને દુ:ખ ભોગવવા દુર્ગતિમા ચાલ્યા જાય આપણી મૂળ વાત તો મોક્ષ પામવાની છે, એટલે મોક્ષ જેને ખરેખર ગમતો હોય, તેને આવી વિમધ્યમ સ્થિતિમાં પણ રસ આવે નહિ.

**આની ઈચ્છા એ તમારે માટે નીચી ગણાય :**

આપણે તો એટલુ જ કહી શકીએ કે—અધમાધમ અને અધમ કરતા વિમધ્યમ ઘણા સારા, કેમ કે—વિમધ્યમ જીવો પરલોકમાં માનનારા હોય છે. પરલોકમા માનનારા હોઈ ને, એ જીવો પાપ કરવામા મન્દ બને છે અને પુણ્યના કામો તરફ પણ એમનું લક્ષ રહ્યા કરે છે વિમધ્યમ જીવોને માટે એક સારી સ્થિતિ એ પણ ગણાય કે—એ જીવોનો ધર્મસ્થાનો પ્રતિનો અનુરાગ, એમને એમની ભવિતવ્યતા સારી હોય તો, સદ્‌ગુરુનો સુયોગ કરાવી દે, અને, સદ્‌ગુરુની સેવા કરતે કરતે સદ્‌ગુરુ પાસેથી સદ્ધર્મનો ઉપદેશ સાંભળતા એ જીવોનુ મિથ્યાત્વ કદાચ ગળી પણ જાય અને સમ્યક્ત્વ તેમનામા પ્રગટી જાય એવું પણ બની જાય તમે તો સદ્‌ગુરુના સુયોગ સુધી પહોચી ગયેલા છો, એટલે તમને વિમધ્યમ કક્ષામાં બેસી જવાનું મન શાનું થાય ? તમને મન તો ઉત્તમ બનવાનું જ થવું જોઈએ. તમારામાં અધમાધમપણું ન હોય—એનો આનંદ ભલે તમને હોય, તમારામા અધમપણું ન હોય—એનો આનન્દ પણ ભલે તમને

હોય અને તમારી આંખ સામે પરલોક રહ્યા કરતો હોય—એનો આનન્દ પણ ભલે તમને હોય, પણ તમને આ લોકમાં પૌદ્ગલિક સુખના ભોગવટામાં રાચ્યા કરવાનું મન હોય અને પરલોકમાં પણ તમને પૌદ્ગલિક સુખો જ મેળવ્યા કરવાનું મન હોય, તો તમે તમારા મહા પુણ્યના ઉદય યોગે જે સામગ્રી પામ્યા છો—એ અપેક્ષાએ તમે હજુ ઘણી નીચી કક્ષાએ છો, એમ જ તમારે માનવું પડશે.

**વિમધ્યમને પાપનો ભય હોય.**

વિમધ્યમ કક્ષાના જે જીવો હોય છે, તે જીવોને જેમ આ લોકનું સુખ મેળવવામાં અને આ લોકનું સુખ ભોગવવામાં બહુ રસ હોય છે, તેમ તેમને આ લોકનું સુખ મેળવતાં અને ભોગવતાં જે જે મહા પાપ થયા કરતાં હોય તેનો ભય રહ્યા કરે છે અને એ પાપથી મળનારા દુઃખને ઠેલવાને માટે એ જીવો પુણ્યકર્મો પણ કર્યા કરે છે એ જીવોની આ લોકના સુખ માટેની મહેનત જેમ જોરદાર હોય, તેમ પુણ્યનાં કામ કરવાની મહેનત પણ જોરદાર હોય, એવુંય બને. એ જીવોને આ લોકના સુખની આસક્તિ ઘણી હોય, આ લોકના સુખ ઉપર પ્રેમ ઘણો હોય અને એથી આ લોકના સુખનો લોભેય ઘણો હોય એવું બને. અને એથી એ જીવો ધંધા-ધાપા ઘણા કરતા હોય એવુ પણ બને; પણ, એ બધામાં એમને એમ થયા કરતું હોય કે—'પાપ ઘણું થાય છે આમ ને આમ જો આપણે મરી ગયા, તો આપણું થાશે શું? અહીં આપણે સારું કાંઈ નહિ કરીએ, તો પરલોકમાં પણ આપણને સારૂ કાંઈ નહિ મળે. માટે આપણે પુણ્યના કામ પણ કર્યા કરો!' આવા માણસો, કેટલીક વાર તો, પુણ્યના કામ શોધી શોધીને કરનારા હોય છે. આગેવાનોને અથવા તો સારા માણસોને એ પૂછવા જાય કે—કોઈ સારૂં કામ હોય તો તે મને બતાવો! આવી મનોવૃત્તિ એ જીવોની હોય છે, એટલે મોટે ભાગે બહુ મોટાં પાપ તો એ કરતા જ હોના નથી અને જે

કોઈ પાપ એ કરે તેમાં પણ તેઓ ભારે રસ અનુભવી શકતા નથી એવા જીવો એમ પણ કહે કે-'ભલે અમે સુખના લોભથી પાપ કરીએ છીએ, પણ અમારું પાપ અમને ઘણી વાર સુખે ઉંઘવા દેતું નથી અને અમે પુણ્યનાં કામ શોધ્યા કરીએ છીએ, કેમ કે-એ વિના ભવિષ્યમાં અમારૂં થશે શું, એની ચિન્તા અમને રહ્યા કરે છે!'

**ત્રણેય અકુશલાનુબંધી કેમ?**

આવા વિમધ્યમ જીવોને માટે પણ એમ કહ્યું છે કે સામાન્ય-પણે તેઓને અકુશલાનુબંધ હોય છે. અધમાધમ પ્રકૃતિના જીવો અને અધમ પ્રકૃતિના જીવોને જેમ અકુશલાનુબંધી તરીકે શાસ્ત્રે વર્ણવ્યા છે, તેમ વિમધ્યમ પ્રકૃતિના જીવોને પણ અકુશલાનુબંધી તરીકે શાસ્ત્રે વર્ણવ્યા છે. એનું કારણ-સંસારનું જે બીજ છે, તેનો ઉપચય કરાય છે એ છે. સંસારનું બીજ કયું? વિષયની અને કષાયની અનુકૂળતામાં જ આનન્દ અને વિષયની અને કષાયની પ્રતિકૂળતામાં જ વિષાદ! રાગ માત્ર વિષયની અને કષાયની અનુ-કૂળતા ઉપર! અને, દ્વેષ માત્ર વિષયની અને કષાયની પ્રતિકૂળતા ઉપર! એટલું જ નહિ, પણ એ રાગમાં પણ એ જીવને આનન્દ અને એ દ્વેષમાં પણ એ જીવને આનન્દ! આને લઈને, એ જીવને પોતાના વિષયની અને કષાયની અનુકૂળતાનાં સાધનો ઉપરના રાગમાં પણ આનન્દ અને પોતાના વિષયની અને કષાયની પ્રતિકૂળતાનાં સાધનો ઉપરના દ્વેષમાં પણ આનન્દ! એ રાગને પણ એ કરવા લાયક માને અને એ દ્વેષને પણ એ કરવા લાયક માને આનાથી જે કર્મ બંધાય, તે કર્મ જીવને સંસારમાં ભટકાવનારૂં જ હોય ને? અધમાધમ જીવો, અધમ જીવો કે વિમધ્યમ જીવો, એ જે કોઈ પણ પાપ ઉપાર્જે કે જે કાંઇ પણ પુણ્ય ઉપાર્જે, તેથી વધતે-ઓછે અંશે પણ ઉપચય તો સંસારના બીજનો જ થાય ને? અધમાધમ

જીવો અને અધમ જીવો તો મોટે ભાગે પાપોપાર્જન કરનારા જ હોય છે. એમના હાથે કોઇક વાર અનાયાસે કાંઇક સારૂં થઇ જાય અને એથી એ જીવોને થોડું-ઘણું પુણ્ય બંધાઇ જાય તો એ વાત જૂદી છે, બાકી તો, એ જીવો પાપોપાર્જન કરનારા જ ગણાય ને? વિમધ્યમ જીવો એવા કે-એ પાપોપાર્જન કરે એની સાથે એ પુણ્યોપાર્જન પણ કરે! મોટે ભાગે તીવ્ર ભાવે એ પાપ કરે નહિ અને પુણ્ય પણ ઉત્તમ કોટિનું ઉપાર્જી શકે એવું ભાગ્યે જ બને, કેમ કે-આ લોકના સુખનો રસ તો હૈયે બેઠેલો જ છે. એટલે, એ જે પુણ્ય બાંધે કે પાપ બાંધે, તેનો જે અનુબંધ, તે કેવો હોય? એ પુણ્ય ને એ પાપ મોટે ભાગે પાપાનુબંધી હોય. એમાંય અપવાદ હોય તે વાત જુદી. આથી જ વિમધ્યમ જીવોને પણ સામાન્યપણે અકુશલાનુબંધીમાં ગણાવ્યા છે.

## ત્યાગી વિના કોઈ મધ્યમ કક્ષામાં ગણાય નહિ, પણ પરલોકના જ સુખના અર્થી આમાં ગણાય :

માત્ર મધ્યમ જીવોને જ કુશલાકુશલાનુબંધી તરીકે ગણાવ્યા છે. વિમધ્યમ જીવો ગમે તેટલા સારા પણ હોય, તો પણ એ જીવો આ લોકના સુખથી વિરામ પામેલા હોતા નથી, જ્યારે મધ્યમ પ્રકૃતિના જીવો પરલોકમા માત્ર પૌદ્ગલિક સુખની જ સ્પૃહાવાળા હોય છે, પણ આ લોકના સુખથી તો તેઓ નિરપેક્ષ જ બની ગયેલા હોય છે. મધ્યમ કક્ષાના જીવોમાં તો તે જ જીવો ગણાય, કે જે જીવોએ પરલોકના સુખને માટે આ લોકના સુખનો ત્યાગ કરેલો હોય છે. વિમધ્યમમાં ગણાવાનો વિચાર તમને આવ્યો, પણ આમાં ગણાવાનો વિચાર તો તમને આવે જ નહિ ને? કારણ કે-તમે ઘરબાર, કુટુંબ-પરિવાર આદિના સંગમાં બેઠેલા છો! અહીં તમે એમ નહિ પૂછી શકો કે-'અમે આમાં આવીએ કે નહિ?' કેમ કે-મધ્યમ કક્ષાના જીવોમા તો ત્યાગિઓ જ ગણાય છે. પરલોકના

સુખને માટે જેમણે આ લોકના સુખની સામગ્રીના સંગને તજી દીધો છે અને પરલોકમાં ઉત્તમ કોટિની ગણાતી સુખની સામગ્રી મળે એ માટે જ જેમણે તપોમય અને કષ્ટમય જીવન જીવવાનું સ્વીકાર્યું છે, એવા ત્યાગી જીવો જ મધ્યમ કક્ષામા ગણાય છે. આવા જીવોને આ લોકના ગણાતા કોઈ પણ સુખની સ્પૃહા ન હોય એટલે, આ લોકના સુખ માટે કરાતાં પાપોથી એ સ્વાભાવિક રીતિએ તત્કાલને માટે મુક્ત બનેલા હોય. આવા જીવો મોટે ભાગે વનજંગલમાં વસતા હોય, ફળ-ફુલ વગેરે અથવા તો પાંદડા વગેરે ખાઈને જીવતા હોય અને કોઈ વાર પંચાગ્નિ તાપ લેતા હોય, તો કોઈ વાર ભારે ઠંડીના સમયમા નદીના વહેતા પાણીમાં ઉભા રહીને પોતાને ઈષ્ટ લાગેલા જાપાદિ કરતા હોય. આવા જીવો મોટે ભાગે કુશલ-અકુશલ એવા મિશ્ર અનુબધવાળા પણ હોય. આવા જીવો કુશલાનુબધી પણ હોય અને અકુશલાનુબંધી પણ હોય મધ્યમ કક્ષાના જીવોમાં જેમ આવા તાપમો વગેરે આવે, તેમ સંસારનો ત્યાગ કરવા છતાં પણ સાહ્યબી-સપત્તિ વગેરેને માટે જ ભગવાને કહેલો તપ વગેરે કરનારા અગર કરેલા તપ વગેરેને સાહ્યબી-સંપત્તિ માટે વેચનારા પણ આવે પહેલા સારા ભાવે સંયમ સ્વીકાર્યું હોય, પણ પછી કોઈ એવુ નિમિત્ત મળી જાય કે જે નિમિત્તે એ જીવને કોઈ ને કોઈ પ્રકારની સાસારિક સામગ્રીનો તીવ્ર લોભ પેદા થઈ જાય અને એમા એ જીવ એવો તણાઇ જાય કે-પોતાના સમ્યક્ત્વને હારી જાય અને પોતે કરેલા તપ વગેરેને પોતાનુ ઇચ્છિત મેળવવાને માટે વેચી નાખે આવી રીતિએ પોતાના સંયમને અને તપને વેચી નાખનારા જે સાધુઓ, તેઓ પણ ત્યાગી હોવાથી આ મધ્યમ કક્ષાના જીવોમાં ગણાય.

**ઉત્તમ કક્ષાના જીવો માત્ર મોક્ષ માટે પ્રયત્નશીલ હોય; એમાં સાધુ અને શ્રાવક બેય આવે :**

ઉત્તમ કક્ષાના જીવો, મધ્યમ કક્ષાના જીવોથી પણ ઉંચા

ગણાય છે. કમથી કમ જે જીવોમાં સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યો હોય અને સમ્યગ્દર્શન ગુણ પ્રગટવાને લઇને જે જીવોમાં સંસારના ભોગોને વિષે એકાન્ત નિઃસ્પૃહત્વ આવી જવા પામ્યું હોય અને એથી જે જીવોને ખરેખરી સ્પૃહા હોય તે એક માત્ર મોક્ષની જ સ્પૃહા હોય; એટલે કે-જે જીવો પોતાની ઉન્નતિ સમજીને જે કાંઇ પણ કામ કરતા હોય તે મોક્ષને માટે જ કરતા હોય અને અનન્ત ઉપકારી ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા મોક્ષમાર્ગે જ ક્રમશ. પણ પ્રયત્નશીલ બન્યા રહેવાની જે જીવોની ભાવના હોય, એવા જે જીવો, તે ઉત્તમ કક્ષાના જીવોમાં ગણાય છે. ઉત્તમ કક્ષાના જીવોને માટે વાત જ એટલી કે **मोक्षाय एव यत्ते**। એક માત્ર મોક્ષને માટે જ મોક્ષસાધક પુરુષાર્થ કરવાની એમની ભાવના હોય અને એથી તેઓ જે પ્રયત્ન કરે તેમા ઊ ડે ઊ ડે પણ ખરો આશય મોક્ષનો જ હોય સસારના ભોગની સ્પૃહા તરીકે સ્પૃહા જ્યાં બેઠી હોય, ત્યાં આ ઉત્તમ ભાવ આવે નહિ સંસારના કોઇ પણ ભોગની સ્પૃહા આત્માને બગાડનાર છે અને એથી સસારના અલ્પ પણ ભોગની સ્પૃહા કરવા યોગ્ય નથી, એ વાતમા જે સુનિશ્ચિત હોય, તેનામાં જ આવો ઉત્તમ ભાવ આવે. સસાર તો એને એવો ભૂંડો લાગી ગયો હોય કે-વાસ્તવમા એને મોક્ષ સિવાય કાંઈ જ જોઈતું હોય નહિ મોક્ષની આવી અભિરુચિ હોય અને તે સાથે આત્મામાં એ વાતનો પણ પાકો નિશ્ચય થઈ ગયો હોય કે-ભગવાને કહેલો જે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ ચારિત્ર સ્વરૂપ મોક્ષમાર્ગ છે, એ જ સાચો મોક્ષમાર્ગ છે અને એ જ એક પરમારાધ્ય માર્ગ છે. એક માત્ર મોક્ષની જ અભિરુચિ હોય અને તે સાથે આત્મામાં આવો નિશ્ચય હોય, એટલે એ ઉત્તમ જીવ પોતાથી જેટલે અંશે શકય હોય તેટલે અંશે એ મોક્ષમાર્ગની આરાધનામાં જ રહેવા ઇચ્છતો હોય એ સિવાયની જે જે ક્રિયા એ કરતો હોય, તેમાં પણ તે કર્મના ઉદયની અસર સમજતો હોય અને ' તેવા પ્રકારના કર્મના

સંયોગથી ક્યારે હું મુક્ત બની જાઉં !' એમ એ જીવને થયા કરતું હોય ! એટલે, આ ઉત્તમ કક્ષાના માનવોમા તો કાં શ્રી વીતરાગના સાધુ આવે, કાં શ્રી વીતરાગના શ્રાવક આવે !

**સંસારમાં એ સર્વત્ર ભય જ જોયા કરતા હોય :**

તમે ધારો તો આ ઉત્તમ કક્ષામા આવી શકો. વિમધ્યમ કક્ષામાં બેસી જવાનું મન કરનારા આ વાત ખાસ વિચારે સંસારના ભોગની સ્પૃહા, એ ઉત્તમપણામાં મોટામાં મોટી બાધક વસ્તુ છે. સંસારના ભોગની સ્પૃહા, એ જ સઘળાય અનર્થનું મૂળ છે. વિમધ્યમને તો સંસારના ભોગની સ્પૃહા એવી હોય છે કે-એ આ લોકમાં પણ સંસારના ભોગની સ્પૃહાવાળો હોય. એવાને તો એ જે કાંઈ કરે, તેમા સસારના ભોગ જોઈતા હોય ! પોતાને સંસારના ભોગ રૂપ ફલ મળે, એવું એના મનમા હોય. એવી કક્ષામાં તમને કેમ મૂકી દેવાય ? ભગવાનના શાસનને પામેલા જીવો તો એવા હોય કે-એમને સંસારના ભોગની તો લેશ માત્ર પણ સ્પૃહા ઉપાદેય ભાવે ન હોય. સંસારમા તો એ સર્વત્ર ભય, ભય ને ભય જ જોયા કરતા હોય. એ જીવોને તો સમ્યગ્દર્શનાદિ મળ્યાનો ભારે આનન્દ હોય. એમને એમ થયા કરે કે-વિકરાળ એવા આ સસાર રૂપી સાગરને પાર પામી જવાને માટેની આ નૌકા મને મળી ગઈ છે. આથી, એ જીવો જો એમનાથી શક્ય હોય તો સંસારનો ત્યાગ કરીને પ્રાણાતિપાત આદિના વિરમણને સર્વથા આદરે, એટલે કે-સંસારના સંગનો ત્યાગ કરીને સર્વવિરતિપણે જીવવા માડે; અને એ જો એમનાથી શક્ય ન હોય, તો એ જીવો પ્રાણાતિપાત આદિના વિરમણને શક્તિ મુજબ આદરે અથવા તો પ્રાણાતિપાત આદિના વિરમણમાં આવવાનો રસ રાખ્યા કરે. આના યોગે, એ જીવો નિર્જરા ઘણી કરે અને એમને પુણ્યાનુબંધી પુણ્યનું ઉપાર્જન પણ થયા કરે

## જે સ્પૃહા પાપ રૂપ લાગે તે વસ્તુતઃ સ્પૃહા નથી:

**સ૦** શ્રાવકોને સંસારના ભોગનું એકાન્ત નિસ્પૃહપણું શી રીતિએ સંભવે ?

ખરેખર સમ્યગ્દર્શન ગુણને પામેલા જે સુશ્રાવકો હોય, તેમને સ્પૃહા તરીકે સ્પૃહા તો એક માત્ર મોક્ષની જ હોય. સંસારના કોઈ પણ ભોગની સ્પૃહા તરીકે સ્પૃહા એ જીવોને હોય નહિ સંસારના ભોગના સંગમાં એ જીવો કર્મના વશે બેઠા હોય એવું પણ બને, પણ એ સગ કરવા જેવો છે એવું એમના મનમાં અંશે પણ હોય નહિ અને 'ક્યારે હુ આ સંગથી છૂટું ?'–એવું એમના મનમાં ઉગ્યા વિના રહે નહિ બહારથી એ ભોગી દેખાતા હોય, કદાચ તેવા પ્રકારના તીવ્ર કર્મના ઉદયથી એ ભોગમા બહુ ખૂંપેલા લાગતા હોય, તોપણ દિલથી તો એ સંસારના ભોગ માત્રથી છૂટવાની જ ભાવનામાં હોય. જે સ્પૃહા કેવલ કર્મના ઉદયને વશ થઇ જતી હોય, પણ જે સ્પૃહા પેદા થતાંની સાથે જ કેવલ પાપ રૂપ લાગતી હોય અને એથી એમ થતું હોય કે–'આ સ્પૃહા એ મારી જે મોક્ષની સ્પૃહા છે, તેમાં નડતર કરનારી છે.' તે સ્પૃહા એ વસ્તુત સ્પૃહા જ ગણાય નહિ. એ જીવોને પોતાથી શકય એટલો પુરુપાર્થ તો કેવલ મોક્ષને માટે જ કરવાનું મન હોય, એટલે શ્રી વીતરાગની આજ્ઞાનુ આરાધન કરવાની જ એમને સાચી સ્પૃહા હોય. વાત એ છે કે 'મને સંસારના ભોગનો એક અંશેય જોઈતો નથી અને એક માત્ર મોક્ષ જ મારે જોઇએ છે.'–એ હૈયામાં નક્કી થઈ ગયેલું હોવું જોઇએ

## સમ્યગ્દૃષ્ટિ દેવાદિ બહારથી ભોગમાં આસક્ત લાગે તોય દિલથી એ ભોગની અવગણના કર્યા કરતા હોય :

તમે તો માનવોની વાત કરો છો, પણ સમ્યગ્દષ્ટિ ઇન્દ્રાદિ દેવોની વાતમાં શું કહેશો ? જે જીવોને એમ થઈ ગયું કે–મારે સંસારનો કોઈ જ ભોગ નહિ જોઇએ અને એક માત્ર મોક્ષ જ જોઈએ

અને એમ થવાથી જે જીવોએ ભગવાને કહેલા મોક્ષમાર્ગના જ આરાધનનો પુરુષાર્થ આદર્યો, એવા પણ જીવો તેના તે ભવમાં મોક્ષને પામી જાય, એવું મોટે ભાગે તો બને નહિ ને? એક માત્ર મોક્ષ જ જોઈએ–એવું મનમાં ઉગ્યા પછી અને ભગવાને કહેલા મોક્ષમાર્ગની સાધના આદર્યા પછી પણ, એવા જીવોને મોક્ષ પામતાં પહેલાં વચ્ચે કેટલાક ભવ કરવા પડે, એવું બને ને? ત્યારે, એવા મોક્ષાર્થી જીવો મરીને જાય ક્યાં? મોટે ભાગે દેવલોકમાં જાય ને? દેવલોકમાં એ જીવોને સંસારના ભોગનો સંગ કેવો ગાઢ હોય છે? એ ગમે તેટલું ઇચ્છે પણ ભોગથી એ અળગા થઈ શકે જ નહિ, એવી સ્થિતિ ત્યા હોય છે. પણ જ્ઞાનિઓ કહે છે કે–એ જીવો ભોગમાં આસક્ત સ્થિતિમાં પણ ભોગની અવગણના કરનારા હોય છે અને એક માત્ર મોક્ષની જ આકાંક્ષા સેવનારા હોય છે. બહારથી એ ભોગમાં આસક્ત લાગે અને અંદરથી એ એ ભોગની અવગણના કર્યા કરતા હોય. એક માત્ર મોક્ષના જ અર્થી અને એથી મોક્ષને માટે જ પુરુષાર્થ કરવાના મનવાળા આત્માઓની આ વાત છે. એવા આત્માઓને ભોગના સંગમાં રહેવું પડે તેમ હોય માટે એ ભોગના સંગમા રહે ખરા, પણ મનમા ભોગની અવગણનાનો ભાવ વર્તતો જ હોય કાદવમાં પેદા થનારું કમળ પાણીથી વધે અને એ રહ્યું હોય કાદવના તથા પાણીના સંગમા, તોપણ એ કમળ કાદવ અને પાણીથી નિર્લેપ રહે છે, તેમ, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ ભોગમાં પણ નિર્લેપ રહે અને એક માત્ર મોક્ષની આકાંક્ષામાં રમ્યા કરે આમાં જો જરાક ભૂલ થઈ જાય અને ભોગનો સગ કરવા જેવો લાગી જાય, તો ઉત્તમપણાને ભાગી જતા વાર લાગે નહિ એક માત્ર મોક્ષના જ અર્થી આત્માઓ દેવલોકમાથી પણ પાછા મનુષ્યલોકમાં આવે ને? એવા આત્માઓને પુણ્યવશે મનુષ્યલોકમાં પણ સંસારના ભોગની ઉત્તમ સામગ્રી મળે પણ, દેવલોકમાં જેમણે ભોગની અવગણનાનો ભાવ જાળવ્યો હોય, તેઓ મનુષ્યલોકના ભોગમાં તો લલચાય જ શાના? એમનું ચાલે

તો તો એ ભોગનો સર્વથા ત્યાગ જ કરી દે અને ભોગમાં રહેવું પડે તો ભોગની અવગણનાના ભાવને જીવન્ત રાખીને રહે! એમ દેવના ને મનુષ્યના થોડાક ભવ કરીને એ મોક્ષે પહોંચી જાય. તમે સમજી ગયા ને કે–શ્રાવકોને પણ સંસારના ભોગનુ એકાન્ત નિસ્પૃહપણું આવી રીતિએ સંભવી શકે? નહિતર તો, શ્રાવકોને માટે '**મોક્ષાય एव घटते।**' એમ જે કહ્યું, તે બધબેસતું થાય જ નહિ. પછી તો, ઘણા સાધુઓને પણ ઉત્તમમાંથી બાકાત કરવા પડે, કેમ કે–નિરતિચાર ચારિત્રનું અપ્રમત્તપણે પાલન કરનારા સાધુઓ જ ઉત્તમમાં ગણાય અને એ પણ જ્યાં અહીંથી કાલધર્મ પામીને દેવલોકમાં જાય કે મનુષ્યલોકમાં જાય, એટલે મરણની સાથે એમનું ઉત્તમપણું પણ ચાલી જાય એમ માનવું પડે.

## દિલથી મહેનત મોક્ષ માટે જ કરે :

વાત એ છે કે–તમે ધારો તો તમે ઉત્તમમાં આવી શકો એવું છે. અહી બેઠેલાઓમા જે ઉત્તમ હોય તે આનન્દ પામે અને જેમનામા આ સાંભળતે સાભળતે ઉત્તમપણું આવી ગયુ હોય તેય આનન્દ પામે. હજુ ઉત્તમપણું આવ્યું ન હોય, પણ પામવા લાયક તો આ જ છે–એમ જેમને થઈ ગયું હોય, તેઓય આનન્દ પામે અને સંસારના ભોગને વિષે એકાન્ત નિઃસ્પૃહપણુ કેળવવાને મથે! તમે અત્યારે ભલે સંસારમાં બેઠા છો, પણ તમારામાં ઉત્તમપણું આવ્યુ હોય તો તમે કહી શકો છો કે–'ખરેખર તો અમને મોક્ષ સિવાય કાંઈ જ જોઈતુ નથી અને એકાન્તે મોક્ષમાર્ગની આરાધનામાં લાગી જવા જોગી તેવડ હજુ આવી નથી, માટે મોક્ષમાર્ગની આરાધના સિવાયનું પણ અમારે ઘણું ઘણુ કરવું પડે છે; એ અમારી કર્મની પરવશતા છે. નહિ તો, મોક્ષમાર્ગની આરાધના સિવાય કાંઇ જ કરવાનુ અમને મન નથી!' એવાઓ કહી શકે કે–'અમારો મોક્ષ મોડો થવાનો હોય અને એથી વચ્ચે અમને દેવલોકાદિ

મળે તો તે જુદી વાત છે, પણ અમને દેવલોકેય જોઈતો નથી. અમે જે કાંઈ પણ દિલથી મહેનત કરીએ છીએ, જે કાંઈ પણ મહેનત કરવા જેવી માનીને અમે કરીએ છીએ, તે મહેનત તો અમે એક મોક્ષને માટે જ કરીએ છીએ એક મોક્ષ સિવાય કશાને માટે મહેનત કરવાનું અમને વાસ્તવિક રીતિએ તો મન જ થતું નથી!' એટલે, સંસાર એકાન્તે ભૂંડો છે, એવું લગાડ્યા વિના તો છૂટકો જ થવાનો નથી. સાધુ કે શ્રાવક, એ બેયમાં આ તો હોવું જ જોઈએ ને? સાધુ કે શ્રાવક, બેમાંથી એકેયને આ વિના તો ચાલે જ નહિ ને?

**વિમધ્યમ ને મધ્યમ નિઃસ્પૃહપણું પામે તો ઉત્તમ બને :**

આહીં તમારાથી દૂધમાં અને દહીંમાં પગ નહિ રખાય. તમે ક્યાં છો, એ તમે નક્કી કરી લો. સંસારેય દિલથી ગમે છે અને મોક્ષેય દિલથી ગમે છે, એ વાત અહીં ચાલી શકે એવી નથી.

**સ૦** કદી કદી પરલોકના આંચકા આવી જાય.

હજી તો આમને પરલોકની વાતનો રસ છે. તેય કદી કદી પરલોકના આંચકા આવે છે! એટલે કે–બાકી તો આ લોકના જ આંચકામાં બેઠા છો, એમ ને? અહીં તો મોક્ષની વાત છે. પરલોકની વાત તો વિમધ્યમ અને મધ્યમ માટે રહી. ઉત્તમ માટે તો સંસારના ભોગનું એકાન્ત નિઃસ્પૃહપણું જોઈએ એ જેનામાં આવે તે વિમધ્યમેય ઉત્તમ બને અને મધ્યમેય ઉત્તમ બને. આપણાથી મોક્ષમાર્ગનું પાલન કેટલું થાય છે, એ પછીની વાત છે; પણ પાયાની વાત આ છે. આ પાયાની વાત જેનામાં આવે, તેને દિલથી તો એક માત્ર મોક્ષમાર્ગનું આરાધન કરવાનું જ ગમે આવા દિલવાળા સાધુ અને શ્રાવક, બેય ઉત્તમમાં આવે મોક્ષને માટેનો ખરેખરો પુરુષાર્થ સમ્યગ્દર્શન આવ્યા પછી જ આવે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર–એ મોક્ષનો ઉપાય છે, એટલે સમ્યગ્દર્શનવાળા જે કોઈ હોય તે બધા મોક્ષના યત્નવાળા જ ગણાય

**સ૦ અન્ય દર્શનીમાં મોક્ષની ઇચ્છા આવે તો ?**

એ ઉત્તમ કક્ષા તરફ વળેલા કહેવાય. જેમને સંસારના કોઈ જ ભોગની સ્પૃહા તરીકે સ્પૃહા હોય નહિ અને સંસારના કોઈ પણ ભોગની સ્પૃહા કરવા યોગ્ય નથી એવું જેમના મનમાં ઉગે, તેમને સમ્યગ્દર્શન પામતાં વાર લાગે નહિ!

**સંસારમાં જે મહેનત કરીએ છીએ તે પણ મોક્ષને માટે જ કરીએ છીએ એવી સ્થિતિ જોઇએ :**

સમ્યગ્દર્શન પામ્યા પછી પણ અવિરતિના ગાઢ ઉદયવાળાને મુશ્કેલી ઘણી. એને ભય પણ ઘણો. એને સમ્યગ્દર્શનથી પતિત થઈ જવાનો સંભવેય ઘણો. પણ, જ્યાં સુધી સમ્યગ્દર્શન બરાબર ટકેલું હોય, ત્યાં સુધી તો એ ઉત્તમમાં જ ગણાય. એ કેવળ મોક્ષ માટેના જ પ્રયત્નમાં છે, એમ કહી શકાય ભલે એનો પ્રયત્ન ધીમો હોય, પણ આમ ધીમે ધીમે પણ હવે હું મોક્ષે પહોચવાનો જ, એવી એના મનમાં ખાતરી હોય. એટલા માટે, ઉત્તમમાં માત્ર સાધુઓને જ નહિ લેતાં શ્રાવકોને પણ લીધા શ્રાવકોમાં જેઓ સમ્યગ્દર્શનને પામેલા હોય, તત્ત્વજ્ઞાનને પામેલા હોય અને દેશવિરતિને આચરનારા હોય એ બધા આવે સાધુ સર્વવિરતિ આચરનારા હોય અને શ્રાવકો સર્વવિરતિ બનવાના ભાવવાળા હોય. બેયને એવો આનન્દ હોય કે—આપણે મોક્ષના માર્ગે જ છીએ. શક્તિવાળો સર્વવિરતિ સેવે અને ઓછી શક્તિવાળો દેશવિરતિ સેવે. દેશવિરતિ સેવવાની પણ શક્તિ જેનામા ન હોય તે અમુક નિયમાદિ સેવે, પણ એ બધા જે કાંઈ પણ મહેનત કરે તે એક મોક્ષને માટે જ કરે. સમ્યગ્દર્શન ગુણને પામેલા અને એથી મોક્ષ સિવાય જેમને બીજું કાંઈ જ મેળવવાનું મન નથી, એવા જીવો તો 'અમે સંસારમાં પણ જે કાંઈ મહેનત કરીએ છીએ, તે મોક્ષને માટે જ કરીએ છીએ.'—એવું પ્રમાણિકપણે કહી શકે, એવી સ્થિતિને પામી જાય છે. એને વેપાર માટે દોડધામ

કરતો જોઇને કોઇ પૂછે કે-'તમારે તો એક મોક્ષ જ જોઈએ છે, તો આ દોડધામ કેમ કરો છો?' ત્યારે એ કહી શકે કે-' ભાઈ! શી વાત કરૂં? લાગે છે કે-એવુ નિકાચિત કર્મ છે. વેપારનું જરાય મન નથી, પણ આ કર્મ તોડ્યા વિના ચાલે એવું નથી. ક્યારે આ કર્મ તૂટે અને ક્યારે વિરતિ પમાય, એ જ મારા મનમાં છે!" તમને અનુભવ તો હશે કે-કેટલાક શાહુકારો પેઢી બંધ કરવા માટે પેઢી ચલાવતા હોય છે ધીમે ધીમે એ પેઢીનું કામ ઘટાડતા જાય અને તક આવી લાગે કે-પેઢી બંધ કરી દે. સરવાળે પેઢી બંધ કરવી છે-એવા જ ઇરાદાથી પેઢી ચલાવનારા શાહુકારોના જેવા સમ્યગ્દષ્ટિ હોય. સાચા સમ્યગ્દષ્ટિ જીવોને સંસાર સેવવો પડતો હોય, તોય હેતુ સંસારથી છૂટવાનો હોય, કેમ કે-સમ્યગ્દષ્ટિને સંસાર સાથે ફાવટ હોય નહિ અને કર્મ એમને જંપવા દેતું હોય નહિ. બાકી તો, મોક્ષ સિવાયની એમને કોઇ સ્પૃહા તરીકે સ્પૃહા જ હોય નહિ.

**ઉત્તમ જીવોને કુશલાનુબંધી કહ્યા છે :**

સાચા સમ્યગ્દષ્ટિ જીવને ખરેખર શુ ઉપાદેય લાગતું હોય અને શું હેય લાગતું હોય, તેનો ક્યાસ આ ઉપરથી પણ કાઢી શકાય. સંસારના ભોગ એને હેય જ લાગતા હોય, એટલે એ એને સેવવા પણ પડતા હોય તોય 'ક્યારે આનાથી છૂટાય અને ક્યારે મોક્ષ પમાય?'-એમ એને થયા કરતું હોય; તેમજ મોક્ષના ઉપાયનું સેવન એ થોડું કરી શકતો હોય કે વધુ કરી શકતો હોય, પણ એને એમ જ થયા કરતું હોય કે-'મારૂં આ સેવન મને મોક્ષ પમાડનારૂં નીવડો!' આમ એ હેય ને ઉપાદેય બેયના સેવનમાં મોક્ષના જ ભાવવાળો છે, એમ કહી શકાય. આ અપેક્ષાએ જ ઉત્તમ જીવોને કુશલાનુબંધી કહ્યા છે. એમને જે કર્મ બંધાય તે પ્રાયઃ પુણ્યાનુબંધી બંધાય અને એથી એ જીવો થોડા જ કાળમા મુક્તિ પામી જાય; કારણ કે-પુણ્યાનુબંધી કર્મ એવું હોય છે કે-એ એના

સ્વામિના વિરાગભાવમાં વિક્ષેપ ઉપજાવનારૂં બનતું નથી પણ સહાયક બને છે. તમારે ઉત્તમમાં આવવું છે કે તમે ઉત્તમમાં આવેલા છો ? સાધુ અને શ્રાવક, બેય ઉત્તમમાં ગણાય છે. મધ્યમ જીવો કરતાંય શ્રાવકો વિશિષ્ટ મતિવાળા અને વિદ્વાન ગણાય છે, કારણ કે સંસારી હોવા છતાં પણ એમને સિવાય મોક્ષ બીજુ કાંઈ પણ જોઈતું હોતું નથી ઉત્તમ કક્ષામાં તમે નહિ આવી શકો, તો પછી કયી કક્ષામાં ગણાશો ? ઉત્તમોત્તમની કક્ષામાં તો વિશિષ્ટ તથાભવ્યત્વાદિ ભાવવાળા તે આત્માઓ ગણાય છે, કે જે આત્માઓ શ્રી અરિહન્તપણાને પામીને વિચરી રહ્યા છે. જેટલા વિચરતા શ્રી તીર્થંકર ભગવાન, તે બધા ઉત્તમોત્તમમાં ગણાય એ શ્રી અરિહન્તના જે સાચા અનુયાયી, તે સાધુ હોય કે શ્રાવક હોય, પણ તે બધા ઉત્તમમાં ગણાય.

## પાંચમા અને છટ્ઠા સ્થાને સુસ્થિત .

તમારે માટે આવવા જોગી જગ્યા આ જ છે. અધમાધમ કે અધમ થવુ તે તમને પાલવતું નથી અને તમે ઘરબાર વગેરેના ત્યાગી નથી એટલે મધ્યમમાં પણ તમારો નંબર લાગે તેમ નથી ત્યારે તમારે વિમધ્યમમાં બેસવું છે ? સંસારના ભોગનો જ તમારે ખપ છે ? આ લોકમા પણ સંસારના ભોગ જોઈએ અને પરલોકમાં પણ સંસારના ભોગ જોઇએ, એવું તમારા મનમા છે ? ભોગમાં સુખ કે મોક્ષમાં સુખ ? કહો કે ભોગ એ દુઃખનું કારણ અને મોક્ષ એ સુખનું કારણ સમ્યગ્દર્શનનુ પાચમુ સ્થાન ' મોક્ષ છે.'– એમ માનવું એ છે અને સમ્યગ્દર્શનનુ છટ્ઠું સ્થાન ' મોક્ષનો ઉપાય છે '–એમ માનવું એ છે. એ બે સ્થાનને આપણે પામ્યા છીએ, એમ ક્યારે કહેવાય ? મોક્ષ છે અને મોક્ષનો ઉપાય પણ છે–એમ અમે માનીએ છીએ, એવું કહેવા માત્રથી નહિ, પણ ' એક મોક્ષ સિવાય અમને કશું જ જોઈતું નથી, એ મોક્ષને પામવાને માટેનો સાચો

ઉપાય અનન્ત ઉપકારી ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો વિદ્યમાન છે અને હવે જે કાંઈ પણ મહેનત કરવી છે તે મહેનત એ ઉપાયને સેવવા દ્વારા મોક્ષને પામવાને માટે જ કરવી છે.'–આવું આપણા મનમાં બરાબર ઉગ્યું હોય, તો જ આપણે એમ કહી શકીએ કે સમ્યક્ત્વના પાંચમા અને છટ્ઠા સ્થાને અમે સુસ્થિત છીએ. અને તો જ તમે, ગૃહસ્થ હોવા છતાં પણ, ઉત્તમ કક્ષામાં ગણાઈ શકો.

**દિલથી પુરુષાર્થ એક મોક્ષ માટે જ .**

આમ તો ઉત્તમ કક્ષાના જીવોમાં પણ સાધુઓ જ ઉત્તમ ગણાય, કારણ કે–એમણે દુન્યવી સર્વ સંગોનો ત્યાગ કરી દીધેલો છે અને ભગવાને કહેલો જે મોક્ષનો ઉપાય, તેના એક માત્ર આસેવનમા જ એ તત્પર બનેલા છે. એમને મોક્ષ સિવાય કશું જ ખપતું નથી અને એ એવા સમર્થ છે કે–પ્રાણાતિપાતાદિના સર્વથા વિરમણપૂર્વક તેઓ રત્નત્રયીની ઉપાસનામાં લાગી ગયેલા છે. તમારી તેવડ હોય તો તમારે માટે કરવા યોગ્ય આ જ છે. જે કોઇ જીવો સમ્યગ્દર્શન ગુણને પામે, તે જીવોને 'મારે કરવા યોગ્ય તો આ જ છે.'–એમ લાગ્યા વિના રહે નહિ, પણ માનો કે–તમે અત્યારે ને અત્યારે દુન્યવી સર્વ સગોનો ત્યાગ કરવાને સમર્થ નથી; તોય તમારા મનમાં શુ છે? તમને કોઈ પૂછે કે–'ખરેખર તમારે શું જોઈએ છે?' તો તમે શું કહો? અને, તમે જે કાંઇ પણ દિલથી પુરુષાર્થ કરો, કરવા યોગ્ય માનીને જે પુરુષાર્થ કરો, તે શાને માટે કરો? 'ખરેખર તો અમારે એક માત્ર મોક્ષ જ જોઈએ છે અને અમે જે કાંઈ પણ નાનો કે મોટો પુરુષાર્થ દિલથી કરીએ છીએ, કરવા યોગ્ય માનીને અમે જે કાંઈ પણ પુરુષાર્થ કરીએ છીએ, તે કેવળ મોક્ષને માટે જ કરીએ છીએ.'–આવો જવાબ તમે દઇ શકો ને? અત્યારે કદાચ તમે ઉત્તમમા ન પણ હો, તોપણ તમે કેમ કરીને ઉત્તમમાં આવી શકો, એ સમજાવવાને માટેની આ મહેનત છે. તમારે આત્માની ઉન્નતિ સાધવી છે, તો તેનો ઉપાય આ જ છે.

**શ્રી રાવણનું મોક્ષનું અર્થિપણું :**

સમ્યગ્દષ્ટિ ભોગમાં બેઠેલો હોય અને ભોગને માટે કર્મને વશ થઇને મથી રહેલો હોય એવું પણ બને, પણ એના અન્ત કરણમાં મોક્ષ એવો તો વસેલો હોય કે–એને દેવતા પણ પૂછે, તોય એ કહે કે–'મારે તો એક માત્ર મોક્ષ જ જોઇએ છે.' બીજાને એમ પણ લાગે કે–આને તો કંઇનું કંઈ જોઈ એ છે, પણ એના દિલને જાણી શકનાર કહી શકે કે–આ તો બધા કર્મના યોગે જ જન્મેલા ઉધમાત છે, બાકી, આ જીવને ખરેખર તો એક મોક્ષ જ જોઈ એ છે.

અહીં આપણને શ્રી રાવણનો પ્રસંગ યાદ આવે એવો છે. શ્રી રાવણને તો તમે ઓળખો છો ને? ત્રણ ખંડના રાજા છે સંસારી છે. એક વાર એ એક કન્યાને પરણવા નિમિત્તે નીકળ્યા છે. તે વખતનો આ પ્રસગ છે અને આ પ્રસંગથી ખાતરી થાય છે કે–મહા ભોગમાં પડેલો પણ એ જીવ, ખરેખર તો મોક્ષનો જ અર્થી હતો.

આવો જીવ વચ્ચે તીર્થ આવે, આ તીર્થ છે, એવો એને ખ્યાલ આવે અને તીર્થની યાત્રા કર્યા વિના આગળ વધે, એ બને?

સ૦ રાવણ તો નરકે ગયા છે ને?

આવો જીવ પણ જો નિયાણુ કરીને આવ્યો હોય તો મરીને નરકે જાય એવુંય બને, પણ જ્યારે એ નરકના આયુષ્યનુ ઉપાર્જન કરે ત્યારે સમ્યક્ત્વ વમાઈ ગયું હોય. બાકી સમ્યગ્દષ્ટિ જીવ તો યુદ્ધમાંય ભગવાનને હૈયામાં રાખે યુદ્ધની વેળાએ પણ એ પોતાના ક્રિયાકાડને ભૂલે નહિ એ જ્યારે જ્યારે ભગવાનને સ્તવે, ત્યારે ત્યારે ભવે ભવે મને તારાં ચરણોની સેવા મળે, એ જ એ માગે કારણ? મોક્ષ જ જોઈ એ છે એવાં પણ સંખ્યાબંધ ઉદાહરણો છે કે–સમ્યગ્દષ્ટિ આત્માઓ યુદ્ધ કરવાને ગયા ખરા, પણ જ્યાં એ ઘવાયા અને જ્યાં એમણે પોતાનો અન્તકાળ નજદીકમાં જોયો,

એટલે યુદ્ધભૂમિમાંથી ખસી જઈને એમણે સંથારો કરી લીધો અને ઉત્તમ પ્રકારે અન્તિમ આરાધના કરી લીધી. સંસારની ક્રિયા કરતાં કે સંસારની ક્રિયા કરવા જતા પણ, ઉત્તમ આત્માઓના મનમાં મોક્ષ ન હોય, એવું તો બને જ નહિ શ્રી રાવણ નિયાણું કરીને આવેલા અને નિયાણાના યોગે એવી સ્થિતિને એ પામેલા કે–નરકે ગયા વિના એમનો છૂટકો થાય નહિ; પણ, ભગવાનના અવિરત સમ્યગ્દષ્ટિ એવા પણ જે શ્રાવક ભક્તો હતા, તેમાંના એ પણ એક ઉત્તમમાં ઉત્તમ કોટિના શ્રાવક હતા. એમનું તેવા પ્રકારનું પૂર્વનું કર્મ એમને નડયા વિના રહે જ નહિ–એવું જો ન હોત, તો એ સમ્યક્ત્વને વમત નહિ ને નરકે જાત નહિ! એટલે એ ફળમાં તો મુખ્યતા એમના પૂર્વકૃત કર્મની જ છે.

## ભક્તિની સામગ્રી ઉત્તમ .

શ્રી રાવણ રાજા હોવા છતાંય, ભગવાનની સ્તવના એ એવી તો સુન્દર કરતા હતા કે–એને સાંભળતાં ભલભલા થભી ગયા વિના રહે નહિ એમને સ્તવના કરતા જોઈને અને સાભળીને, ભલભલા મુગ્ધ થયા વિના રહે નહિ રાવણ જેવા રાવણ પણ જ્યારે ભગવાનની ભક્તિ કરતા, ત્યારે એમાં લીન બની જતા ભગવાનની ભક્તિની એમની સામગ્રીય ઉત્તમ પ્રકારની હોય અને ભગવાનની ભક્તિમાં એમની એકતાનતાય ઉત્તમ પ્રકારની હોય. શ્રી રાવણ અવિરત હોવા છતાં પણ, ભગવાનની ભક્તિની એમની આવડત અને એમની એકતાનતા એવી હતી કે–દેવેન્દ્રને પણ એનું આકર્પણ થયા વિના રહે નહિ. આમ તો એ એવા પ્રકારના કર્મોદયવાળા હતા કે–એમનું જીવન વિપય અને કપાયના ભારે દબાણ નીચે હતુ, પરન્તુ, એવી સ્થિતિમાં પણ ભગવાન પ્રત્યે એમનો ભક્તિભાવ એવો હતો કે–અવસરે એનું ભવ્ય દર્શન થયા વિના પણ રહે નહિ. વિપય અને કપાયનું ખેંચાણ એવું જોરદાર કે–વિપયનું જે કોઈ સાધન ગમી જાય, તે બળે કે

કજો પણ એને પોતાનું કર્યા વિના એ જંપે નહિ; અને જો ખબર પડે કે–'અમુક માનવી મને નમતો નથી.' તો એ માનવીને નમાવવાને માટે એ ભારેમાં ભારે યુદ્ધ ખેલવાને પણ તૈયાર થઈ જાય; તેવા પ્રકારના કુટીલ કર્મોદયના યોગે વિષયનું અને કષાયનું આધીનપણું આવું; પણ, તે સાથે ક્ષયોપશમનો યોગ પણ એવો સુન્દર કે– 'વસ્તુતઃ મેળવવા યોગ્ય એક મોક્ષ જ છે.'–એવી મનમા પૂરેપૂરી ખાતરી અને એથી પરમ શુદ્ધ એવા મોક્ષમાર્ગના પ્રકાશક ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભક્તિમા એ બેસે, ત્યારે એમા લયલીન બની ગયા વિના એ રહે નહિ.

## શ્રી રાવણનું મન્દિર જોતાં શ્રી રામ ખૂશ થઈ ગયા :

તમને વિષયનું અને કષાયનુ એવું જોરદાર આધીનપણું નથી, એમ જો હું કહું તો તે ચાલે ને? પણ, અહીં તો આપણે ભગવાનની ભક્તિની વાત કરવી છે; એટલે, એટલું તો પૂછવું પડે તેમ છે કે– 'ભગવાનની ભક્તિ કરતા પણ તમને ખરેખર આવડે છે, એમ તમે કહી શકશો? ભગવાનની ભક્તિમા એકતાનતા તમે કેળવી શકયા છો? ભગવાનની સ્તવના બોલતાંય તમને આવડે છે? અને, તમારાં છોકરાંઓને ઇરિયાવહી અને નમુત્થુણં વગેરે સૂત્રો પણ સારી રીતિએ બોલતા આવડે છે? એ બોલવામાં સ્ખલના કે અશુદ્ધિ નથી થતી, એવું તમે કહી શકો તેમ છો? મન્દિરમાં જઇને ભગવાનની સમક્ષ ઉભા રહી શું બોલવું અને જે બોલવું તે કેવા પ્રકારે અને ભાવે બોલવુ, એ તમે જાણો છો? કદાચ શ્લોક શીખ્યા હો તો અર્થ આવડતો ન હોય અને અર્થ આવડતો હોય તોય તેનું ચિન્તન ન હોય, એવું મોટે ભાગે ખરૂં? અને, ભગવાનની ભક્તિ માટેની તમારી સામગ્રી પણ કેવી? તમારી સામગ્રી તમને સંતોષ પમાડે એવી ખરી? ભગવાનની ભક્તિ માટે આવી સુન્દર સામગ્રી હું એકઠી કરી શકયો એ મારૂં અહોભાગ્ય, એમ તમને તમારી ભગવાનની ભક્તિની સામગ્રીને

જોતાં થાય એવું છે ખરૂ ?' શ્રી રાવણ તો ભગવાનના સાચા ભક્તોમાંના એક હતા. એ તો એ એવું ભયંકર પાપ ઉપાર્જીને આવેલા કે જેને લઈ ને એ વિરતિ તો કરી શકે નહિ, પણ મરીને એમને નરકે જવું પડે એવુ આયુષ્ય એ ઉપાર્જે ! એમના પૂર્વકૃત કર્મના દોષે એમનુ સમ્યક્ત્વ જતુ રહે અને એમની દુર્ગતિ થાય એવું કર્મ એમને બંધાય, એવુ એમને માટે નિયત થયેલું હતું; બાકી એ નરકે જાત નહિ ! એમના પોતાના નિવાસસ્થાનમાંનું એમનું શ્રી જિનમન્દિર એવું ભવ્ય હતું કે—શ્રી રામ જેવા પણ જ્યારે લંકામાં ગયા અને શ્રી રાવણના નિવાસસ્થાને પહોંચતાં એમણે જ્યારે શ્રી રાવણનું શ્રી જિનમન્દિર જોયું, ત્યારે એ ખૂશ ખૂશ થઈ ગયા હતા.

## આવેશ કેવો અને સ્તવના કેવી ?

અહીં તો આપણે એ પ્રસંગ જોવો છે, કે જે પ્રસંગથી શ્રી રાવણ ભગવાનની ભક્તિ શા હેતુથી કરતા હતા, એનો તમને ખ્યાલ આવે; અને તે સાથે, તમને એ વાતનો ખ્યાલ પણ આવે કે—આવા વિષય અને કષાયના સંગમા રગદોળાયેલા હોવા છતા પણ, શ્રી રાવણના હૈયામાં મોક્ષ એવો વસી ગયો હતો કે—ભગવાનની ભક્તિના ફળ તરીકે મોક્ષ સિવાયનું કશું જ એ ઈચ્છતા નહોતા !

એક વાર, એક કન્યાને પરણી લાવવાને માટે, પરિવાર સહિત શ્રી રાવણ વિમાનમાં નીકળ્યા હતા માર્ગે વિમાન સ્ખલના પામ્યું અને એ નિમિત્તે એ એવા આવેશયુક્ત બની ગયા કે—શ્રી અષ્ટાપદજી પર્વત ઉપર ધ્યાનમગ્ન બનેલા એક મુનિવરને એ સ્ખલનાનું કારણ માનીને અને એ મુનિવર એ ખરેખર મુનિવર નથી પણ મારા શત્રુ એવા આ દંભી મુનિ છે—એમ માનીને, એમણે આખાય શ્રી અષ્ટાપદ પર્વતને હચમચાવી મૂકનારો ઉપદ્રવ આદર્યો. એ પ્રસંગ મોટો છે, પણ આપણે તો એ પછીનો પ્રસંગ અહીં જોવો છે. શ્રી રાવણ એમણે આરંભેલા ઉપદ્રવમાં નિષ્ફળ તો નીવડયા, પણ સાથે ભારે

શિક્ષા પણ પામ્યા. એથી એમને આવેશમુક્ત બની જતાં વાર લાગી નહિ. મુનિવરને વન્દનાદિ કરીને શ્રી રાવણ તરત જ શ્રી અષ્ટાપદગિરિ ઉપર શ્રી ભરત મહારાજાએ નિર્મિત કરાવેલા શ્રી જિનમન્દિરમાં ગયા.

શ્રી જિનમન્દિરમાં પેસીને શ્રી રાવણે શ્રી ઋષભદેવ આદિ ચોવીસેય ભગવન્તોની અષ્ટ પ્રકારી પૂજા કરી અને તે પછી તેમણે ભગવાનની સ્તવના આરંભી. રાવણ વીણા વગાડે છે અને એમનું અન્તઃપુર સપ્ત સ્વરથી મનોરમ અને ગ્રામરાગથી રમ્ય એવું ભગવાનની સ્તવનાનું ગીત ગાય છે.

આમ એકતાનતાથી મધુર સ્તવના ચાલી રહી છે ને એ જ વખતે ધરણેન્દ્ર જાતે જ ત્યાં વન્દન–યાત્રા નિમિત્તે આવી પહોંચે છે. વીણા વાદન પૂર્વક ગવાતાં એ ગીતોનું શ્રવણ કરીને ધરણેન્દ્ર પણ મુગ્ધ બની જાય છે. વિચારો કે–કેવા પ્રકારે કરાતી હશે એ સ્તવના?

**ધરણેન્દ્ર માગવાનું કહે છે :**

પણ, ખરો પ્રસંગ તો હવે આવે છે. ધરણેન્દ્રના હૈયામા શ્રી રાવણની એ ભક્તિને જોઈને ભારે અનુમોદનાનો ભાવ પ્રગટ્યો છે. ધરણેન્દ્રને એમ થઈ ગયું છે કે–'આવા સાધર્મિકની અત્યારે ને અત્યારે જ હું કાંઈ ને કાંઈ ભક્તિ કરૂં!' પણ ધરણેન્દ્ર જાણે છે કે–'આ રાવણ છે, ભગવાનની ભક્તિના ફલ તરીકે, મોક્ષ સિવાયના કોઈ પણ ફલની અપેક્ષા આને હોય નહિ!' એટલે, ધરણેન્દ્રને શ્રી રાવણ જે કાંઈ પણ માગે તે આપવાનું મન છે, પણ તે સીધું કહેવાય તેમ નહિ હોવાથી, ધરણેન્દ્ર બહુ વિવેકપૂર્વક વાત કરે છે.

ધરણેન્દ્ર શ્રી રાવણને કહે છે કે–'તમે શ્રી અરિહન્ત ભગવાનના ગુણોની સ્તુતિથી ભરપૂર એવું સુન્દર ગીત તમારા ભાવને અનુરૂપપણે ગાયું, એથી હું તુષ્ટ થઈ ગયો છું!'

ધરણેન્દ્ર આવું કહે છે, છતાં પણ શ્રી રાવણના મુખ ઉપર અર્થિપણાનો કોઈ જ ભાવ જણાતો નથી, એટલે ધરણેન્દ્ર આગળ વધીને શ્રી રાવણને કહે છે કે 'શ્રી અરિહન્તના ગુણોની સ્તુતિનું

મુખ્ય ફલ તો મોક્ષ જ છે, છતાં પણ તમે મને એ કહો કે–ઈન્દ્ર એવો હું તમને આપું શું ?'

**શ્રી રાવણના વિચાર :**

આ રીતિએ ધરણેન્દ્ર જેવા દેવેન્દ્ર જાતે જ તુષ્ટ થઈ જઈને માગવાનું કહે છે, તે છતાં પણ શ્રી રાવણ જરાય ચલ–વિચલ થતા નથી. આવા પણ વખતે શ્રી રાવણના મુખમાંથી જે શબ્દો નીકળ્યા છે, તે સૂચવે છે કે–એ મોક્ષને માટે જ ભગવાનની ભક્તિ કરતા હતા ! ભગવાનની ભક્તિ, એ કોઈના દેખાડને માટેય કરતા નહોતા અને કોઈ દુન્યવી ફળ મેળવવાને માટેય કરતા નહોતા !

તમે એ વિચારો કે–'શ્રી રાવણની જગ્યાએ જો આપણે હોઈએ, તો આપણે શો જવાબ દઈએ ?' આપણે આપણાં બણગાં ફૂંકવાને નીકળી પડીએ કે નહિ ?, એ વાત પણ તમે વિચારો !

શ્રી રાવણને એમ થાય છે કે–'ભગવાનના ઉત્તમ પ્રકારની ભક્તિ જોઈને ભગવાનના ભક્તને તોષ થાય એ સ્વાભાવિક છે.' પોતે જેમનો ભક્ત છે, તેમની સુન્દર ભક્તિ કોઈ પણ કરતો હોય, તો એ જોઈને એ ભક્તને આનન્દ જ થાય ને ? એટલે, શ્રી રાવણને થાય છે કે–'ધરણેન્દ્ર જેવા ભગવાનના ભક્ત ભગવાનની ભક્તિ જોઈને તુષ્ટ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી' પણ ધરણેન્દ્રે પોતાનો તોષ વ્યક્ત કરીને 'માગે તે આપું.' એમ જે કહ્યું, તેનું શું ? એમાંય શ્રી રાવણને થાય છે કે–'ભગવાનના ભક્તને ભગવાનનો ભક્ત જે માગે તે આપવાનું મન થાય, એમાંય આશ્ચર્ય પામવા જેવું નથી ! પણ, ભગવાનની ભક્તિને જોઈને તુષ્ટ થયેલો ભગવાનનો ભક્ત માગવાનું કહે અને ભગવાનની ભક્તિ કરનારો ભગવાનનો ભક્ત જો માગે, તો એમાં ભગવાનની ભક્તિ કરનારની ભગવાન પ્રત્યેની ભક્તિનો અપકર્ષ થાય અને ભગવાનની ભક્તિ જોઈને ભગવાનના ભક્તને માગવાનું કહેનારની ભગવાન પ્રત્યેની ભક્તિનો ઉત્કર્ષ થાય !'

**ભક્તિનો સોદો કરવા તૈયાર નથી :**

આવા અવસરે આવા પ્રકારના વિચારો કરવાનું કોને સૂઝે ? આવી સરસ તક માગી મળે નહિ. આવી સારી તક મેળવવા મથ્યેય મળે નહિ અણધાર્યે આવી તક સાંપડી ગઈ છે અને શ્રી રાવણને કશી જ જરૂર નથી એવું પણ નથી. હજુ તો શ્રી રાવણના હૈયામાં દિગ્યાત્રા કરવાનો મનોરથ બેઠેલો જ છે અને બીજા પણ ઘણા મનોરથ હૈયે છે અવિરતિનો તીવ્ર ઉદય વર્તી રહ્યો છે ને ? એવી સ્થિતિમા પણ શ્રી રાવણ ભગવાનની ભક્તિનો સોદો કરવા તૈયાર નથી. મારે જે જીતવુ છે તે બધુ તમે જીતાડી દો, એવુ કહેવાને માટે શ્રી રાવણ પાસે જીભ નથી એમ નહિ, પણ એવું કહેવાને માટે શ્રી રાવણ પાસે હૈયું નથી

ધરણેન્દ્રને જવાબ આપતા શ્રી રાવણ કહે છે કે–' નાગેન્દ્ર ! દેવાધિદેવના ગુણોની સ્તવનાથી તમે તુષ્ટ થયા એ યોગ્ય જ છે. તમારો આ તોષ, એ તમારા હૈયામા દેવાધિદેવ પ્રત્યે જે ભક્તિ છે, તેનું પ્રતીક છે હવે બીજી વાત એ છે કે–દેવાધિદેવની મેં કરેલી ભક્તિ જોઈને તમે મને હુ જે માગું તે આપવાને જે તૈયાર થયા છો, તેથી તમારી દેવાધિદેવ પ્રત્યેની ભક્તિ પ્રકર્ષને પામે છે, પણ હું જો કાંઈ પણ ગ્રહણ કરું, તો તેથી દેવાધિદેવ પ્રત્યેની મારી જે ભક્તિ, તે તો ભારે અપકર્ષને જ પામે ! '

શ્રી રાવણે, આવી રીતિએ, માગવાનો જે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો, એનો ભાવ તમારા ખ્યાલમાં આવ્યો ? ઉત્તમ આત્માઓને માટે **'મોક્ષાયૈવ તુ વર્તતે ।'** એવી જે વાત છે, તે વાત સમ્યગ્દૃષ્ટિ આત્માઓને માટે આવી રીતિએ લાગુ થાય

શ્રી રાવણે આપેલો જવાબ સાંભળીને, ધરણેન્દ્ર તો વળી વધારે તુષ્ટ થઈ ગયા. એમણે એ જોયું કે–ભગવાનનો આ ભક્ત ભગવાનની ભક્તિ વચમાં રહે અને કાંઈ માગે, એ શક્ય નથી. એટલે ધરણેન્દ્રે શ્રી રાવણને એટલુ જ કહ્યું કે–' તમારી આ નિરાકાંક્ષાથી

હું વિશેષપણે તુષ્ટ થયો છું.' અને આમ કહીને ધરણેન્દ્રે શ્રી રાવણને અમોઘવિજયા નામની રૂપવિકારિણી શક્તિ અર્પિત કરી

**ઉત્તમ જીવો હૈયાથી તો જુદા હોય જ :**

કર્મના પરવશપણાને લઈને ત્રણ ખંડમાં આધિપત્ય જમાવવાને અને ભોગોપભોગની જે જે સામગ્રી ગમી તેને તેને યેન-કેન પોતાની કરવાને મથતા એવા પણ શ્રી રાવણના હૈયામાં, મોક્ષને મેળવવાની વાત કેવી બેઠી હતી, એ જોયું ને? એમની હાલત આવી હતી, તો પરણવાને ગયેલા વજ્રબાહુની હાલત કેવી હતી, એની તમને ખબર છે? ઉત્તમ જીવને સંસાર વળગેલો હોય તો પણ એને મોક્ષ જ જોઈતો હોય, એ વાત તમને સમજાવવી છે તક મળે ને તાકાત હોય, તો સંસારને ફગાવી દીધા વિના એ રહે નહિ, એનો ખ્યાલ આપવાને માટે જ, આ પ્રસંગે વજ્રબાહુને યાદ કર્યા છે. માત્ર વજ્રબાહુને જ નહિ, પણ તેમની સાથે તેમના પિતાને પણ ખાસ યાદ કરવા જેવા છે વજ્રબાહુનો પ્રસંગ તમારામાંના કેટલાકોએ સાભળ્યો તો હશે, પણ જેમણે સાંભળ્યો હશે તેમનેય એ પ્રસંગ ખરેખર યાદ હશે ખરો? અહીં પણ એ પ્રસંગ પહેલાં વર્ણવાયેલો છે તો, વજ્રબાહુ તમને યાદ છે? એમના પિતા પણ તમને યાદ છે? ઉત્તમ પ્રકૃતિના જીવો આચરણમાં જગતના જીવોથી જુદા કેટલા હોય એ વાત પછીની છે, પણ ઉત્તમ જીવો હૈયાથી તો જગતના જીવોથી અવશ્ય જુદા હોય હૈયામાં ઉત્તમતા પ્રગટ્યા વિના અને ઉત્તમતા પણ એવી કે જેને લઈને જગતના જીવોના હૈયાથી હૈયુ નોખું પડ્યા વિના રહે જ નહિ; એ વિના, કોઈ પણ જીવ ભગવાનના સંઘમાં સ્થાન પામી શકે જ નહિ. એટલા માટે તો શ્રી જૈન શાસનમા સંઘનો મહિમા છે. શ્રી તીર્થંકરદેવ પછીથી શ્રીસંઘને શ્રી જૈન શાસનમાં સ્થાન આપવામાં આવ્યુ છે, તે આ કારણે જ! સંઘમાં જે ગણાય તે હૈયાથી ઉત્તમ તો અવશ્ય

હોય અને આચરણમાં પણ ઉત્તમ બનવા માટેનો તલસાટ તો જરૂર હોય. એટલે, ઉત્તમના હૈયામાં સાધુ બનવાની ભાવના તો અવશ્ય હોય.

## સંસાર તમને વળગેલો છે કે તમે વળગાડેલો છે?

વજ્રબાહુ ઉત્તમ કોટિના આત્માઓમાંના એક હતા. એમના પિતા પણ ઉત્તમ કોટિના આત્માઓમાંના એક હતા. એક રાજકન્યાને પરણવાને માટે, વજ્રબાહુને, એમના પિતાએ મોકલ્યા હતા અને રાજકુમાર વજ્રબાહુ પરણવા ગયા હતા શ્રાવકને સંસાર વળગેલો હોય તોય, શ્રાવકને ખરેખર તો મોક્ષ જ જોઈતો હોય. એટલે, મોક્ષમાર્ગની આરાધના કરવાની અનુકૂળતા મળે, તો સાધુ થવાને એ તૈયાર જ હોય. એટલે, શ્રાવક પરણવા જાય ત્યારે પણ એના હૈયામાં 'મોક્ષ જ મેળવવો જોઈએ.' એ વાત બેઠેલી હોય અને એથી, સાધુપણાને પામવાની ભાવના પણ શ્રાવકના હૈયામા બેઠેલી હોય. તમને સંસાર વળગેલો છે કે તમે સંસારને વળગાડેલો છે? સંસાર જોઈએ-એવું જો મનમાં હોય, તો સંસારને વળગાડેલો કહેવાય; અને, સંસારનો સંગ હોવા છતાંય સંસાર ન જોઈએ-એવું જો મનમાં હોય, તો સંસાર વળગેલો કહેવાય. કર્મના યોગે સંસાર વળગેલો હોય એ બને, પણ કર્મના યોગથી મુક્ત થવાને જે ઈચ્છતા હોય તેમને માટે સંસારને એમણે વળગાડેલો છે એમ કહેવાય નહિ આમ તો સંસારનો વળગાડ કર્મને લઈને જ હોય છે, પણ ભાગ્યવાન જીવોની દષ્ટિ એવી ખૂલી ગઈ હોય છે કે-એમને સંસાર વળગાડ છે એમ સમજાયું હોય છે અને એથી એમને સંસારથી છૂટવાનું મન થયું હોય છે. એવા જીવો સંસારને તજવા જેવો માનતા હોય છે, એટલે કર્મના યોગે એ જીવો સંસારના વળગાડમાં ખૂંપતા પણ જણાતા હોય, તોય કહેવું પડે કે સંસાર એમને વળગેલો છે; સંસારને વળગાડવાનું એમને ખરેખર મન

નથી; એમને તો સંસારથી ઝટ છૂટવુ જ હોય છે! જ્યારે જે જીવોની દૃષ્ટિ ખૂલી હોતી નથી, તે જીવો તો સસારને વળગાડ જ માનતા હોતા નથી. એ જીવો દેખીની રીતિએ કદાચ ઘણો ઘણો ધર્મ કરતા જણાતા હોય તો પણ, એ જીવો તો સંસારના સુખની જ કામનામાં રમતા હોય છે. એટલે, વિચારો કે-તમને સંસાર વળગેલો છે કે તમે તમને સંસાર વળગાડેલો છે?

**દૂરથી મુનિવરનું દર્શન થતાં:**

રાજકુમાર વજ્રબાહુ પરણવા ગયા હતા અને એમના પિતા હજુ રાજગાદી ભોગવતા હતા; છતા પણ, એ બન્નેય એવા હતા કે-સંસાર એમને વળગેલો હતો એમ કહેવાય, પણ સંસાર એમણે એમને વળગાડેલો હતો એમ કહેવાય નહિ

મનોરમા નામની રાજકન્યાને પરણીને રાજકુમાર વજ્રબાહુ પાછા ફરતા હતા. એ વખતનો એક પ્રસગ છે નહિ જેવી વાતમા તો એમણે દીક્ષા લેવાનો નિર્ણય કરી લીધો અને દીક્ષા લઈ લીધી પણ ખરી.

પરણીને એ પોતાને નગરે પાછા આવવાને માટે નીકળ્યા છે. પોતે રથમા બેઠા છે અને પાસે જ તેમની નવપરિણીતા રાજકુમારી બેઠી છે. દેવાગનાને પણ ટક્કર મારે એવી એ રાજકુમારી પાસે છે અને વજ્રબાહુનો સાળો રાજકુમાર ઉદયસુન્દર એ રથને જાતે જ હાંકી રહ્યો છે. બનેવી પ્રત્યેની ભક્તિથી એ પણ રાજકુમાર વજ્રબાહુને અને પોતાની બહેનને તેમના સ્થાને પહોચાડવાને માટે સાથે જ નીકળ્યો છે. બીજા પણ કેટલાક રાજકુમારો અને સેવકો એમની પાછળ અશ્વાદિ ઉપર આરૂઢ થઈને ચાલી રહ્યા છે.

એમાં બને છે એવું કે-એ માર્ગ એક પર્વત પાસેથી પસાર થતો હતો અને એ પર્વત ઉપર એક મહા તપસ્વી મુનિવર સૂર્યની સામે પોતાની દૃષ્ટિને સ્થાપિત કરીને આતાપના લઈ રહ્યા હતા. જાણે

કે એ મુનિવર મોક્ષના માર્ગને જ જોઈ રહ્યા છે, એમ એ મુનિવરને જોતા લાગે!

રથમાં બેઠે બેઠે માર્ગ કાપી રહેલા રાજકુમાર વજ્રબાહુની દૃષ્ટિ પર્વત ઉપર તપ તપી રહેલા એ મુનિવર ઉપર પડી; અને, મેઘના દર્શનથી મયૂરનું હૈયું જેમ હર્ષઘેલું બની જાય, તેમ રાજકુમાર વજ્રબાહુનું હૈયું પણ એ મુનિવરના દર્શન માત્રથી હર્ષઘેલું બની ગયું. તરત જ એમણે રથના અશ્વની લગામ પકડી લઈને રથને રોક્યો અને પોતાના સાળા રાજકુમાર ઉદયસુન્દરને ઉદ્દેશીને એમણે કહ્યું કે–'આમ ઉંચે જરા જુઓ તો ખરા! આ કોઈક મહાત્મા છે મહા પુણ્યના યોગે જેમ ચિન્તામણિ રત્ન મળે, તેમ મને પણ મારા મહા પુણ્યના યોગે જ આ મહાત્માનું દર્શન થયું છે. આ મહામુનિને આપણે વન્દન કરીએ!'

## સાળાને બનેવીની મશ્કરી કરવાનું મન:

રાજકુમાર વજ્રબાહુ પરણીને જઈ રહ્યા છે, પણ હૈયું કેવું હશે એમનું? નહિતર, અત્યારે મુનિનું શું કામ હતું એમને? બહુ બહુ તો પર્વત ઉપર રહેલા મુનિને રથમાં બેઠે બેઠે હાથ જોડીને આગળ ચાલે નહિ? અરે, એવા વખતે મુનિને હાથ જોડીને દિલથી પગે લાગવાનું મન થાય એવાય થોડા! જ્યારે આ તો રથને ઉભો રખાવે છે અને પહાડ ઉપર રહેલા મુનિને વન્દન કરવાને જવા ઇચ્છે છે. દૂરસ્થ મુનિના દર્શન માત્રથી એમને હૈયે એવો હર્ષ પ્રગટ્યો છે કે–મુનિને વન્દન કર્યા વિના આગળ વધવાનો વિચાર જ એમને આવતો નથી. અને, મુનિને વન્દન કરવાને જવાની વાત પણ એ એવી રીતિએ કરે છે કે–એમના સાળાને એમની રીત જોઇને એમની એવી મશ્કરી કરવાનું મન થઈ જાય છે કે–'કેમ, રાજકુમાર! વૈરાગ્ય પ્રગટ્યો છે? મુનિ પાસે જઈને દીક્ષા લેવાનું મન થઈ ગયું છે?'

પાસે પોતાની બહેન બેઠી છે અને એને પરણીને આ હજુ તો ચાલ્યા આવે છે, છતા વજ્રબાહુ મુનિનાં દર્શન થતાંની સાથે જ એવી રીતિએ વાત કરે છે, કે જેને લઈને સાળો એવું પૂછે છે કે– "કુમાર! આવા અવસરે મુનિ પાસે જવાનું મન કરો છો, તો શું તમે દીક્ષા ગ્રહણ કરવાને ઇચ્છો છો ?'

## રાગી ને ભોગી છતાં ત્યાગી કરતાં ઉત્તમ કેમ ?

અહીં જ જોવાનુ છે કે–રાજકુમાર વજ્રબાહુ શો જવાબ દે છે ? એના ઉપરથી તમને સમજાશે કે–આવા આત્માઓને વાસ્તવિક રીતિએ પરણવું હોતું નથી, પણ એમને કર્મનો યોગ એવો કે–પરણવું પડે! આવા આત્માઓને પૂછો કે–'પરણવું સારૂં નથી માનતા, તો પછી પરણ્યા કેમ ?' તો એ લમણે હાથ દે! પાપકર્મ-નો એવો ઉદય, એમ કહે અને સમજાવે તમારાં છોકરા શું કહે? 'પરણવું તો જોઈએ જ ને ?'–એમ કહે? કે 'પરણવું પડ્યુ.' એમ કહે? તમે તમારા છોકરાને સારાં ન પકડ્યાં હોય, તો એમાં તમારૂં પાપ પણ ભેગું છે, એમ કહેવું પડે ને ?

તમે એટલો તો વિચાર કરો કે–ઈતર મતના કે આ શ્રી જિન-મતના ત્યાગી પણ જે કોઈ કેવળ પરલોકના પૌદ્‌ગલિક સુખના જ અર્થી, એ મધ્યમ પ્રકૃતિના પુરુષોમાં ગણાય; અને, ભગવાનના સંઘમાંનો સાચો શ્રાવક રાગી પણ હોય અને ભોગી પણ હોય તે છતાં પણ ઉત્તમ પ્રકૃતિના પુરુષો પૈકીનો એ ગણાય; તો, એમાં કારણ શું છે? એને પોતાના રાગ પ્રત્યે પણ અણગમો હોય અને પોતાના ભોગ પ્રત્યે પણ અણગમો હોય; એ વિરાગમા ઝીલતો હોય અને ત્યાગ તરફ એણે મીટ માંડેલી હોય; કેમકે–એને એક મોક્ષ જ જોઇતો હોય. અને, એને મોક્ષ જ જોઇતો હોય એટલે એને એક રત્નત્રયી સિવાય કશાયમા વાસ્તવિક રીતિએ રસ હોય નહિ! એ કારણે જ, એ, રાગી હોવા છતાં પણ અને ભોગી હોવા છતાં

પણ, પરલોકના પૌદ્ગલિક સુખના અર્થી એવા ત્યાગી કરતાં પણ ઉત્તમ ગણાય !

**સાધુપણાનું અર્થીપણું :**

રાજકુમાર વજ્રબાહુને જ્યારે તેમના સાળાએ એવો પ્રશ્ન કર્યો કે–' કેમ, કુમાર! મુનિ પાસે જઇને દીક્ષા લેવી છે? ' ત્યારે, એક ક્ષણના પણ વિલમ્બ વિના, રાજકુમાર વજ્રબાહુએ કહ્યું છે કે–' મારૂં મન દીક્ષા લેવાનું છે.'

એકદમ આવું ક્યારે બોલાય? રાજકુમાર વજ્રબાહુના હૈયામાં એ બેઠું હશે, માટે જ એ આવો જવાબ વિના વિલમ્બે દઇ શક્યા હશે ને? તો, શ્રાવક–શ્રાવિકા જ્યારે પરણવા જતાં હોય કે પરણીને આવતાં હોય, ત્યારે પણ મનથી તેઓ સાધુપણાનાં અર્થી હોય, એ વાત ખરી ને?

સ૦ બધાં એવાં હોય?

શ્રાવક–શ્રાવિકાપણું જેમનામાં હોય, તેમનામાં સાધુપણાનું અર્થિપણું તો હોય જ ને? આ ગુણસમ્પન્ન શ્રાવક–શ્રાવિકાપણાની વાત છે. કુળાદિને કારણે જ જે શ્રાવક–શ્રાવિકા ગણાતાં હોય અને જેમના આત્મામાં શ્રાવક–શ્રાવિકાપણાનો સાચો ભાવ પ્રગટ્યો ન હોય, તેવાં શ્રાવક–શ્રાવિકાની આ વાત નથી. તમારો નબર શામાં લાગે તેમ છે તે હવે તમે નક્કી કરી લો! મને ખબર છે કે–પોતાને શ્રાવક–શ્રાવિકા તરીકે ઓળખાવનારમાં, ઘણાં એવાં છે કે જેમને હૈયે સાધુપણાનું અર્થિપણું નથી અને કેટલાક તો વળી એનાં વિરોધી પણ છે સાધુપણાનાં વિરોધી તો અહીં ભાગ્યે જ આવે, પણ અહીં આવેલાં બધાં શ્રાવક–શ્રાવિકા સાધુપણાનાં અર્થી છે એવું પણ હું માનતો નથી સાધુપણાના અર્થી હોય એવાં શ્રાવક–શ્રાવિકા થોડા, પણ વાત ગમે અને વાતને સમજવાનો પ્રયત્ન કરે એવા શ્રાવક–શ્રાવિકા અહીં ઠીક ઠીક પ્રમાણમા છે. બાકી તો,

કાગારોળ મચી જાય ને ? કેમ કે–જે ગુણ જોઈએ તે ગુણ હજી પ્રગટ્યો નથી. એટલે, ઉત્તમ જીવો કેવા હોય, એ તમે સમજી લો અને તમારામાં જે ખામી હોય, તે ખામીને ટાળવાનો પુરુષાર્થ તમે જ શરૂ કરો ! તમે ઉત્તમમાં નહિ આવી શકો, તો જશો ક્યાં ? અધમાધમ કે અધમ કક્ષામાં તો તમે નથી જ ને ? મધ્યમ કક્ષામાં પણ તમે નથી, કેમ કે–ત્યાગી નથી. બાકી રહી વિમધ્યમની કક્ષા એમાં પણ ઠેકાણું પડે તેમ છે ? એટલે, પ્રયત્ન તો ઉત્તમ કક્ષામાં અવાય એ માટે જ કરવો જોઈએ. એ માટે મોક્ષની રુચિવાળા બનવું જોઈએ, શ્રી જિનોપદિષ્ટ મોક્ષમાર્ગ રૂપ રત્નત્રયીની રુચિવાળા બનવું જોઈએ, અને તે સાથે, સાધુપણું કેમ ઝટ પમાય અને કેમ ઝટ મોક્ષ મળે, એ તરફ નજર રાખ્યા કરવી જોઈએ.

## શ્રાવક–શ્રાવિકાને સાધુ–સાધ્વી બનવાનું મન :

રાજકુમાર વજ્રબાહુને એમના સાળાએ જેવું પૂછ્યું કે–'સાધુ બનવું છે ?' તેની સાથે જ વજ્રબાહુએ કહી દીધું કે–'સાધુ થવાનું મન છે' કેમ કે–પરણવા ગયા ત્યારેય એમના હૈયે વિરાગ તો હતો જ અને પરણીને પાછા ફરતા હતા ત્યારે પણ એમના હૈયે વિરાગ તો હતો જ. સંસારને સારો માનીને, સંસારને સેવવા જેવો માનીને એ પરણવા નહોતા ગયા વિરાગ હતો, પણ કર્મે વિવર નહોતું આપ્યું એ માટે એ પરણવા ગયા હતા. પણ, સેવવા લાયક તો સાધુપણું જ છે, એમ એ માનતા હતા, એટલે એમને સાધુ થવાનું મન તો ખરું જ. તમને સાધુ થવાનું મન નથી ? શ્રાવક–શ્રાવિકાનાં છોકરાં–છોકરીને સાધુ–સાધ્વી–થવાનું મનમાં પણ હોય નહિ ? એમ નહિ પૂછાય કે–તમે સાધુ–સાધ્વી કેમ થયાં નથી ? સાચાં શ્રાવક–શ્રાવિકાને સાધુ–સાધ્વી બનવાનું મન તો હોય, પણ એવું જરૂર બની શકે કે–તેમનામાં સાધુ–સાધ્વી બની જવા જોગો ઉલ્લાસ

પ્રગટ્યો ન હોય! મન હોય, પણ સાધુ-સાધ્વી થવા માટે જરૂરી શક્તિ અને અનુકૂળતા ન હોય, આવું પણ બને દરિદ્રીને પણ લખપતિ થવાનું મન હોય કે નહિ? હોય! રોગીને સાજા થવાનું મન હોય કે નહિ? હોય! મન તો છે જ, પણ મન હોવા માત્રથી વળે શું? બીજી જરૂરી સામગ્રીનો યોગ જોઈએ ને? બીજી જરૂરી સામગ્રીના યોગ વિના જેમ લખપતિ થવાનું મન છતાં લખપતિ થવાતું નથી અને સાજા થવાનું મન છતાં સાજા થવાતું નથી, તેમ સાચાં શ્રાવક-શ્રાવિકાને સાધુ સાધ્વી થવાનું મન હોય તોય એ શ્રાવક-શ્રાવિકા શક્તિ અને સામગ્રી આદિનો સુયોગ નહિ હોવાથી સાધુ-સાધ્વી બની શકે નહિ!

## મનોવૃત્તિમાં પરિવર્તન પેદા કરો :

આજે ઘણા માણસો એવા છે, કે જે અવસરે પૂછે છે કે-'અમને આ ઝુંપડીમા રહેવાનું મન છે, એમ માનો છો? આ આઠ બાય દશની રૂમમાં રહેવું એ અમને ગમે છે માટે અમે આવડી કોટડીમાં રહીએ છીએ?' અને પછી એના એ કહે છે કે-'મોટી રૂમ મેળવવાની તેવડ જોઈએ ને?' એટલે, જે કોઈ નાની ઓરડીમાં રહે છે, તેમને મોટી ઓરડી મેળવવાનું અને મોટી ઓરડી મળે તો તેમા રહેવા જવાનું મન તો ખરૂં ને? તમે પૂછવા નીકળો તો તમને ખબર પડે કે-લગભગ બધા મોટી ઓરડી મળે તેમ હોય તો તે મેળવવાને તૈયાર છે! એ જ રીતિએ, રોગી નીરોગી બનવાને ઇચ્છે છે, ગરીબ લખપતિ થવાને ઇચ્છે છે અને પગે ચાલનારા વાહનમા દોડવાને ઇચ્છે છે! આવા બધા જો આવું આવું ઇચ્છે, તો શ્રાવક-શ્રાવિકા 'ક્યારે આપણાથી સાધુ અગર સાધ્વી બનાશે!' એમ ન ઇચ્છે? ભગવાને કહેલા સાધુપણાને પામવાનું મન જ ન હોય ને તમારે ઉત્તમમાં ગણાવું છે? મરતાં સુધી સાધુપણું પમાય નહિ એવું હોય તોય સાધુપણાને પામવાનુ મન તો છે જ, એમ કહેવું

જોઈએ. મનને ફેરવ્યા વિના ઉત્તમમાં અવાય નહિ. મનોવૃત્તિમાં એવું પરિવર્તન પેદા કરો, કે જેથી તમે પ્રમાણિકપણે સમજપૂર્વક એમ કહી શકો કે–વાસ્તવિક રીતિએ તો મારે એક મોક્ષ જ જોઈએ છે; અને એ માટે, મારૂં ચાલતું હોય તો મને ભગવાને કહેલી રત્નત્રયીની આરાધના કરવા સિવાયનું કાંઈ પણ કરવાનું વાસ્તવિક રીતિએ મન નથી! મનોવૃત્તિના આવા ફેરફાર વિના, ઉત્તમ બનાય નહિ. ખરાબ મનોવૃત્તિ માનવીને જેમ અધમાધમ ને અધમ બનાવી દે છે, તેમ સુન્દર મનોવૃત્તિ માનવીને ઉત્તમ બનાવે છે અહીં સમકિતીથી ઉત્તમ ગણ્યા છે, પરન્તુ કારણમાં કાર્યના ઉપચારે અપુનર્બંધકને પણ ઉત્તમ જેવા ગણી શકાય, કેમ કે–એ જીવોમાં અમુક પરિવર્તન આવી ગયું છે અને વધુ સુન્દર પરિવર્તન એમનામાં આવવાનું નિશ્ચિત છે. એટલે, શ્રાવક–શ્રાવિકાને મનમાં તો એવું જ હોવું જોઈએ કે–ક્યારે આપણાથી સાધુ–સાધ્વી બનાય!

## દીક્ષા લેવાનું મન :

રાજકુમાર વજ્રબાહુએ તરત જ કહી દીધું કે–'સાધુ બનવાનું મન છે!' પણ એમના સાળા ઉદયસુન્દરના માન્યામા એ વાત આવતી નથી. તાજા પરણીને ચાલ્યા આવે છે એ હકીકત છે, ત્યાં સાધુ બનવાનું મન છે, એ વાતનો મેળ ખાય? શ્રી વજ્રબાહુએ સાધુને જોઈને રથને રોક્યો અને મુનિને વન્દન કરવા ઉતરવાનું મન કર્યું, એટલે મશ્કરીમા ઉદયસુન્દરે પૂછેલું કે–'સાધુ થશો?' અને એથી રાજકુમાર ઉદયસુન્દર પણ એમ સમજ્યો કે વજ્રબાહુ કુમારે મશ્કરીનો જવાબ મશ્કરીથી આપ્યો છે. રાજકુમાર ઉદયસુન્દર એવું સમજ્યો કે–'હા, સાધુ થવાનું મને મન છે!' એમ જે આ રાજકુમાર કહે છે, તે પણ મશ્કરીમાં જ કહે છે. આથી ઉદયસુન્દરે એ મશ્કરીને લંબાવી અને રાજકુમાર વજ્રબાહુને કહ્યું કે–

'તમારૂં મન જો સાધુ થવાનું હોય, તો તમે હમણાં જ સાધુપણું લઈ લો ને ! સાધુ થવું હોય તો તમે હવે વિલમ્બ કરશો નહિ ! અહીં હું તમારો સહાયક પણ છું !'

ઉદયસુન્દરે કહેતાં શું તો આવું કહી દીધું, પણ એથી રાજકુમાર વજ્રબાહુનું મન સુદૃઢ બની ગયું એટલે, રાજકુમાર વજ્રબાહુએ ઉદયસુન્દરને કહ્યું કે-'સાગર જેમ પોતાની મર્યાદાને તજતો નથી, તેમ તમે પણ હવે તમારી આ પ્રતિજ્ઞાને તજશો નહિ !'

ઉદયસુન્દર હજુ પણ મશ્કરીના ભાવમાં રમે છે, એટલે એ પણ એમ જ કહે છે કે-'જરૂર, એમ જ થશે'

## રાગનું બન્ધન તૂટી ગયું :

રથમાં બેઠે બેઠે જ આટલી વાત થઈ ગઈ અને રાજકુમાર વજ્રબાહુ દીક્ષા ગ્રહણ કરવાના મનોરથ સાથે જ નહિ પણ દીક્ષા ગ્રહણ કરવાના નિર્ણય સાથે રથમાંથી નીચે ઉતર્યા. આ એક નિમિત્ત મળ્યું અને રાજકુમાર વજ્રબાહુનું રાગનુ બન્ધન કપાઈ ગયું. એ પરણવા ગયા, ત્યારે 'પરણવુ નથી' એવો કોઇ ભાવ નહોતો તેમજ પરણીને પાછા વળ્યા ત્યારે પણ 'ભોગ ભોગવવા નથી' એવો કોઇ ભાવ નહોતો; એ પરણવા ગયેલા ત્યારે ને પરણીને પાછા વળ્યા ત્યારેય ભોગ ભોગવવાનો ભાવ તો હતો જ, પણ, ભોગાદિ ભોગવવા પ્રત્યે એ પરણવા ગયા ત્યારે તેમજ પરણીને પાછા વળ્યા ત્યારેય ઉપાદેય ભાવ નહોતો અને હૈયે ભોગાદિ પ્રત્યે હેય ભાવ અવશ્ય બેઠો હતો. ભોગાદિ પ્રત્યે ઉપાદેય ભાવ ન હોય અને હેય ભાવ અવશ્ય હોય, તે છતાં પણ અવિરતિના જોરદાર ઉદયના યોગે ભોગાદિ ભોગવવાનું મન થઇ જાય એવું બને, પણ, અવિરતિના ઉદય યોગે ભોગાદિ ભોગવવાનું મન થઈ જાય એવું જેમ બને, તેમ મિથ્યાત્વના ક્ષયોપશમાદિના યોગે ભોગાદિ ખરેખર તજવા યોગ્ય જ છે-એમ લાગ્યા કરે અને એક મોક્ષ જ સાધવા યોગ્ય છે-એમ પણ

લાગ્યા કરે, એવું પણ સાથે બને એવા આત્માઓને વાસ્તવમાં ભોગને વળગેલા કહેવાય નહિ, પણ ભોગ એમને વળગ્યા છે એમ કહેવાય

રાજકુમાર વજ્રબાહુને ભોગાદિ હેય છે-એમ તો લાગેલું જ હતું અને ભોગનું મન કરાવે એવું જે મોહનું બન્ધન એમને હતું તે બન્ધન આ નિમિત્ત મળતાં તૂટી ગયુ, એટલે, રથમાથી એ ઉતર્યા તે જાણે રથને છોડવા સાથે, મોહને પણ છોડીને ઉતર્યા.

## જૈનો ગુણમાં ક્ષત્રિય જેવા :

ગયા હતા પરણવા અને નીકળ્યા હતા પરણેલીને ઘરે લઈ જવાને માટે, છતાં માર્ગે બની ગયું આવું! બની જાય આવું? જૈન માટે આવું બને, તો એમા પણ નવાઈ જેવું કાંઈ છે જ નહિ. ત્યારે, જૈન પરણીને ઘરે પાછો આવશે જ અને ઘરે આવીને પણ જૈન ભોગ ભોગવશે જ, એવી ખાતરી રખાય નહિ ને? ક્ષત્રિયાણી ખાંડાને પરણે છે એ જાણો છો? ક્ષત્રિય જાતે પરણવા નહિ જતાં પોતાનું ખાંડું મોકલે અને ક્ષત્રિયાણી એ ખાંડાને પરણે, એવું ય બને છે. ક્ષત્રિયાણી પરણે ત્યારથી સમજે કે-મારો ધણી ને આ ખાંડુ એ બે એક; મારો ધણી પહેલાં ખાંડાનો અને પછી મારો; એટલે, જ્યા ખાંડાના ખેલનો પ્રસંગ ઉભો થાય, ત્યાં ક્ષત્રિયાણી આડી આવે નહિ. મન હોય કે ન હોય, એણે તો યુદ્ધે જતા ધણીને તિલક કરવું જ પડે તાજી પરણીને આવી હોય તોય! એ ગરબડ કરે તો પેલો કહી દે કે-તુ ખરી ક્ષત્રિયાણી નથી! ક્ષત્રિયાણીઓ પણ એવી હતી કે-યુદ્ધ વેળાએ ધણી ખાંડું પકડતો ન હોય તો પરાણે પકડાવે અને યુદ્ધમા ધકેલે ધણી જો કાયર બનીને જાય નહિ અગર મોહથી ભાગી આવે, તો ક્ષત્રિયાણી એનો સંગ કરે નહિ. એમ જૈનો પણ ગુણથી ક્ષત્રિય જેવા હોય જૈન પરણવા ગયો હોય અને માર્ગે દીક્ષિત થઈ જાય એવું ય કોઈક વેળા બની જાય. લગ્નનો મંડપ એમનો એમ રહી જાય અને છોકરીના બાપથી કાંઈ બોલાય

નહિ. એ કાંઈ બોલવા જાય અને જો સાચા જૈનો જ ભેગા થયા હોય, તો એ કહે કે–ખબર નહોતી કે એ જૈન છે? છોકરી પણ જૈનપણાના ભાવથી વાસિત હોય, તો કહે કે–'એમણે દીક્ષા લીધી, તો હું પણ દીક્ષા લઈશ.' એટલી શક્તિ ન હોય તોય બીજાને વરવાની વાત તો એ કરે જ નહિ એ તો કહે કે–'હવે બીજો, એમ કહેનારી જુદી!' આજે તો કવચિત્ મર્યા પછી પણ બીજો કરવાની વાત થાય છે ને? અને, વિધવાઓને પરણાવવાની વાતમાં તો વિધવાનો ઉદ્ધાર મનાતો જાય છે ને? શીલ તો સ્ત્રીજાતિનું મોટામા મોટું ગૌરવ છે શીલ સ્ત્રીજાતિનું મોટામા મોટું ભૂષણ છે. ત્યારે, પરણવા ગયેલો જૈન અગર તો પરણીને પાછો ફરતો જૈન આમ દીક્ષા લઈ લે, તો એમાં આશ્ચર્ય પામવા જેવું નહિ ને? એવું બને કવચિત્, પણ એવું બને તો તો તેમાં આશ્ચર્ય પામવા જેવું તો નહિ ને?

## સારાના સંગની અસર:

રાજકુમાર વજ્રબાહુ રથમાથી ઉતર્યા. તેમની પાછળ રાજવધૂ મનોરમા પણ ઉતરી. ધણી ઉતરે અને એની પત્ની પાછળ ઉતરે નહિ, એ બને? એણે પોતાના ધણી અને પોતાના ભાઈ વચ્ચે થયેલી બધી જ વાત સાંભળી છે. આટલી વાત થઈ, પણ વચ્ચે એ અક્ષરેય બોલી નથી. પછી પણ મુગી મુંગી જ એ રથમાંથી ઉતરી છે. આ બધી કુલીન સ્ત્રીઓ! ધણી જે કાંઈ સારૂં કરે તે કરવામાં કુલીન સ્ત્રીઓ સાથ જ કરે સારા કામમા એ આડે આવે નહિ અને ખોટા કામમાં એ અવસર પામીને યોગ્ય પ્રકારે કહેવા યોગ્ય કહ્યા વિના પણ રહે નહિ! મર્યાદા જરાય ચૂકે નહિ અને અવસર મેળવીને ખરાબને ખરાબ તરીકે ધણીના ધ્યાન ઉપર લાવ્યા વિના પણ રહે નહિ!

હવે રથમાંથી ઉતરીને રાજકુમાર વજ્રબાહુ, રાજકુમાર ઉદયસુન્દર

અને મનોરમા, જે પહાડ ઉપર તપસ્વી મુનિવર તપ તપતા હતા, એ પહાડ ઉપર ચઢવા લાગ્યાં. જે બીજા પચીસ રાજકુમારો તેમની સાથે હતા, તે પણ સાથે ચાલ્યા. પરિવારના માણસો પણ સાથે છે. ઘરનો વડીલ સારું કરવા માડે, તો ઘરનાં બીજાં માણસો પણ સારું કરતા થઇ જાય ને? મોટે ભાગે એવું બને. બાકી તો, ખરાબ માણસ સારાનેય બગાડવા મથે.

**સ૦** ખરાબ માણસો સારા કલાસમાં પેસી જાય તો સારા ન થાય?

કદાચ સારા પણ કલાસની કદર્થના થાય. આજે સારી સારી જગ્યાએ મોટે ભાગે એવી હાલત થઈ ગઇ છે, એમ તમને નથી લાગતું ? પણ, જેમનામા બહુ ખરાબી ન હોય અને તે સાથે જેમનામાં સારાપણા તરફ અરૂચિ ન હોય, એવા માણસો જો સારા માણસના સંગમા રહે તો સારુ કરતા થઈ જાય, એ બનવાજોગ છે. સારા બનવા માટે તે પ્રકારની લાયકાત જોઈએ એટલે, સારાના સંગે પણ બધા જ સારા બની જાય એવો નિયમ નહિ.

### ઉદયસુન્દરે કરેલી વિનવણી.

રાજકુમાર વજ્રબાહુ ચાલે છે અને ઉદયસુન્દર એમની ચાલ જોયા કરે છે. હવે ઉદયસુન્દર વજ્રબાહુની ચાલ એ દૃષ્ટિએ જોયા કરે છે કે–'મેં મશ્કરીમાં જે કહ્યુ, તેવું તો કાંઈ નથી ને?' અને, વજ્રબાહુની ચાલ જોતા ઉદયસુન્દરને ખાતરી થઈ ગઈ કે–'જરૂર, આ દીક્ષા ગ્રહણ કરી લેશે।'

આથી મુનિવરની પાસે તેઓ પહોંચે તે પહેલાં જ, ઉદયસુન્દર વજ્રબાહુને કહે છે કે–'સ્વામિન્! આપ અત્યારે દીક્ષા ગ્રહણ કરશો નહિ। ધિક્કાર છે મને કે–મશ્કરીમાં આપને મેં આવી દીક્ષા ગ્રહણ કરવાની વાત કરી। આપણી વચ્ચે જે વાત થઈ, તે તો મશ્કરીમા થઈ છે; એટલે, આપણે મશ્કરીમાં જે કાંઈ કરવાનું કહ્યું હોય તે

ન કરીએ તો એમાં દોષ જેવું કાંઈ ગણાય જ નહિ જેમ લગ્ન વખતે ગવાતાં ગીતો એ સત્ય હોતાં નથી, તેમ મશ્કરીની વાતો પણ સત્ય હોતી નથી.'

આટલું કહેવા છતાં પણ, રાજકુમાર વજ્રબાહુની ચાલમાં કાંઈ પણ પરિવર્તન આવેલું ઉદયસુન્દરને જણાતું નથી. આથી ઉદયસુન્દરે નક્કી કરી લીધું કે–રાજકુમાર વજ્રબાહુને અત્યારે દીક્ષા ગ્રહણ કરી લેતા અટકાવવા હોય, તો હવે બીજો જ કોઇ ઉપાય અજમાવીને મારે એમને સમજાવવા જોઈએ રાજકુમાર ઉદયસુન્દરે રાજકુમાર વજ્રબાહુને કહ્યું કે–'આપની એકેએક મુશ્કેલીના સમયે હું આપને સહાય કરીશ, માટે આપ દીક્ષા ગ્રહણ કરવાનું માંડી વાળો!'

ઉદયસુન્દરની આ યુક્તિ પણ સફળ નીવડી નહિ, એટલે ઉદય-સુન્દરે છેલ્લામા છેલ્લી યુક્તિ અજમાવી. પોતાની બહેનની હાલતને આગળ ધરતા ઉદયસુન્દરે વજ્રબાહુને કહ્યુ કે 'કેટલાય મનોરથોને સેવવા સાથે અમારા કુળે મારી બહેન મનોરમાને આપની સાથે પરણાવી છે, તો. અમારા કુળના એ મનોરથોને આપ અણધારી રીતિએ ભાંગી નાંખો નહિ! હજુ તો આપના હાથે પણ વિવાહ-મ ગલના પ્રતીક સમુ આ કંકણ છે, તો વિવાહના ફલ રૂપ ભોગોને આપ એકદમ કેમ તજી દો છો? બીજા બધાનુ તો ઠીક, પણ આપ દીક્ષા ગ્રહણ કરશો તો આ મારી બહેન મનોરમાનું થશે શું? મારી બહેનને તણખલાની જેમ તજી દઈને, આપ જો દીક્ષા ગ્રહણ કરશો, તો એ રીતિએ સાંસારિક સુખોના આસ્વાદથી વંચિત કરાયેલી આ મારી બહેન જીવશે શી રીતિએ?'

**મનુષ્ય–જન્મ રૂપી વૃક્ષનું સુન્દર ફળ ચારિત્ર :**

આમ ઉદયસુન્દરે પોતાને જે કાંઈ પણ કહેવું હતું તે બધું જ કહી દીધુ; અને તે પણ એવી રીતિએ કહ્યું કે–નબળા પોચાના

નિર્ણયને ફરી જતાં વાર લાગે નહિ. પણ, રાજકુમાર વજ્રબાહુ તો ઉત્તમ પ્રકૃતિના પુરુષ હતા. સમજુય હતા અને સત્ત્વશીલેય હતા. ઉદયસુન્દરને જવાબ આપતાં, રાજકુમાર વજ્રબાહુએ ટૂંકમાં પણ ઘણું ઘણું કહી દીધું છે; અને તેમાં તેમની સુન્દર સમજ અને સત્ત્વ દેખાઈ આવે છે.

સૌથી પહેલી વાત એમણે એ કહી છે કે–સાંસારિક ભોગો એ કાંઇ આ મનુષ્ય-જન્મ રૂપી વૃક્ષનું ફળ નથી, મનુષ્ય-જન્મ રૂપી વૃક્ષનું સુન્દર ફળ તો ચારિત્ર છે.'

વિચારો કે–પરણવા ગયેલા અને પરણીને તાજા જ ઘરે જઇ રહેલા વજ્રબાહુના હૈયામાં ચારિત્ર પ્રત્યે કેવો ભાવ હશે? આ મનુષ્ય-જન્મને પામીને મેળવવા યોગ્ય એક મોક્ષ જ છે અને એ મોક્ષને મેળવવાને માટે સાધવા યોગ્ય માત્ર ભગવાને કહેલું ચારિત્ર છે, એ વાત એમને હૈયે પહેલેથી જ અંકિત થઇ ગયેલી હશે ને?

સ૦ ચોક્કસ.

પરણવા ગયા ત્યારેય અને પરણીને પાછા ફર્યા ત્યારેય? એ વાત એમને હૈયે પહેલેથી જ વસેલી હતી, માટે જ એમના સાળાએ જ્યારે માત્ર મશ્કરીમા પૂછ્યું કે–'દીક્ષા લેવી છે?' તો એમણે કહી દીધુ કે–'હા, દીક્ષા લેવાનું મન છે!' અને પછી તરત જ દીક્ષા લેવાનો નિર્ણય પણ કરી લીધો!

**શ્રાવક-શ્રાવિકામાં સારાં લક્ષણ ઘણાં:**

માત્ર મશ્કરીની વાતમાંથી આવું? હા, તમને ખબર છે કે–જાતિવંત ઘોડાને એક ઈશારો માત્ર પણ બસ થઈ જાય છે!? માલિકની એઠક ઉપરથી તે સમજી જાય કે–માલિકને કયી દિશામાં જવું છે! માલિકની ત્વરાની પણ એને ખબર પડે એનું પૂંછડું લાંબું હોય, પણ પાણીને પાર કરતાં એ પૂંછડાને પલળવા દે નહિ અને માલિકને પાણીનો એક છાંટોય ઉડવા દે નહિ. બધે જાતિ-

વન્તમાં ઘણાં લક્ષણ હોય તેમ, શ્રાવક-શ્રાવિકા પણ કેવાં હોય? શ્રાવક-શ્રાવિકામાં પણ સારાં લક્ષણ ઘણાં હોય.

એવાં શ્રાવક-શ્રાવિકા જ ભગવાનની સાચી પૂજા કરી શકે. એવાં શ્રાવક-શ્રાવિકા જ સાધુ-સાધ્વીની સુન્દર સેવા કરી શકે અને સાધુ-સાધ્વીને સંયમ-પાલનમાં સાચી સહાય કરી શકે એવાં શ્રાવક-શ્રાવિકા જ અવસરે સાધુ-સાધ્વીને સંયમના આચાર-વિચારથી પતન પામતાં અટકાવી શકે અને સંયમ-પાલનના ભાવમાં સુસ્થિર બનાવી શકે. એવાં શ્રાવક-શ્રાવિકા જ જે કાંઈ થોડું-ઘણું પણ ધર્માનુષ્ઠાન કરે તે મોક્ષને માટે કરે અને રત્નત્રયીને સંપૂર્ણપણે પામવાના અને રત્નત્રયીને સંપૂર્ણપણે સેવવાના મનોરથ સેવ્યા કરે. આમા તમારે તમારું માપ કાઢવાનું છે, કેમ કે-ઉત્તમ ન હો તો ઉત્તમ બનવાનું છે અને ઉત્તમતા હોય તો તેને વિકસિત કરવાની છે.

### મશ્કરી પરમાર્થ માટે :

રાજકુમાર વજ્રબાહુ ઉત્તમ હતા, લઘુકર્મી હતા અને સત્ત્વશીલ હતા માટે જ એમને સાળાની મશ્કરી પણ પરમાર્થ માટે થઇ. મશ્કરીની વાતને પણ એથી જ એમણે વધાવી લીધી. ઉદયસુન્દરને જવાબ આપતાં એમણે કહ્યુ પણ ખરૂ કે-'તમે દીક્ષાની વાત ભલે મશ્કરીમા કહી, પણ તમારી મશ્કરીની વાત મારે માટે તો સર્વ પ્રકારે પરમાર્થ રૂપ જ બની છે. સાગરની છીપમાં વરસાદનુ બિન્દુ પડે અને એ વખતે જો સ્વાતિ નક્ષત્રનો યોગ હોય તો વરસાદના જલનું એ બિન્દુ જેમ મોતી રૂપે પરિણમે છે, તેમ તમારી મશ્કરીમા કહેવાયેલી વાત પણ મારા આત્મામાં પરમાર્થ-સાધક રૂપે પરિણમા છે.'

### તમેય દીક્ષા લો!

મશ્કરીમાં કહેવાયેલી વાતનો અમલ કરવાનો હોય નહિ-એવું ઉદયસુન્દરે જે કહ્યું હતું, તેનો આવી સારી રીતિએ જવાબ

આપ્યા પછીથી, રાજકુમાર વજ્રબાહુએ ઉદયસુન્દરે કહેલી પોતાની બેનને લગતી વાતનો પણ એવો જવાબ આપ્યો છે, કે જે જવાબ સાંભળ્યા પછીથી ન તો ઉદયસુન્દર કાંઈ વધુ કહી શકે અગર ન તો મનોરમા પોતે પણ કાંઈ બોલી શકે.

વજ્રબાહુએ કહ્યું કે–'તમારાં બેન જો કુલીન હશે, તો તો એ પણ દીક્ષા જ ગ્રહણ કરશે। અને, તમારાં બેન જો કુલીન ન હોય, તો તેણીનો માર્ગ કલ્યાણકારી હોય! પણ, મારે તો હવે ભોગ ભોગવવા નથી જ।'

રાજકુમાર વજ્રબાહુને હૈયે ખાતરી છે કે–પોતાની પરણેતર મનોરમા કુલીન છે અને આટલા ટોણા માત્રથી એ પણ મારી સાથે દીક્ષા ગ્રહણ કરી લે એવી છે। આમ છતાં પણ, કદાચ એનો મોહ જોર કરે તો? એટલા માટે ખુલાસો કરી દીધો કે–તેણીને જે માર્ગ લેવો હોય, તે એ લે; એ જે માર્ગ લે તેમાં તેણીનું કલ્યાણ થાઓ, એમ હું ઇચ્છું છું। પણ, હું તો હવે ભોગ માટે રોકાવાનો છું જ નહિ।

આવી રીતિએ કહેવા જોગું કહી દીધા બાદ, રાજકુમાર વજ્રબાહુએ છેલ્લે છેલ્લે ઉદયસુન્દરને કહ્યું કે–' આથી હું તમને કહું છું કે–દીક્ષા ગ્રહણ કરવામા તમે મને તમારી અનુમતિ આપો અને તમે પણ અમારી પાછળ દીક્ષા ગ્રહણ કરો ! તમે પ્રતિજ્ઞા કરેલી છે, તો તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરો, કારણ કે પોતાની કરેલી પ્રતિજ્ઞાનું પોતે પાલન કરવું, એ ક્ષત્રિયોનો કુલધર્મ છે.'

## ભોગાવલિ કોને માટે કહેવાય?

મુનિવરનું દર્શન થયું, મુનિવરને વાંદવાનું મન થયું, સાળાએ મશ્કરી કરી અને તેનું પરિણામ આ આવીને ઉભું ! ઉત્તમ પ્રકૃતિવાળા જીવો કેવા હોય, એ સમજાય છે? માત્ર સાધુ–સાધ્વીને જ નહિ પણ શ્રાવક–શ્રાવિકાનેય ઉત્તમમા મૂક્યાં છે, તે અમથાં મૂક્યાં

હશે ? કે, સમજીને એમને ઉત્તમમાં ગોઠવ્યાં હશે ? સાચાં શ્રાવક–શ્રાવિકા અવિરતિજનિત જે કાંઈ પણ ક્રિયા કરે, તેમાં શ્રાવક–શ્રાવિકાનો ભાવ કેવો હોય ? એને એ ઉપાદેય માને કે એ કરતાંય 'ક્યારે આ પાપથી છૂટાય ?' એવું એમના મનમાં હોય ? આવું ચારિત્રની આડે આવનારૂ કર્મ ક્યારે તૂટે ને ક્યારે ચારિત્ર પમાય, એમ શ્રાવક–શ્રાવિકાને થતું હોય ને ? અને, એમ થતું હોય તો જ એ મોક્ષ માટે પ્રયત્નશીલ છે એમ કહી શકાય ને ? એવા આત્માઓ કર્મવશ ભોગની ક્રિયા પણ કરતા હોય, તોય તે ક્રિયા એમને માટે એમના ભોગાવલિ કર્મને ખપાવનારી પણ બને ને ? જેમને હૈયે મોક્ષની ઈચ્છા નથી અને એકાન્તે મોક્ષમાર્ગની સાધના કરવાને માટે રત્નત્રયીને સંપૂર્ણપણે પામવાની ઝંખના નથી, એવા આત્માઓ પોતાને ભોગાવલિ કર્મ નડે છે એમ જો કહે, તો તે વાયડાપણું છે. એ તો આવા ઉત્તમ પ્રકૃતિના આત્માઓને માટે જ કહી શકાય એવી વાત છે. ભોગમા સુખ માને, આનન્દ માને ને બોલે ભોગાવલિનું નડતર, એ તો લબાડ ગણાય.

## રાજકુમાર વજ્રબાહુ વગેરે બધાએ દીક્ષા ગ્રહણ કરી :

ઉદયસુન્દર પણ ઉત્તમ પ્રકૃતિના આત્માઓમાંના એક છે. એમની બેનેય એમાંની છે અને સાથેના પચીસ રાજકુમારો પણ એમાના છે વજ્રબાહુએ જ્યા આ બધી વાત કહી અને પોતાનો નિર્ણય જણાવી દીધો, ત્યાં તો એ બધાએ પણ રાજકુમાર વજ્રબાહુ જેમ કરે તેમ કરવાનો નિર્ણય કરી લીધો. ઉદયસુન્દરે મોહની અસરમાં આવી જઈને વજ્રબાહુને રોકવાનો પ્રયત્ન કરી જોયો, પણ વજ્રબાહુએ જે જવાબ આપ્યો, એ જવાબથી ઉદયસુન્દર પણ પ્રતિબોધ પામી ગયા. અને સાથેના રાજકુમારો પણ પ્રતિબોધ પામી ગયા.

પહાડ ઉપર રહેલા મુનિવરની પાસે પહોચીને અને ઉચિત

પ્રકારે તેમને વન્દનાદિ કરીને, રાજકુમાર વજ્રબાહુએ એ મુનિવરને વિનંતિ કરી કે–'ભગવન્! દીક્ષા આપો!' અને, એ જ વેળાએ રાજકુમાર વજ્રબાહુએ તથા એમની સાથે મનોરમાએ, રાજકુમાર ઉદયસુન્દરે અને સાથેના બીજા પણ પચીસ રાજકુમારોએ, એ મુનિવરની પાસે દીક્ષા ગ્રહણ કરી લીધી.

અહીં તમે એવું પૂછતા નહિ કે–'આટલા બધાને માટે એ પહાડ ઉપર સાધુવેષ ક્યાંથી આવ્યા?' આવા આત્માઓને પોતાની પાસે જે સામગ્રી હોય, તેમાંની વસ્તુઓમાંથી સાધુવેષની શક્ય અનુકૂળતા કરી લેતાં આવડે અને આવા ભાગ્યશાલિઓને આકાશમાંથી અદૃશ્યપણે સાધુવેષ મળી જાય એવું પણ બને. પુણ્યવાનોના કાળમાં દેવતાઓ આકાશમાં ફરતા હોય અને એમના જોવા–જાણવામાં આવો પ્રસંગ આવે તો એ વેષ હાજર કરી દે એવું પણ બને. એટલા માટે તો કહેવાય છે પણ ખરૂ કે–'ભાગ્યશાલિને ભૂત રળે!'

## વજ્રબાહુના પિતાને અસર.

રાજકુમાર વજ્રબાહુ વગેરેએ આ રીતિએ દીક્ષા ગ્રહણ કરી લીધી એટલે એમના સેવક પરિવારના માણસો પોતપોતાને નગરે પાછા ફર્યા એ લોકોએ રાજકુમાર વજ્રબાહુના પિતા વિજય નામના રાજાની પાસે પહોંચીને જ્યારે એવા સમાચાર આપ્યા કે–'માત્ર રાજકુમારશ્રીએ જ નહિ, પણ તેમના નવપરિણીત રાણીબાએ, તેમના સાળા રાજકુમાર ઉદયસુન્દરે અને સાથેના બીજા પચીસેય રાજકુમારોએ વસન્ત નામના પર્વત ઉપર તપ તપી રહેલા શ્રી ગુણસાગર નામના મુનિવરની પાસે દીક્ષા ગ્રહણ કરી લીધી" ત્યારે એ સમાચાર સાભળીને વિજય રાજાએ રોમાચનો અનુભવ કર્યો. એમનું હૈયું હર્ષથી પુલકિત બની ગયું. એ સાથે, એમને એવો આઘાત પણ લાગ્યો કે–'હું હજુ સુધી આ ગાદીએ કેમ ચોટી રહ્યો છું?' એમણે કહ્યું કે–'ખરેખર, વજ્રબાહુ બાળક નથી;

બાળક તો હું છું. બાળક હોવા છતાં પણ એ સારો ને પ્રૌઢ હોવા છતાં પણ હું સારો નહિ! કેમ કે-એ નાની વયમાં વૈરાગ્ય પામી ગયો અને હું અત્યાર સુધી વૈરાગ્ય પામ્યો નહિ!'

## સારા કામમાં કોઈનીય આડે આવવું નહિ:

તમારો છોકરો પરણવા ગયો હોય અને પરણીને પાછા ફરતાં એને કોઈક સુન્દર નિમિત્તનો યોગ મળી જાય, એથી એ વૈરાગ્ય પામી જાય અને વૈરાગ્ય પામીને એ દીક્ષા લઈ લે, તો તમે શું કહો? અને, શું કરો? તમારો મત તો એવો છે ને કે-તમને પૂછ્યા વિના તમારા સંતાન આદિથી ધર્મ થાય નહિ? હોટલ, નાટક સીનેમા વગેરેમાં જાય તેમાં વાંધો નહિ; એ ગમે તે ખાય-પીએ તેમાં વાંધો નહિ; અરે, મન ફાવે ને તક મળે તો ગમે તેને ઉપાડી જાય ને પરણી જાય તેનોય વાંધો નહિ; પણ, તમને પૂછ્યા વિના તમારાં સંતાનોથી સાધુપણું તો લેવાય જ નહિ ને? કોઈ પૂછે કે-'તમારો છોકરો આ બધું શું કરે છે? ગમે ત્યારે ગમે ત્યા રખડે છે; ગમે તેની સાથે રખડે છે; એ ગમે તે ખાય-પીએ છે; આ સારૂં કહેવાય? ત્યારે કેટલાક કહે છે કે-'એ તો કરે જમાનાને ઓળખવો પડે' અને છોકરો જો સાધુ થવાનું પૂછવાને જાય તોય ના પાડે! તમે તમારા સંતાનોને અધર્મ કરતા રોકો નહિ અને એમને કોઈ ઉત્તમ કામ કરવાનું મન થાય ત્યા તમે આડા આવો, તો તમે તમારાં સંતાનોના ખરેખર હિતસ્વી કહેવાઓ ખરા? કેટલાય એવા પ્રસંગો બન્યા છે કે-છોકરાને આ માર્ગે આવવાનું મન થયું ત્યારે, નહિ કરવા જેવું કરીને પણ મા-બાપે છોકરાને અહી આવવા દીધા નહિ અને પછી એ જ છોકરા એવા સંસર્ગમા આવ્યા કે જેથી એ એમના મા-બાપનાય રહ્યા નથી. એવા કોઈ કોઈ મા-બાપ છૂપાં આંસુ સારે છે કોઈ કોઈ તો અમને આવીને કહે છેય ખરાં કે-'અમે તે દિ' ન સમજ્યાં. પહેલાં તો છોકરો કહીએ તે સાંભળતો, આજે અમારૂં

કશું સાંભળતો પણ નથી. એ જે કરે છે તે જોયું જતું નથી, પણ એની સામે એક અક્ષરેય હવે બોલી શકાતો નથી. તે દિ' ભૂલ્યા, એમ હવે લાગે છે ' માટે નક્કી કરો કે–સારા કામમાં કદી પણ કોઈનીય આડે આવવું નહિ !

## વજ્રબાહુના પિતા પણ દીક્ષિત થયા :

વિજય રાજા, કે જે વજ્રબાહુના પિતા થાય છે, તે વજ્રબાહુ આદિએ દીક્ષા ગ્રહણ કરી લીધાના સમાચાર સાંભળીને ઉભા થઈ જાય છે. 'બાળક એવો પણ એ સારો, પણ હું સારો નહિ !' એવું જે એ બોલેલા, તે અમસ્થું બોલેલા નહિ. પોતે પણ દીક્ષા લેવાનો નિર્ણય કરી લઈને એ બોલેલા. આથી પોતાના બીજા પુત્રને રાજગાદી ઉપર બેસાઠી દઈને એમણે પણ દીક્ષા ગ્રહણ કરી લીધી.

ઉત્તમ આત્માઓ સંસારમાં રહ્યા હોય તો પણ આવા હોય ને ? વસ્તુત. એ સંસારમા રહેલા નહિ પણ એમને કર્મવશ સંસારમાં રહેવું પડેલું ! સંસારને છોડવાનું મન પહેલેથી. છોડવાનું મન એટલે આ સંસાર સેવવા જેવો નથી પણ છોડવા જેવો જ છે, એવો આશય અંદર બેઠેલો. એટલે, એવાઓ અનુકૂળતા મળે ને ઉત્સાહ પ્રગટે કે ચાલી નીકળે. તમે એ જૂઓ કે–આવા જીવોને સંસાર વળગ્યો હતો કે એમણે સંસારને વળગાડ્યો હતો ?

શ્રાવક–શ્રાવિકા સંસાર વળગાડવાને ઇચ્છે? સંસાર છૂટે તેમ હોય તોય શ્રાવક–શ્રાવિકા સંસારને ગળામાં ઘાલે? અને, જે શ્રાવક–શ્રાવિકાને સંસાર વળગાડવામાં સુખ લાગે, હિત લાગે, એ શ્રાવક ને એ શ્રાવિકા ઉત્તમ કક્ષાના માનવમાં ગણાય? નહિ ને? ત્યારે, શ્રાવક–શ્રાવિકા તો સાધુપણાને પામવાના મનવાળા જ હોય ને? અને એથી, સંસારમા એ રહ્યાં પણ હોય તોય ન રહ્યા જેવાં હોય ને? કેમ કે–એમને વસ્તુતઃ તો એક મોક્ષ જ જોઈતો હોય ને ?

સાચા સમ્યગ્દૃષ્ટિનો મનોભાવ આવો જ હોય ને ? એને વસ્તુતઃ

એક મોક્ષ જ જોઈતો હોય અને મોક્ષનો માર્ગ રત્નત્રયી જ છે એવી એની શ્રદ્ધા હોય. એટલે, રત્નત્રયીની આરાધના સિવાયની કોઈ પણ આરાધના કરવા જેવી નથી અને જે કાંઈ બીજું કરવું પડે તેય રત્નત્રયીની આરાધનાને સુલભ બનાવવાને માટે કરવું જોઈએ, એવું એ સમજે ને ? તો, તમે સમજી ગયા ને કે–રત્નત્રયીની આરાધના એ આત્માની ઉન્નતિનું પરમ સોપાન અને એથી રત્નત્રયીની અભિરૂચિને અને રત્નત્રયીની આરાધનાને પમાડનારાં જે જે સાધન, તે બધાં જ આત્માની ઉન્નતિનાં સોપાન ગણાય ! ?

## સામાન્ય કેવલજ્ઞાની મહાત્માઓ પણ ઉત્તમમાં ગણાય, ઉત્તમોત્તમમાં નહિ, તેનું કારણ :

આમ ૭ પ્રકૃતિના માનવોમાંથી અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ અને ઉત્તમ પ્રકૃતિના માનવોની વાત આપણે કેટલેક અંશે કરી આવ્યા. હવે ઉત્તમોત્તમ પ્રકૃતિના માનવ કેવા હોય, એ વાત પણ આજે ટૂંકમાં કરી લઈએ. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રના સમુદાય રૂપ જે મોક્ષમાર્ગ છે, તેના સ્થાપનારા ભગવાન શ્રી અરિહન્તદેવો જ્યારે પૃથ્વીતલ ઉપર વિચરતા હોય છે, ત્યારે એ પરમ તારકો ઉત્તમોત્તમ પ્રકૃતિવાળા ગણાય છે. અત્યારે પૃથ્વીતલ ઉપર એવા ઉત્તમોત્તમ કોટિના આત્માઓ માત્ર વીસ જ વિચરે છે.

**સ૦** કેવલજ્ઞાની ઉત્તમોત્તમમાં ન ગણાય ?

ના; શ્રી અરિહન્તદેવ સિવાયના સઘળાય કેવલજ્ઞાનિઓ પણ ઉત્તમ કક્ષામા જ ગણાય. કેવલજ્ઞાન પ્રગટવુ, એ આત્માને ઉત્તમ અર્થની પ્રાપ્તિ સમાન છે. રત્નત્રયીની આરાધનામાં ઉજમાલ બનવા દ્વારા, ક્ષમા આદિ દશ પ્રકારના ધર્મને સેવવામાં ઉદ્યુક્ત બનેલા મહાત્માઓ, ક્રમે કરીને વીતરાગ બને અને વીતરાગ બનીને કેવલજ્ઞાની બને, એટલે એ કૃતાર્થ થઈ ગયા કહેવાય; કેમ કે–એ પછી તો આયુષ્ય જેટલું હોય તેટલો કાળ વસ્તુતઃ સાધના કરવાની નથી

હોતી, પણ બાકી રહેલાં ચાર અઘાતી કર્મોનો ઉદય જ પ્રધાનપણે ભોગવી લેવાનો હોય છે. એ વખતે સમય માત્ર ટકે એવો શાતાનો જે બંધ થયા કરે છે, તેની ગણતરી કરવા જેવી હોતી નથી. એ આત્માઓ એમનું આયુષ્ય કર્મ પૂરૂ થયું કે મોક્ષને પામવાના, એ નિશ્ચિત. આ બધું તો આત્માએ ઉત્તમ પ્રકૃતિવાળા બનીને ઉત્તમ ધર્મની જે સાધના કરવા માંડી, તેનું ફળ છે. એટલે, સામાન્ય કેવલજ્ઞાની મહાત્માઓ પણ ગણાય તો ઉત્તમ પ્રકૃતિના પુરુષોમા જ, જ્યારે ઉત્તમ પ્રકૃતિના આત્માઓમાં એવા પણ આત્માઓ હોય છે, કે જે આત્માઓ પોતાની અનાદિકાલીન યોગ્યતાને વિકસાવતે વિકસાવતે એવું પુણ્યકર્મ ઉપાર્જે છે, કે જે પુણ્યકર્મના ઉદય યોગે એ આત્માઓ કૃતાર્થ બન્યા પછી પણ, એટલે કે-કેવલજ્ઞાનને પામ્યા પછીથી પણ, પરહિતનુ કારક પરમ કાર્ય કરનારા બને; અને એ જ આત્માઓ ઉત્તમોત્તમની કક્ષામા ગણાય છે. એવા આત્માઓ તરનારા પણ હોય અને તારનાગ પણ હોય, છતાં એ તારકોના આત્માઓને માટે એ તરે એતું એવું મહત્ત્વ નહિ, કે જેવું મહત્ત્વ એ તારે એતું ગણાય. ઉત્તમોત્તમના તે આત્માઓ ગણાય, કે જેઓને માટે તારવાનું મહત્ત્વ પ્રધાન હોય અને એ મહત્ત્વેય એવું કે-અન્ય કોઈ ક્યારેય આવી શકે નહિ, એ ગમે તેટલો ઉત્તમ બને તોય ! ઉત્તમ એની હરોલમાં પ્રકૃતિના પુરુષો પણ તરવા સાથે તારે ખરા, પણ તે ક્યાં સુધી ? બહુ બહુ તો એ સિદ્ધ થાય ત્યાં સુધી ને ? જ્યારે ઉત્તમોત્તમ પ્રકૃતિના પુરુષો પોતે તરવા સાથે અન્યોને તારતા હોય, પણ એ આત્માઓ કૃતકૃત્ય બની ગયા પછીથી એવા તારક માર્ગની સ્થાપના કરે કે-પોતે સિદ્ધ થઈ જાય તે પછીથી પણ ઘણા ઘણા કાળ પર્યન્ત ઘણા ઘણા આત્માઓ એ માર્ગના આલમ્બને તરતા પણ જાય અને શક્તિ-સામગ્રી મુજબ અન્યોને તારતા પણ જાય. આવી રીતિએ તરવાના માર્ગની સ્થાપના કરનારા આત્માઓ ઉત્તમ તો

હોય જ, પણ આવા પરમ પરાર્થકરણને કારણે એ આત્માઓ ઉત્તમોત્તમની કક્ષામાં ગણાય.

## ઉત્તમોત્તમનું પુણ્યકર્મ :

પોતાના વીતરાગભાવને અને કેવલજ્ઞાનને પ્રગટાવવા દ્વારા કૃતાર્થ બની ગયેલા આત્માઓમાં, જે ઉત્તમોત્તમ કક્ષાના આત્માઓ હોય છે, તેઓ જગતના જીવોને તરવાના માર્ગની જે સ્થાપના કરે છે, તે સ્થાપના કરવાને માટેની તૈયારી એ આત્માઓએ પૂર્વકાળમા કરેલી હોય છે કેવલજ્ઞાન પામ્યા પછીથી તો કોઇનેય કોઈ વિચાર હોય જ નહિ; એટલે એ આત્માઓને 'હું તારક માર્ગની સ્થાપના કરૂં'–એવો વિચારેય આવે નહિ. કેવલજ્ઞાન પામ્યા પછી તો પૂર્વે જે તેવા પ્રકારનું તીર્થંકર–નામકર્મ ઉપાર્જેલું, તેનો વિપાક જ એમને ભોગવવાનો હોય છે. એ ઉત્તમોત્તમ કક્ષાના આત્માઓ કેવલજ્ઞાન ઉપાર્જ્યા પછીથી, તારક શાસનની–તારક માર્ગની સ્થાપના કરે છે અને તે પછી પોતાના આયુષ્યના અન્ત સુધી રોજ બે વાર ધર્મોપદેશ આપવાનો પુરુષાર્થ કરે છે રોજ દિવસના આરમ્ભકાળથી એક પ્રહર પર્યન્ત અને દિવસના અન્તકાળથી પૂર્વે એક પ્રહર પર્યન્ત. એ ઉત્તમોત્તમ કોટિના આત્માઓ ધર્મોપદેશ આપે છે અન્ય કોઈ પણ કેવલજ્ઞાની મહાત્મા માટે આવું બનતું નથી, કારણ કે– તે કરાવનાર જે તીર્થંકર–નામકર્મ નામનું પુણ્યકર્મ જોઈએ, એ પુણ્યકર્મને ઉત્તમોત્તમ કક્ષાના આત્માઓ જ નિકાચી શકે છે એ પુણ્યકર્મના વિપાકોદયના કારણે જ, કૃતાર્થ બનેલા એવા પણ એ આત્માઓ તીર્થની સ્થાપના કરે છે અને રોજ દેવરચિત સમવસરણમા અગર સિંહાસને વિરાજીને દિવસની પહેલી પોરિસી તથા છેલ્લી પોરિસીમાં ધર્મદેશના કરે છે. આવા ઉત્તમોત્તમ કોટિના પુરુષો પૃથ્વીતલ ઉપર જેમ ક્યારેય ૧૭૦ થી અધિક વિચરતા હોતા નથી, તેમ ૨૦ થી ઓછા અને એક મતે ૧૦ થી ઓછા પણ

વિચરતા હોતા નથી. અત્યારે આવા ઉત્તમોત્તમ કોટિના પુરુષો ૨૦-ની સંખ્યામાં વિચરે છે, પણ તે મહાવિદેહ ક્ષેત્રમાં વિચરે છે. એવા એકેય અત્યારે પાંચ ભરત કે પાંચ ઐરવતમાં વિચરતા નથી.

**ઉત્તમોત્તમની ખાણ ઉત્તમ :**

એટલે, ઉત્તમોત્તમની કક્ષામાં, વિચરતા શ્રી અરિહન્ત ભગવન્તો ગણાય. શ્રી અરિહન્ત ભગવાન કેવા હોય, એનો તમને કાંઈક ખ્યાલ તો હશે ને? જે કોઈ ઉત્તમ કક્ષાના હોય, તેમને શ્રી અરિહન્ત ભગવાન કેવા હોય, તેનો ખ્યાલ ન હોય એ બને નહિ. ઉત્તમપણું પામ્યા વિના, ઉત્તમોત્તમ બની શકાય નહિ. જે કોઈ ઉત્તમ બને, તે ઉત્તમોત્તમ બને જ એવું બનતું નથી, પણ ઉત્તમ બન્યા વિના ઉત્તમોત્તમ બની શકાતું જ નથી, એ એક સુનિશ્ચિત હકીકત છે. એ દૃષ્ટિએ ઉત્તમોત્તમની ખાણ કોણ? ઉત્તમ જીવોનો સમુદાય ઉત્તમોત્તમની ખાણ ગણાય, કેમ કે–ઉત્તમમાંથી એ પાકવાના. એ જીવોએ એવો પુરુષાર્થ કર્યો કે–એ સર્વોત્તમ બની ગયા. એ જાણીને ઉત્તમ જીવને એવો પુરુષાર્થ કરવાનું મન તો થાય ને? તમે શ્રી અરિહન્ત પરમાત્માને ઓળખો છો ને? જે એ તારકને ઓળખે, તે એ તારકની ભક્તિ કેવી કરે? એની ભક્તિ જોઈએ ને લાગે કે–આ શ્રી અરિહન્ત પરમાત્માને ઓળખે છે. શ્રી અરિહન્તને ઓળખનારો, શ્રી અરિહન્ત પાછળ ઘેલો બની ગયો છે–એમ બીજાને લાગે, તો એમાં નવાઈ પામવા જેવું નથી. જૈન કુળને પામેલાઓને સ્વાભાવિક રીતિએ શ્રી અરિહન્તનું નામ વગેરે સાભળવાને મળે, પણ બધાને એ તારકની ઓળખાણ થાય એવો નિયમ નહિ જૈન કહેવાતા હોય અને શ્રી અરિહન્તને પણ ઇતરો જેમ પોતાના માનેલા દેવને ઓળખતા હોય તેવા પ્રકારે ઓળખે, એવા આજે તો ઘણા મળે, તેવી સ્થિતિ છે ને? જૈન તો કહે કે–શ્રી અરિહન્ત એવા કે જે તારકની જોડી જગતભરમાં તો મળે નહિ,

પણ ઉત્તમમાં ગણાય તેવાઓમાં પણ મળે નહિ આજે ઘણા જૈનોને પણ શ્રી અરિહન્તની ઓળખ નથી. બાકી જૈનપણાને પામેલા તો કહે કે—આ જગતમાં સર્વ એ તારકથી હેઠ ! જે જે શ્રી અરિહન્ત, એ બધા એવા ઉપકારક કે—જગતમાં ક્યાંય એ તારકની ઉપકારકતાનો જોટો મળે નહિ !

**ઉત્તમોત્તમ બનનારા આત્માઓનું તથાભવ્યત્વ એવું હોય છે કે—એ સૌથી ઉત્તમ જ ગણાય :**

શ્રી અરિહન્ત થનારા આત્માઓ શ્રી અરિહન્તપણું તો અન્તિમ ભવમાં પામે છે, પણ એ આત્માઓ અન્તિમ ભવમાં ઘણી પૂર્વ તૈયારી પૂર્વક આવે છે, અને, શ્રી અરિહન્ત થવાની યોગ્યતા તો એ આત્માઓમાં અનાદિકાલથી હોય છે. એથી જ એ તારકો ભવ્યોમા પણ ઉત્તમ ગણાય છે. એ તારકોના આત્માઓનું તથાભવ્યત્વ સર્વ ભવ્યાત્માઓના તથાભવ્યત્વ કરતા પણ નોખું. એ તથાભવ્યત્વના યોગે, એ તારકોના આત્માઓ જીવ માત્રમા ઉત્તમ ગણાય જાત વગર ભાત પડે નહિ, એમ તમે પણ બોલો છો ને ? ઉત્તમોત્તમ બનનારા આત્માઓ પણ એવી જાતવાળા કે—જે સામગ્રીના યોગમા બીજાઓમા સારાપણું પ્રગટે, તે સામગ્રીના યોગમા આ આત્માઓમા વિશિષ્ટ સારાપણું પ્રગટે. એ તારકોના આત્માઓ જે પ્રથમ સમ્યક્ત્વ પામે, તેય વરબોધિ કહેવાય બીજાના સમ્યક્ત્વ કરતાં એ આત્માઓનું સમ્યક્ત્વ ઉંચું ગણાય. શાથી ? એનામાં ભગવદ્‌ભાવને પેદા કરવાની યોગ્યતા રહેલી હોય છે, જે યોગ્યતા બીજાઓના સમ્યક્ત્વમાં હોઈ શકતી નથી. એટલે જ, એ તારકોના આત્માઓ ગુરુના યોગથી સમ્યક્ત્વ પામ્યા હોય, તો પણ સમ્યક્ત્વની એ પ્રાપ્તિમાં મહત્ત્વ એ તારકોના આત્માઓની યોગ્યતાનું ગણાય. નિમિત્તમાં જે બળ નહિ, તે એ તારકોની યોગ્યતામાં બળ ! કેટલાક વિદ્યાર્થિઓ એવા હોય છે કે—શિક્ષક થોડુંક કહે ત્યાં ઘણુ સમજી જાય; અને કોઈ કોઈ તો

એવા પણ હોય છે કે–એ કહેવાયેલી વાતનું રહસ્ય એટલું સમજી જાય કે–અવસરે એ શિક્ષકને પણ સમજાવે ને અચંબો પમાડે. જે ગુરુઓને આવા સમ્યક્ત્વ પામનારા મળી જાય, તેમના આનન્દની અવધિ રહે નહિ ને ? સમ્યક્ત્વ પામ્યા પછી, ક્રમે કરીને એ એવા ઉત્તમ બને કે–એમના જેવા દયાળુ કોઈ નહિ એમ સમજુ જીવોને લાગે એ આત્માઓને પોતાને ભગવાનના શાસનના મહિમાનો એવો ખ્યાલ આવી જાય કે–જગતના જીવોને માટે આના જેવું ઉપકારક બીજુ કાંઈ જ નથી, એમ લાગી જાય; અને એથી એ આત્માઓને એમ થઈ જાય કે–જે સારૂં હુ પામ્યો છું, તે સારૂં જો મારામા શક્તિ આવે તો હુ સૌને પમાડી દઉં ! પરાર્થકરણનો અને સ્વાર્થને ગૌણ કરવા વગેરેનો ઉત્કૃષ્ટ ભાવ, અવસરે એ આત્માઓમાં પેદા થયા વિના રહે નહિ, એવી એ આત્માઓની સ્વભાવસિદ્ધ યોગ્યતા હોય છે; અને એને લઈને જ એ તારકોના આત્માઓ શ્રી તીર્થંકર નામકર્મની નિકાચના કરી શકે છે. અન્તિમથી ત્રીજા ભવે, ઉત્તમજીવી એવા એ આત્માઓમા, એવો ભાવ અતિ ઉત્કટપણે પ્રગટે છે કે–'જો મારામા શક્તિ હોય તો હું જગતના સઘળાય જીવોને શ્રી અરિહન્ત પરમાત્માના શાસનના રસિયા બનાવી દઉં !' આવા પ્રકારની ભાવના ભાવતે ભાવતે એ આત્માઓ શ્રી તીર્થંકર–નામકર્મ નિકાચે છે અને એ જ પુણ્યકર્મના વિપાકોદયના વશે, અન્તિમ ભવમાં કેવલજ્ઞાનને ઉપાર્જવા દ્વારા કૃતાર્થ બનેલા પણ એ ઉત્તમોત્તમ કોટિના આત્માઓ શાસનની સ્થાપના કરે છે અને પોતાના શેષ અન્તિમ માનવજીવન દરમ્યાન રોજ સવારે અને સાંજે લગભગ ત્રણ ત્રણ કલાક સુધી અખંડપણે ધર્મદેશના કરે છે. આજે આપણે જે કાંઈ આરાધના કરી શકીએ છીએ, તે પ્રતાપ એવા જ ઉત્તમોત્તમ બનેલા ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ સ્થાપેલા શાસનનો છે આપણને આ ભવમાં ઉત્તમોત્તમનો સાક્ષાત્ યોગ નથી મળ્યો, છતાં પણ,

આપણે ભાગ્યશાલી છીએ કે-આપણને એવા એક ઉત્તમોત્તમે સ્થાપેલા શાસનનો સુયોગ મળી ગયો છે.

**સાધુ દુન્યવી સુખ ભોગવવાનું કહે જ નહિ ને?**

તો, આ શાસન કેવું પરમ ઉપકારક છે એનો અને આ શાસનના સ્થાપક કેવા પરમ ઉપકારપરાયણ હતા એનો જેને જેને ખ્યાલ હોય તેમજ આ શાસનની આરાધનામા જ ઉદ્યમશીલ બન્યા રહેવાનો પુરુષાર્થ જેઓ કર્યા કરતા હોય, તેઓના હૈયામાં પણ શક્તિ સામગ્રી મુજબ કેવી ભાવના પ્રગટે? જેના જેનામાં શક્તિ હોય અને જેની જેની પાસે અનુકૂળ સામગ્રી હોય, તેમને શાસનની આરાધના સાથે શાસનની પ્રભાવના કરવાનું મન પણ થાય ને? પોતાને જે સારૂં મળ્યું હોય, તે સારૂં બીજાને મેળવી આપવાનુ મન તો થાય ને? તો, અમને પણ તમે રત્નત્રયીની આરાધના પામો, એવી જ ભાવના હોય ને? સાચા સાધુને 'સૌ સાધુ બને તો સારૂ' એવો વિચાર તો હોય જ ને? તમને પૌદ્ગલિક સુખમા પડેલા જોઈને અમને શું થાય? દુનિયામાં સુખી ગણાતા જીવોને પણ ધર્મ કરવાનો ઉપદેશ આપવો, એટલે એમને મળેલા સુખને છોડી દેવાનો અને ભગવાને બતાવેલા સયમના માર્ગે કષ્ટ સહવાનો ઉપદેશ આપવો, એમ જ ને? વાસ્તવિક રીતિએ ધર્મ ક્યારે થાય? મળેલું દુન્યવી સુખ સારા ભાવે છોડે ત્યારે ને? તો, ભગવાનના સાધુ ધર્મદેશક એટલે દુન્યવી સુખને અને દુન્યવી સુખના સ્થાનને જ નહિ પણ દુન્યવી સુખના રાગનેય છોડાવવા મથનારા, એ નક્કી ને? જેનાથી એનો સંગ છૂટે તેમ ન હોય, તેનેય સાધુ શું કહે? છોડાય તેટલો છોડો અને જે ન છૂટે તેમ હોય હમણાં, તેના સંગમાં રહેવું પડે તોય સાવચેત બની જાવ! પણ, સાધુ ગમે તેવા સુખિને પણ સુખ ભોગવવાનું તો કહે જ નહિ ને?

**ઉત્તમોત્તમનું પીઠબળ :**

દુન્યવી સુખના રસને અને રાગને છોડવાનો તેમ જ શાસનના

રાગને અને રસને પેદા કરવાનો માર્ગ એ ઉત્તમોત્તમે બતાવ્યો છે. બીજું બધું છોડો અને એક માત્ર રત્નત્રયીની આરાધનામાં જ લાગી જાઓ, એમાં જ સાચું કલ્યાણ છે, એવો માર્ગ સર્વોત્તમ આત્માઓએ બતાવેલો છે. એટલે, અમે એ વાત કહીએ તો તેમાં અમને કોઈ કોઈ રોક–ટોક કરી શકે નહિ ને ? મોટા ચમરબંધીને ને મોટા શ્રીમન્તને પણ અમે આ જ માર્ગ બતાવીએ ને ? એ પૂછે કે–'આવું ક્યાંથી લાવ્યા ?' તો અમે એને શાસ્ત્રમાંથી આ બતાવી શકીએ. કહીએ કે–આવું શ્રી ગણધર ભગવન્ત આદિએ કહ્યું છે, કેમ કે–ભગવાને કહ્યું છે. એ તારકો કહી ગયા છે માટે અમને આ કહેવાનું બળ મળ્યું છે. જ્યાં પાટે બેસીએ, ત્યા અમે સંસારને ભૂંડો ને સંયમને સારો કહીએ, એમાં અમને પીઠબળ ઉત્તમોત્તમનું છે. અનન્તાનન્ત કાળ ગયો, એ અપેક્ષાએ અત્યાર સુધીમાં એવા ઉત્તમોત્તમ પણ અન્તાનન્ત થઈ ગયા છે એમ કહેવાય. એ અનન્તાનન્તે જે કહ્યું છે તે જ સાધુએ કહેવાનુ છે. એટલે, સાધુ ભલે થોડા હોય, પણ થોડા પણ સાધુ જો સાચા હોય તો એથી શ્રી જૈન શાસન ખૂબ ખૂબ જયવન્તું વર્તતું હોય પણ, કમનસીબે આજે આ સંસ્થામાં પણ ધર્મની સમજ અને ધર્મની દેશનાની બાબતમાં બગાડો પેદા થઈ ગયો છે. બીજો જે થોડોક બગાડો છે, તે આ મૂળ મોટા બગાડાને આભારી છે. શ્રાવક–શ્રાવિકા ગણાતાં પણ ઘણા એમાં ટેકેદાર બની જાય છે, કેમ કે–એમને આ સર્વોત્તમના સર્વોત્તમ શાસનનું જે અર્થિપણું જોઈએ તે નથી ને દુન્યવી અર્થિપણું એમને વળગેલું છે. એટલે, જ્યારે જ્યારે સારા સાધુઓ શાસ્ત્રની વાત કહે છે, ત્યારે ત્યારે કેટલીક વાર કેટલાકો એવો પ્રશ્ન ઉભો કરે છે કે–'તમે સાધુ ને એ નહિ ?' એમાં જે સમજે એવા હોય તેમને સમજાવાય, બાકી તો કહેવાય કે–'ભાગ્યવાન ! દૂધ તો ગાયનું ને ભેંશનું કહેવાય તેમ થોરિયાનું પણ કહેવાય, પણ ગાય–ભેંશના દૂધની જેમ થોરિયાનું દૂધ વપરાય ? જેમ દૂધ–દૂધમાં ફેર, તેમ આમાં પણ ફેર !'

## શ્રી નવકાર મંત્રમાં કોણ છે?

શ્રી નવકાર મંત્ર એ ચૌદ પૂર્વનો સાર છે, તે શાથી? એ પ્રતાપ પણ આ ઉત્તમોત્તમ કક્ષાના આત્માઓનો જ છે શ્રી નવકાર મંત્રમાં કોને કોને નમસ્કાર કરાય છે? શ્રી અરિહન્ત, શ્રી સિદ્ધ, શ્રી આચાર્ય, શ્રી ઉપાધ્યાય અને શ્રી સાધુ સિદ્ધપણું, એ શ્રી અરિહન્તપણાનું ફળ છે. શ્રી અરિહન્તેય સિદ્ધ બને અને શ્રી અરિહન્તે કહેલા માર્ગે ચાલીને જે પોતાના આઠેય કર્મોને ક્ષીણ કરી નાંખે તેય સિદ્ધ બને અન્ય લિંગે પણ જે કોઈ સિદ્ધ થયા, તે પણ શ્રી અરિહન્તે કહેલા માર્ગે કર્મક્ષય સાધી શક્યા માટે જ સિદ્ધ થયા છે અને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, શ્રી અરિહન્તે કહેલા માર્ગના આલમ્બનને સ્વીકારીને જેઓ સંસારનો ત્યાગ કરી રત્નત્રયી સ્વરૂપ મોક્ષમાર્ગની આરાધનામાં પોતાના યોગોને યોજી દે, તે જ બની શકે. સાધુ બને અને જેમ જેમ લાયકાત વધે તેમ તેમ ઉપાધ્યાયેય બને અને આચાર્યેય બને શ્રી નવકાર મંત્રમાં આ પાંચને જ નમસ્કાર કરાય છે ને? જેમા આવા પાંચને નમસ્કાર છે, એવા શ્રી નવકાર મન્ત્રના સ્મરણાદિથી શું શું ન મળે? જે કાંઈ સારૂં તે બધું જ એનાથી મળે, એમા નવાઈ નથી એનાથી ઉત્કૃષ્ટ નિર્જરાય સધાય અને ઉત્કૃષ્ટ પુણ્યેય બંધાય.

## શ્રી નવકાર મંત્ર શા માટે ગણવાનો?

આ શ્રી નવકાર મંત્રનું સ્મરણ આદિ શા માટે કરવાનું છે? જે પાંચને નમસ્કાર કરાય છે, તે પાંચમાં સ્થાન પામવા માટે ને? અને, એ પાંચમાં સ્થાન મળી ગયું હોય તો ઉત્તરોત્તર ઉંચા સ્થાનને પામીને સિદ્ધ બનવાને માટે ને? એટલે, શ્રી નવકાર મંત્રનું સ્મરણાદિ પણ મોક્ષના હેતુથી જ કરવાનું હોય ને? આ ઉપરથી પણ ઉત્તમોત્તમે જે માર્ગ સ્થાપ્યો છે, તે સંસાર માટે નથી પણ સંસારથી મુક્ત બનવાને માટે છે, એવો ખ્યાલ આવે એવું છે. આમ છતા પણ,

અમનેય કોઈ કોઈ પૂછવાને આવે છે કે-'હે મહારાજ ! બાયડી માટે, છોકરાં માટે, ધન માટે, સંસારમાં ધાર્યું મેળવવા માટે, વગેરે વગેરે માટે નવકાર ગણાય કે નહિ ?' તમે વિચારો તો ખરા કે-આવી ઉત્તમ ચીજ એ માટે હોય ? પૂછનાર તો અજ્ઞાન હોય તો પૂછે, પણ સાધુ શું કહે ? એને સમજાવવો જોઈએ કે-આનાથી મળે બધું, પણ એનો ઉપયોગ એ માટે કરવો એ સારૂં નહિ ! પણ, સાધુ ગણાતાઓય જ્યા 'હા' કહેતા હોય, ત્યા એ બિચારો શું કરે ? એટલા માટે તો પરમ ઉપકારી શ્રી ઉપાધ્યાયજી મહારાજાએ શ્રી સીમંધરસ્વામિજી ભગવાનના સ્તવનમાં કહ્યુ કે-'બહુ મુખે બોલ એમ સાંભળી, લોક ન ધરે વિશ્વાસ રે !' એ મહાપુરુષે કહ્યું કે-શ્રી જિનવચનને અન્યથા ભાખવનારા અને ધર્મની દેશનાને પલટાવનારા વેષધારિઓએ એવી સ્થિતિ પેદા કરી દીધી છે કે-શાસ્ત્રની વાતો કહેવામાં આવે તો પણ તેના ઉપર લોકને વિશ્વાસ પેદા થતો નથી. એવા સમર્થ મહાપુરુષને પણ ભગવાનની સ્તવના કરતાં આવો પોકાર કરવો પડ્યો છે. એટલે, માર્ગને પામવા અને માર્ગને આરાધવા તમારે પણ વિચક્ષણ બનવું પડશે.

**ઉત્તમ બનો !**

આ તો ઉત્તમોત્તમે દર્શાવેલા માર્ગની વાતમાં વાત થઈ ગઈ. સમય થઈ ગયો છે છ પ્રકૃતિના પુરુષો કેવા કેવા હોય, તેનો ખ્યાલ તો આવી ગયો ને ? ઉત્તમોત્તમ તો પૂજા યોગ્ય જ ગણાય અને પૂજ્યનાય પૂજ્ય ગણાય. આપણે એ તારકોએ ફરમાવેલા માર્ગને અનુસરવું, એ આત્મોન્નતિની સાધનાનું પરમ સોપાન, એ સમજાયું ? આપણે પુરુષાર્થ કરીએ અને તેમાં જો આપણું તથાભવ્યત્વ તેવા પ્રકારનું હોય તો આપણે પણ ઉત્તમોત્તમ બનીને મોક્ષ પામીએ અને ઉત્તમોત્તમ ન બની શકીએ તોય ઉત્તમોત્તમે કહેલા માર્ગને અનુસરવાથી વહેલો-મોડો પણ મોક્ષ અવશ્ય મળે. દુ:ખના નિમિત્ત

એવા પણ આ માનવજન્મને સુલબ્ધ બનાવવાનો ઉપાય એ જ છે કે–ઉત્તમ પ્રકૃતિના બનવું અને ઉત્તરોત્તર ઉત્તમતા વધે એવો પુરુષાર્થ કર્યા કરવો. એ માટે નક્કી કરી લેવું જોઇએ કે–મોક્ષ એ જ એક મેળવવા યોગ્ય છે અને જે કાંઇ પણ પુરુષાર્થ કરવો છે તે મોક્ષમાર્ગે કરવો છે અગર તો મોક્ષમાર્ગની આરાધનાને સુલભ બનાવવાને માટે કરવો છે. સૌ આવો નિર્ણય કરો અને એ નિર્ણયના અમલમાં તત્પર બનો, એ જ એક શુભાભિલાષા.

*

## દશમું પ્રવચન :

### સંપૂર્ણપણે રત્નત્રયીને પામનાર જ મોક્ષપદને પામે :

અનન્ત ઉપકારી મહાપુરુષોએ ફરમાવ્યું છે કે–આત્માની ઉન્નતિ સાચા સ્વરૂપમાં અને સંપૂર્ણપણે સધાયેલી ત્યારે કહેવાય, કે જ્યારે આત્મા મોક્ષપદને પામે. જ્યાં સુધી આત્મા મોક્ષપદને પામતો નથી, ત્યા સુધી આત્મા ઉપર કર્મનું બંધન હોય જ છે. મોક્ષપદ પામવું, એનો અર્થ જ એ છે કે–કર્મના બન્ધનથી સર્વથા મુક્ત બની જવું. આત્મા વીતરાગપણાને પામીને કેવલજ્ઞાન ઉપાર્જે એટલે એ કૃતકૃત્ય બની ગયો એમ કહેવાય છે, કારણ કે–આત્માની અવદશા કરનારાં પરમ કારણ જેવાં ચારેય ઘાતી કર્મોને એ આત્માએ સર્વથા ક્ષીણ કરી નાંખ્યાં હોય છે આમ છતાં પણ, ચાર અઘાતી કર્મોનું બન્ધન તો એ આત્માને પણ ઉભું જ હોય છે ઘાતી કર્મો સર્વથા ક્ષીણ થઈ ગયા બાદ, એ જ ભવને અન્તે એ આત્માના ચારેય અઘાતી કર્મો પણ ક્ષીણ થઈ ગયા વગર રહેતાં નથી; પણ, એ જ્યાં સુધી આત્મા ઉપર વળગેલા હોય છે, ત્યાં સુધી આત્માને આ શરીર આદિનું બન્ધન પણ હોય છે. એટલે, આત્મા જ્યાં સુધી મોક્ષપદને

પામે નહિ, ત્યાં સુધી એ સંપૂર્ણપણે ઉન્નત બન્યો છે એમ કહેવાય નહિ. આત્મા જ્યારે મોક્ષપદને પામે, ત્યારે જ એમ કહેવાય કે–એ આત્માએ પોતાની ઉન્નતિ સંપૂર્ણપણે સાધી લીધી અને હવે પછી એ આત્મા સદાને માટે એક સરખી રીતિએ ઉન્નત જ બન્યો રહેવાનો ! આમ મોક્ષપદની પ્રાપ્તિ એ જ આત્માની પરમ ઉન્નતિ છે, એ વાત આપણે નક્કી કરી આવ્યા છીએ. અને, તે સાથે આપણે એ વાતનો નિર્ણય પણ વિચારી લીધો છે કે–એ મોક્ષપદને પામવાનો માર્ગ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ રત્નત્રયી છે. કોઈ પણ આત્મા જ્યારે આ રત્નત્રયીની આરાધનાને માર્ગે પુરુષાર્થ-શીલ બન્યો થકો સંપૂર્ણપણે રત્નત્રયીને પામી જાય છે, ત્યારે જ એ આત્મા મોક્ષપદને પામે છે

## ઉન્નતિનાં સોપાન

એટલે, જે આત્માએ પોતાની વાસ્તવિક કોટિની ઉન્નતિ સાધવી હોય, એ આત્માએ પોતાના મોક્ષપદની પ્રાપ્તિને લક્ષ્ય બનાવી દેવુ જોઈએ, અને, એ લક્ષ્યે પહોચવાને માટે, એ લક્ષ્યને સંપૂર્ણપણે સિદ્ધ બનાવવાને માટે, એ આત્માએ એક માત્ર રત્નત્રયીની જ શુદ્ધ આરાધનામા પોતાના મન, વચન અને કાયાના યોગોને યોજી દેવા જોઈએ એક માત્ર રત્નત્રયીની આરાધનામાં જ પોતાના મન, વચન અને કાયાના યોગોનું આયોજન કરવા દ્વારા સર્વવિરતિ તે જ આત્માઓ કરી શકે છે, કે જે આત્માઓ માનવતાને પામીને પણ ઉત્તમ પ્રકૃતિવાળા બન્યા હોય છે એટલે, આત્મા જે જે સાધન દ્વારાએ ઉત્તમ પ્રકૃતિને પામી શકે, તે તે સાધનોને પણ આત્માની ઉન્નતિના સોપાન તરીકે ગણાય, આત્મા જે જે સાધન દ્વારાએ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ રત્નત્રયીની આરાધના કરવાના ભાવને પામે, તે તે સાધનોને પણ આત્માની ઉન્નતિના સોપાન રૂપ લેખાય; આત્મા જે જે સાધન દ્વારાએ

રત્નત્રયીની સુન્દર કોટિની આરાધનાને પામે, તે તે સાધનોને પણ આત્માની ઉન્નતિનાં સોપાન ગણાય; અને, આત્મા જે જે સાધન દ્વારાએ એક માત્ર રત્નત્રયીની આરાધનામા જ એકતાન બને, તે તે સાધનોને પણ આત્માની ઉન્નતિનાં સોપાન લેખાય આત્માની ઉન્નતિનાં આ સોપાનોએ ચઢીને આત્માની પરમ ઉન્નતિ સાધવાને માટે, આશયશુદ્ધિ પણ જોઈએ અને એ શુદ્ધ આશયમાં આત્મા સ્થિરીકરણ પામે એ પણ જોઈએ એટલા માટે જ્ઞાનિઓએ પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ–એ પાંચ આશયોનું નિરુપણ કરેલું છે. આ પાંચ આશય, ઉત્તમ પ્રકૃતિની પ્રાપ્તિમાં પણ સહાયક બને એવા છે અને ઉત્તમ પ્રકૃતિને પામીને આત્માએ પોતાની પરમ ઉન્નતિને સાધવાને માટે જે પુરુપાર્થની સાધના કરવાની છે, તે સાધનામાં પણ સહાયક બને એવા છે.

**આમ તો જગતના જીવોને પ્રણિધાનાદિ પાંચ આશયોનો અનુભવ છે, પણ પ્રણિધાન સુન્દર, સુવ્યવસ્થિત અને સુદૃઢ જોઇએ :**

કર્ત્તવ્યતાનો નિશ્ચય, એનું નામ પ્રણિધાન છે. ખરેખરી પાયાની વાત જ આ છે આમ તો જગતના જીવોને પ્રણિધાન, પ્રવૃત્તિ અને વિઘ્નજય આદિ આશયોનો પરિચય સર્વથા ન હોય એવું બનતું નથી માત્ર શબ્દાર્થની દૃષ્ટિએ જોઈએ, તો જગતના જીવો પ્રણિધાન આદિ આશયોથી વિમુખ નથી અમુક કરવા જેવું છે અને અમુક કરવા જેવું નથી, આવું તો ઘણી વાર તમારા મનમાં પણ ઉઠ્યુ હશે ને ? જીવ પોતપોતાની સમજ મુજબ આવો વિચાર કરે, એમા નવાઈ નથી. અને, પ્રવૃત્તિ કરવાનો વિચારેય કોણ કરતુ નથી ? આશય કશો પણ ન હોય, છતા જીવ પ્રવૃત્તિ કર્યા કરે, એવુ બને ખરૂ ? સારે, જે પ્રયોજનની સિદ્ધિ માટે જે પ્રવૃત્તિ આદરી હોય અગર તો જે પ્રવૃત્તિ આદરવી હોય, તે પ્રવૃત્તિ

દ્વારા ધાર્યું સિદ્ધ કરવામાં કે તે પ્રવૃત્તિના આદરમાંય વિઘ્નો પણ આવે જ છે ને ? એટલે, આવેલા વિઘ્નોને અગર આવવાં સંભવિત લાગતાં વિઘ્નોને ટાળવાનો વિચાર પણ પ્રવૃત્તિ કરનારને તેમજ પ્રવૃત્તિ કરવા ઇચ્છનારને પણ હોય જ ને ? એ સાથે, એ વિઘ્નો ઉપર વિજય મેળવીને ધારેલી સિદ્ધિ મેળવવાનો વિચાર પણ હોય જ ને ? અને, જ્યારે ધાર્યું થાય ત્યારે તેના વિતરણનો વિચાર આવે એવું પણ બને ને ? એટલે, પાચ પ્રકારના આશયનો અનુભવ તો જગતના જીવોને છે જ, પણ, એ આશય ક્યાં હોવા જોઇએ અને ક્યાં હોવા જોઇએ નહિ, એ જ સૌથી પહેલી સમજવા લાયક વસ્તુ છે. પ્રણિધાનમા કર્ત્તવ્યતાનો નિશ્ચય કરવાનો છે. આ નિશ્ચય સુન્દર પણ જોઇએ, સુવ્યવસ્થિત પણ જોઈએ અને સુદૃઢ પણ જોઇએ. આમાં સમ્યગ્દર્શન પણ આવી જાય અને સમ્યગ્જ્ઞાન પણ આવી જાય. આત્માની ઉન્નતિ માટે 'મને બીજી કોઈ જ ઉન્નતિ વાસ્તવિક રીતિએ ખપતી નથી, પણ મને તો એક માત્ર મારા આત્માની પોતાની જ ઉન્નતિ વાસ્તવિક રીતિએ ખપે છે.'—આવા પ્રકારનો કર્ત્તવ્યતાનો નિશ્ચય સૌથી પહેલો થવો જોઈએ ને ? પછી, 'મોક્ષપદની પ્રાપ્તિ, એ જ આત્માની પરમ ઉન્નતિ છે; માટે મારે મોક્ષપદે પહોચવુ જોઇએ'—આવા પ્રકારનો કર્ત્તવ્યતાનો નિશ્ચય પણ થવો જોઈએ ને ? એ પછી, 'આત્માને મોક્ષપદે પહોંચાડવાનો સાચો માર્ગ તે જ છે, કે જે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો છે; અને, એ મોક્ષમાર્ગ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ રત્નત્રયી સ્વરૂપ છે, માટે મારે આરાધવા લાયક આ જગતમાં કાંઈ પણ હોય, તો તે એક રત્નત્રયી છે, એ રત્નત્રયીના ધારક પુણ્ય-પુરુષો છે અને એ રત્નત્રયીની પ્રાપ્તિ, આરાધના તથા રક્ષા આદિમાં સહાયક એવાં સાધનો છે.'—આવો કર્ત્તવ્યતાનો નિશ્ચય પણ થવો જોઈએ ને ? આમા, પ્રવૃત્તિનો આશય પણ આવી જ ગયો ને ? કારણ કે—પ્રણિધાન પ્રવૃત્તિને પેદા કર્યા વિના રહે નહિ. પ્રણિધાનમાં

ખામી ન હોય, તો જ્યાં જેટલી શક્ય હોય ત્યાં તેટલી પ્રવૃત્તિ ક્રમશઃ પેદા થયા વિના રહે નહિ. પ્રણિધાનમાં જેમ પ્રવૃત્તિના આશયને પેદા કરવાની તાકાત હોય છે, તેમ વિઘ્નજયના આશયને પેદા કરવાની તાકાત પણ હોય છે. અહીં પ્રવૃત્તિ રત્નત્રયીની આરાધનાદિ સ્વરૂપ છે. રત્નત્રયીની આરાધનાદિમાં પ્રવૃત્તિ કરવાનું મન થયું, એટલે એ પ્રવૃત્તિને આદરતાં અને એ પ્રવૃત્તિનો નિર્વાહ કરતાં, એની આડે જે વિઘ્નો આવે, તે તે વિઘ્નો ઉપર વિજય મેળવીને સિદ્ધિ મેળવવાનું અને પ્રગતિ સાધ્યા કરવાનું મન પણ થયા વિના રહે નહિ. આમાં પણ પ્રણિધાનનું બળ બહુ જ કામ કરે. પ્રણિધાન જેટલો જોરદાર, તેટલી જ જોરદાર પ્રવૃત્તિ બનતી જાય અને વિઘ્નજયમાં પણ એના જોરથી જ જોર પૂરાયા કરે. એ પછી, એ પ્રવૃત્તિમાં જેમ જેમ સિદ્ધિ મળતી જાય, તેમ તેમ તેનો વિનિયોગ કરતાં જવાનું મન પણ થયા કરે. સંપૂર્ણપણે સિદ્ધિ થયા પછી તો વિનિયોગ કરવાપણું રહેતું જ નથી, પણ તે પૂર્વે તો જેમ જેમ સિદ્ધિ મળતી જાય, તેમ તેમ વિનિયોગનો ભાવ પણ જન્મે. એટલા માટે તો, અનન્ત ઉપકારી જ્ઞાનિઓએ સમ્યગ્દર્શનના આરાધનાત્મક, સમ્યગ્જ્ઞાનનાં આરાધનાત્મક અને સમ્યક્ ચારિત્રનાં આરાધનાત્મક જે જે વિવિધ અનુષ્ઠાનો વિહિત કર્યાં છે, તે તે સર્વ અનુષ્ઠાનો આ પ્રણિધાન આદિ પાંચ આશયવાળાં હોવાં જોઈએ—એમ એ પરમ ઉપકારિઓએ ફરમાવ્યું છે. માટે, કર્ત્તવ્યતાનો નિશ્ચય, એ જ ખરેખરી પાયાની વાત છે.

**મોક્ષ જ પામવો છે અને એ માટે રત્નત્રયીની જ આરાધના કરવા યોગ્ય છે આવો નિશ્ચય જોઈએ :**

અત્યાર સુધીમાં આપણે આ જ વાત જુદી જુદી રીતિએ કરી છે. સુન્દર પ્રણિધાનાદિ આશયો પેદા થવા પામે, એને લગતી જ વાતો અત્યાર સુધી થઈ છે. તો, પ્રણિધાનનો આશય તમારામાં પેદા

થયો છે કે નહિ? હવે જ્યાં જ્યાં પ્રણિધાનની વાત કરીએ, ત્યાં ત્યાં એ જ સમજવાનું કે–આત્માની ઉન્નતિના નિશ્ચયની આ વાત છે. આપણે એ આ શરીર નથી, પણ આ શરીરમાં જે રહેલ છે તે આપણે આત્મા છીએ, એ વાત તો તમે સમજી ગયા ને? જેવા આપણે આત્મા છીએ, તેવા આત્મા આ જગતમાં અનન્તાનન્ત છે? એ બધા પોતપોતાના અસ્તિત્વની અપેક્ષાએ નિત્ય છે? બધાં કર્મથી બંધાયેલા છે? જે આત્મા કર્મના સંયોગ માત્રથી છૂટ્યા એ તો મોક્ષ ગયા, પણ આ જગતમાં જે અનન્તાનન્ત આત્માઓ છે, એ બધા જ આત્મા કર્મથી બંધાયેલા છે ને? એમાં જે આત્મા જે જે કર્મથી બંધાયેલો છે, તે તે કર્મ તે જ આત્માએ ઉપાર્જેલું ને? અને, એ કર્મનું ફળ પણ તે જ આત્મા ભોગવે છે ને? પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા પણ આત્મા પોતે જ છે અને પોતપોતાના શુભાશુભ કર્મના ફલનો ભોક્તા પણ આત્મા પોતે જ છે એટલે, નથી તો એક આત્માનું કર્મ બીજા આત્માને બન્ધન રૂપ બની શકતું કે નથી તો એક આત્માના કર્મનું ફલ બીજા આત્માથી ભોગવી શકાતું. એકે એક આત્મા, અનાદિકાળથી જ, આ રીતિએ કર્મ બાંધતો આવ્યો છે અને કર્મના ફળને ભોગવતો આવ્યો છે. આ કર્મના બન્ધનને લીધે આત્માને જન્મ–મરણ કરવાં પડે છે; એથી કર્મવશ પ્રાપ્ત થતું દેહનું બન્ધન બદલાયા કરે છે, પણ આત્મા પોતે તો કાયમનો કાયમ જ રહે છે ને? એટલે, આત્મા એવા આપણે નિત્ય પણ ખરા ને? આપણું અસ્તિત્વ કદી પણ મીટી જવાનું નહિ ને? હા; તો પછી આમ ને આમ આપણે ચાર ગતિમાં ભટક્યા જ કરવાનું? પણ, એવું નથી, મોક્ષેય છે અને મોક્ષનો માર્ગેય છે જે આત્મા નિશ્ચય કરે કે–'આ માર્ગે ચાલીને મારે મોક્ષ મેળવવો છે.' એ આત્મા મોક્ષને પામ્યા વગર રહે નહિ, એ વાતેય થઈ ગઈ ને? તો, મોક્ષને પામવાનો અને મોક્ષને પામવાને માટે ભગવાને કહેલા રત્નત્રયી સ્વરૂપ મોક્ષમાર્ગે આત્માને યોજવાનો નિશ્ચય

તમે કર્યો છે કે નહિ ? એ નિશ્ચયનો અમલ કરવાની પેરવી શરૂ કરી છે ? 'એક મોક્ષ જ પામવા લાયક છે, માટે મારે મોક્ષ જ પામવો છે અને મોક્ષને પામવાને માટે એક રત્નત્રયી જ આરાધવા લાયક છે, માટે મારે એક માત્ર રત્નત્રયીની આરાધનામા જ લાગી જવું જોઈએ.'–આવો નિશ્ચય તમે કરી લીધો છે કે હવે કરવાનો છે ? આ પણ એક પ્રણિધાન છે

**ઉત્તમ પ્રકૃતિવાળા બનવું પડે :**

પ્રવૃત્તિની વાત તો પછીની છે. પ્રવૃત્તિ પ્રણિધાન પૂર્વકની હોવી જોઈએ, કારણ કે–પ્રવૃત્તિને ઉત્તમ બનાવનાર આ પ્રણિધાન છે. આ પ્રણિધાન કોણ પામી શકે ? કેવી પ્રકૃતિવાળો પુરુષ આ પ્રણિધાનને પામી શકે ? પ્રણિધાનાદિ આ પાચ આશયોને પામવાને માટે અધમાધમ આદિ ચારેય પ્રકૃતિઓનો ત્યાગ કરવો પડે અને ઉત્તમ પ્રકૃતિ અપનાવવી પડે. જ્યા સુધી આત્મામા ઉત્તમતા પ્રગટતી નથી, ત્યા સુધી આત્માને પોતાની વાસ્તવિક કોટિની ઉન્નતિની વાત સાચી રીતિએ સમજાતી નથી. આપણે તો, સાચી સમજ પણ જોઈએ અને એ સાથે સાચી કર્ત્તવ્યતાનો સુદૃઢ નિશ્ચય પણ જોઇએ. એ પામવાને માટે આત્મા, પુણ્ય, પાપ વગેરેને માનવા ઉપરાન્ત, તેના સ્વરૂપને સમજવું પડે એટલે જ, આપણે આત્માના સ્વરૂપની વાત કર્યા પછીથી, જગતમાં જે પુરુષો હોય છે, તે પુરુષોની પ્રકૃતિની વાત શરૂ કરી હની અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ–એ ૭ પ્રકારની પ્રકૃતિઓ છે અને તે તે પ્રકૃતિવાળા પુરુષો કેવા કેવા હોય છે, એ આપણે વિચારી આવ્યા છીએ અને હજુ પણ એ જ વિચારણા કરીએ છીએ, કેમ કે–આપણે શુદ્ધ પ્રણિધાન જોઈએ છે અને તેને અનુસરતી પ્રવૃત્તિ આદિ પણ જોઇએ છે, કેમ કે–એ વિના આત્માની સાચી ઉન્નતિ થવી એ શકય નથી. પરમ પદ જે મોક્ષ છે, તેને પામવાને માટે માનવે ઉત્તમ પ્રકૃતિવાળા માનવ બનવું જ પડે છે, કે જેથી શુદ્ધ પ્રણિધાનાદિને પામી શકાય.

**આત્માને અને પરલોકને માને નહિ :**

આ જગતમાં એવા તો ઘણા ઘણા પુરુષો છે, કે જેઓ આત્મા, પુણ્ય, પાપ અને સ્વર્ગ–નર્કને માનતા તો નથી, પણ જેમને પુણ્ય, પાપ અને સ્વર્ગ–નર્કની વાત કોઈ કરે તો તેય ગમતું નથી. આત્મા કેવા સ્વરૂપવાળો છે અને પુણ્ય, પાપ આદિ શું છે, એની વાત તો આઘી રહી, પણ આત્મા જેવી કોઈ ચીજ છે અને તે પરલોકમાંના દેહને તજીને અને અહીં આવીને આ દેહને ધરનારો બન્યો છે તેમજ આ દેહને છોડીને પરલોકમાં ઉત્પન્ન થનાર છે, આવું કાંઈ જે કોઈ માનતા ન હોય, તે કક્ષાના માનવો, કાં તો અધમાધમ પ્રકૃતિવાળાઓમાંના ગણાય, કાં તો અધમ પ્રકૃતિવાળાઓમાના ગણાય એવા જીવો ભલે આર્ય દેશાદિ સામગ્રીએ સહિત મનુષ્ય–જન્મને પામ્યા હોય, પણ તેમનો આર્ય દેશાદિમાં થયેલો જન્મ લેખે લાગતો નથી. એવા જીવોને વાસ્તવિક રીતિએ તો કોઈ જ પાપનો ડર ન હોય. પરલોકની એમને ચિન્તા ન હોય. અહીં જે કાંઈ આપણે કરીએ છીએ અને કરીશું, તેનું ફળ આપણે પોતે જ અહીં નહિ તો પરલોકમા તો અવશ્ય ભોગવવું પડશે, આવો તો એમને વિચાર જ ન હોય. વિષય અને કષાયનો આવેશ એમનો ગાઢ હોય. વિષયના અને કષાયના ભાવમાં એ ચકચૂર હોય અને હિંસાદિ ગમે તે બધું કરવાને તૈયાર હોય અધમાધમ જીવો તો એવા કે, એમને પરલોકનો ડર તો નહિ જ હોય, પણ આ લોકના ડરથી ડરે એવા પણ એ ન હોય. આ લોકની આપત્તિથી ડરીને પણ કોઈ કુકર્મ કરતાં પાછા ફરવાનું મન અધમાધમને થાય નહિ. જ્યારે અધમ જીવો પણ હોય તો એ કક્ષાના જીવો જેવા, પણ એ જીવો આ લોકની આપત્તિથી ડરે અને એથી જેના યોગે આ લોકમાં આપત્તિ પેદા થવાની સંભાવના હોય, એવાં કામોથી એ આઘા રહે એવું પણ બને.

**અધમાધમ ને અધમ પ્રકૃતિનો ત્યાગ એટલે ?**

આવા માનવો તો ઉપદેશને માટે પણ અયોગ્ય જ ગણાય ને ? આત્માને માને નહિ અને પરલોકને પણ જે માને નહિ, તેને ધર્મનો ઉપદેશ ગમે જ નહિ. એવા જીવો જો કદાચ ધર્મનો ઉપદેશ સાંભળતા પણ હોય, તોય ધર્મનો ઉપદેશ સાંભળતા જાય અને પાપ બાંધતા જાય એવું ય બને. એવા જીવોને ઉદ્દેશીને આત્માની ઉન્નતિની વાત કરાય જ નહિ. આથી આપણે એ નક્કી કરવું જોઈએ કે-આત્માએ ઉત્તમ પ્રકૃતિવાળા બનવાને માટે અધમાધમ પ્રકૃતિનો તેમજ અધમ પ્રકૃતિનો ત્યાગ કરવો જોઈએ અધમાધમ પ્રકૃતિનો તેમજ અધમ પ્રકૃતિનો ત્યાગ કરવો, એટલે શું ? આત્મા છે એમ પણ માનવું, આત્મા નિત્ય છે એમ પણ માનવું, અને, આત્મા પોતે જ પોતપોતાના કર્મનો કર્ત્તા છે તેમજ પોતપોતાના કર્મના ફલનો ભોક્તા છે એમ પણ માનવું ! જે કોઈ માનવો આટલું પણ માનતા થઈ જાય, તે માનવો વિમધ્યમ આદિમાં અવશ્ય આવી જાય.

**આ લોકમાં સુખ જોઈએ ને પરલોકમાંય સુખ જોઈએ :**

વિમધ્યમ પ્રકૃતિ જેમની હોય, એવા માનવો કેવા હોય ? આ લોકના પૌદ્‌ગલિક સુખોના રસિયા તો એ માનવો પણ હોય, પણ એ માનવોને આ લોકના પૌદ્‌ગલિક સુખના રસ સાથે પરલોકના પણ પૌદ્‌ગલિક સુખનો રસ હોય. આત્માને અને પુણ્ય-પાપને માને છે, એટલે મારે અહીંથી મરીને પરલોકમાં પેદા થવાનું છે, એમ તો એ માને જ છે; અને, પરલોકમાં જે કાંઈ સારૂં-નરસું મળવાનું છે, તે મારી આ લોકની કરણીના આધારે જ મળવાનું છે, એમ પણ એ માને છે. એટલે, વિમધ્યમ પ્રકૃતિવાળા જીવોને પોતાનો પરલોક બગડે નહિ એની કાળજી જરૂર હોય છે, પણ, પરલોકના સુખને માટે આ લોકના સુખને ફેંકી દેવાને તૈયાર થઈ જાય એવી પ્રકૃતિના એ જીવો હોતા નથી. એ જીવો તો આ-

લોકમાંય સુખ ભોગવવાને ઇચ્છતા હોય અને પરલોકમાંય સુખ પામવાને ઇચ્છતા હોય. એ જીવોનો સ્વભાવ જ એવો કે—આ લોકનું સુખ મૂકવું એ એમને પાલવે નહિ અને પરલોકના સુખની ઉપેક્ષા કરવી એ પણ એમને પાલવે નહિ. એટલે, એ જીવો આ લોકમાં પ્રમાણિકપણે પુરુષાર્થ કરતાં પુણ્યના યોગે જે કાંઈ સુખ-સામગ્રી મળી જાય, તેનો ભોગવટો પણ મોજથી કરે અને પરલોકમાં આથી પણ અધિક સુખ મળે એ માટે એ જીવો શક્તિ–સામગ્રી મુજબ દાનાદિ પણ કર્યા કરે. આવા જીવો આ લોકના પણ પૌદ્ગલિક સુખનાં સાધનો મેળવવાનો તથા તેને સાચવવા અને ભોગવવા આદિનો પુરુષાર્થ જરૂર કરે; પણ, એ પુરુષાર્થ એ એવી રીતિએ કરે નહિ અગર તો કોઈ ભોગ પણ એ રીતિએ ભોગવે નહિ, કે જેથી કોઈ એમની સામે આંગળી ચીંધી શકે, કેમ કે—એમને આ લોકમાં પણ યશસ્વિપણે જીવવું હોય છે. આ લોકમાં આબરૂ જોઈએ તેમજ પરલોક બગડવો જોઇએ નહિ અને પરલોકમાં સુખ મળવું જોઇએ, આવી વૃત્તિવાળા માણસો, આ લોકમાં જે જે મોટાં મોટાં પાપકાર્યો ગણાય તે તે પ્રાય આચરે જ નહિ ને? હીન ભોગ પણ એ ભોગવે નહિ ને? અને, પરોપકારાદિનાં કામો પણ એ કર્યા જ કરે ને?

**માત્ર પરલોકના સુખની જ ઇચ્છા :**

વિમધ્યમ પ્રકૃતિના જીવો આવા હોય, તેમ છતાં પણ એ એમને મળેલા આ માનવજન્મને લેખે લગાડે છે, એમ કહેવાય નહિ એ જ રીતિએ, મધ્યમ પ્રકૃતિવાળા જીવો પણ પોતાને મળેલા માનવજન્મને લેખે લગાડે છે એમ કહેવાય નહિ મધ્યમ પ્રકૃતિવાળા તો આ લોકના પૌદ્ગલિક સુખના સંગથી અને તેને મેળવવાના આશયથી પણ નિરપેક્ષ બની ગયેલા હોય છે. એમણે આ લોકના પૌદ્ગલિક સુખના સંગનો ત્યાગ કરી દીધેલો હોય છે અને કોઈ એમને પૌદ્ગલિક સુખની સામગ્રી પરાણે પણ આપવા જાય, તોય

એ જીવો એ સામગ્રીનો સ્વીકાર કરે નહિ એવા હોય છે. આમ છતા પણ, એ જીવોનું ધ્યાન પૌદ્‌ગલિક સુખ ઉપર જ કેન્દ્રિત થયેલું હોય છે. આત્મા અને પરલોક આદિને એ જીવો માનતા હોય છે અને પરલોકમાં એ જીવોને ઉચ્ચકોટિનું પૌદ્‌ગલિક સુખ જોઇતું હોય છે આથી જ, એ જીવો આ લોકના પૌદ્‌ગલિક સુખથી નિરપેક્ષ બની ગયા હોય છે આ લોકના પૌદ્‌ગલિક સુખથી નિરપેક્ષ બની જઈને, એ જીવો કષ્ટમય જીવન જીવતા હોય છે. એ જીવો આવી પડતાં કષ્ટોને જ વેઠતા હોય છે એમ નહિ, પણ કષ્ટોને જાતે ઉભાં કરી કરીને પણ એ જીવો વિવિધ કષ્ટોને વેઠતા હોય છે એ જીવો આમ ઘણો ત્યાગ પણ આચરે અને તપ પણ ઘણું આચરે તેમજ જપ વગેરે પણ બહુ કરે

**વાત આપણે માટે**

આવી રીતિએ જીવનારા જીવોનો મનુષ્ય-જન્મ પણ જ્ઞાનિઓની દૃષ્ટિએ સુલબ્ધ બનતો નથી, તો, કયા કારણે જ્ઞાનિઓ આવી રીતિએ જીવનારા જીવોના પણ મનુષ્યજન્મને સુલબ્ધ લેખતા નથી, એ વાત સમજી લેવાની જરૂર છે ને ? શ્રી જૈન શાસનના મર્મની આ વાત છે શ્રી જૈન શાસનના મર્મને પામવાને માટે, આ વાત પાયાની છે. જ્ઞાનિઓ વિમધ્યમ પ્રકૃતિનો પણ ત્યાગ કરવાનુ કહે છે અને મધ્યમ પ્રકૃતિનો પણ ત્યાગ કરવાનું કહે છે, તો, એમ કહેવા દ્વારા જ્ઞાનિઓ શાનો ત્યાગ કરવાનુ કહે છે ?, એ સમજી લેવું જોઈએ આની સમજમાથી શુદ્ધ પ્રણિધાન પેદા થાય તેમ છે. બાકી, વિમધ્યમ પ્રકૃતિના અને મધ્યમ પ્રકૃતિના માનવોનુ જીવન કેવું હોય ? અધમાધમ અવસ્થા અગર અધમ અવસ્થા તો તમને પસંદ નથી, પણ વિમધ્યમ અવસ્થામાય તમારો નંબર આવે તેમ છે કે નહિ, એ તમે વિચાર્યું છે ? આ બધી વાત કરવાની શા માટે ? આપણા પોતાના માટે ને ? આપણામાં જે કાંઈ ખરાબી હોય તે નીકળી જવા પામે

અને સારાપણું ક્રમે ક્રમે પ્રગટવા માંડે, એ જ આપણો પ્રધાન હેતુ છે ને ? વિમધ્યમ કોટિમાં ગોઠવાવાને માટે પણ 'આ લોકમાં ખરાબ ન દેખાઉં.' તેય લક્ષ જીવતું જોઈએ અને 'પરલોકમાં ખરાબ ન થાઉં.' તેય લક્ષ જીવતું જોઈએ. આટલું પણ છે તમારામાં ?

## ત્રિશંકુ જેવી હાલત છે ને ?

જેમના મનમાં 'પૈસો એ જ આબરૂ છે.'–આવું હોય, એ વિમધ્યમમા આવે ? અને, પરલોકની ચિન્તા જેમને ના હોય, એય વિમધ્યમમા આવે ? આજે મોટો વર્ગ એવા માણસોનો છે, કે જે એમ માને છે કે–'આપણી પાસે પૈસો છે એટલે બસ છે. બીજાને લુચ્ચા વગેરે કહેવું હોય તો તે ભલે આપણને લુચ્ચા વગેરે કહે, પણ આપણી પાસે પૈસો હોય તો બીજા શું કહે છે તેની ઝાઝી ચિન્તા નહિ !' એક તરફ આવી મનોવૃત્તિ હોય ને બીજી તરફ અવસરે એ આત્માની, પરલોકની, પુણ્ય–પાપની વાત પણ કરતા હોય ! જ્યાં આત્મા, પરલોક વગેરેની વાત થતી હોય, ત્યાંથી ભાગી છૂટવાની દાનતવાળા એ નહિ ! પણ, પરલોકની ચિન્તા એમને બહુ હોયેય નહિ. પૈસાની જેટલી ચિન્તા હોય, તેટલી ચિન્તા એમને બીજા કશાની હોય નહિ. એમની સ્થિતિ એવી કે–આમ અધમાધમમાં અગર અધમમાં એમને ગણી શકાય નહિ અને વિમધ્યમમાં એમને મૂકવા હોય તો ઘણી ખામી લાગે. ત્રિશંકુ જેવી હાલત છે ને એ ? એવા માણસો ભગવાન પાસે પણ વારે–તહેવારે જઈ આવે ! અમુક મન્દિરે રોજ જવાનો નિયમ હોય એવુંય બને. સાધુ પાસે પણ એ લોકો કોઈ કોઈ વાર આવી જાય અને કોઈ કોઈ વેળા કોઈક કોઈક ધર્માનુષ્ઠાન પણ કરી લે સંયોગ હોય તો મન્દિર, ઉપાશ્રય વગેરેના કામમાં અગર કોઈ ટીપમાં લાખ–બે લાખ આપી દે એવું પણ બને. પણ, એમાય બદલો પૂરો અગર વધારે મેળવવાની ઇચ્છા એમના હૈયામાં રહ્યા કરે. એ શું સૂચવે છે ?

## સાધુની અને શાસ્ત્રની શરમ જેટલી પડે નહિ તેટલી શરમ ઉદ્યોગપતિની પડે !

સ૦ એ બદલવાનો ઉપાય શો ?

એ માટેની જ આ ભૂમિકા ચાલી રહી છે. આત્માની ઉન્નતિનો પરમ ઉપાય સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર સ્વરૂપ રત્નત્રયી છે; અને, એને પામવા તથા સેવવાના સોપાન તરીકે પ્રણિધાનાદિ પાંચ આશયોની વાત લીધી છે. એમાં, પ્રણિધાનની વાત એ જ ખરેખરી પાયાની વાત છે. એમાં પ્રણિધાનને પેદા કરવાને માટે, પહેલાં તો પૈસા પાછળ જે પાગલપણું આવી ગયું છે, તેને તો ટાળવું પડશે ને ? પ્રણિધાન અને ઉત્તમ પ્રકૃતિનો આવિર્ભાવ, એ લગભગ સહચારી જેવી વસ્તુઓ છે. પૈસા માટે ગમે તે કરવાને તૈયાર થઈ જનારા અને 'પૈસો પાસે હોય તો બધું જ પાસે છે.' એવું જેમના મનમાં ચોટી ગયું છે એવા માણસો, સાચા વિમધ્યમ પ્રકૃતિવાળા પણ બની શકવા મુશ્કેલ છે, ત્યા એ ઉત્તમ પ્રકૃતિવાળા તો બને જ શી રીતિએ ? 'પૈસો છે, તો પછી લોક શું બોલે છે અગર તો લોક શુ બોલવાનો છે, તેની ચિન્તા શી ?'—આવું માનનારા અને અવસરે આવું બોલનારા પણ ઘણા છે ને ? આવી માન્યતાવાળા, જો ધન એમને મળી જાય, તો એ ઉદ્યોગપતિ બનવાને તૈયાર થઈ જાય છે ને ? આવી માન્યતાવાળાને તક મળ્યે ધર્મ કરવાનું મન થાય કે તક મળ્યે મોટા પણ આરંભ સમારંભવાળા ઉદ્યોગમાં ઝંપલાવવાનું મન થાય ? અને, એવા પૈસાવાળાને લોક તરફથી ઉત્તેજન પણ મળી રહે છે ને ? જેની પાસે પૈસા અને ધંધા સિવાયની કોઈ વાત જ પ્રાય. હોય નહિ, એવા શ્રીમન્ત માણસોને આ આર્ય દેશનો પણ ઘણો લોક આજે કયી નજરે જુએ છે ? આર્ય દેશનું વાતાવરણ કેટલું બધું પલટાઈ જવા પામ્યું છે, તેનો આ પણ એક નમૂનો છે. નહિ તો, એવાને આદર અને આગેવાની આપવામાં હૈયાનો રાજીપો હોય, એ બને ખરૂ ?

સ૦ ડર લાગે એટલે રૂબરૂ બોલે નહિ.

મનમાં અણગમતું હોય અને બોલી શકતા ન હોય એવા તો થોડાક; ઘણા તો એવા, કે જેનને એવા માણસોની ગરજ હોય; એના સાથથી પોતે ઉંચે આવવું હોય! 'કદાચ એના દ્વારા કાંઈક મળશે, કોઈક દહાડો એ કામ લાગશે.'—એવી મનમાં બેઠેલી જે આશા, તેથી ધર્મી ગણાતા વર્ગમાં પણ એવા એવાય માણસો છે, કે જેમને સાધુની અને શાસ્ત્રની શરમ જેટલી ન પડે, તેટલી શરમ એ ઉદ્યોગપતિની પડે. પૈસા ઉપરનો રાગ અને પૈસા ઉપરની શ્રદ્ધા માણસને કેવી કેવી હલકી હાલતમા મૂકી દે છે, એ ખાસ વિચારવા જેવું છે. તમે જો એમાંના ન હો તો જરૂર આનન્દ પામજો!

**ખરાબી ઘટતી જાય ને સારાપણું વધતું જાય:**

પૈસા ઉપરનો અતિ રાગ માણસની વિમધ્યમ અવસ્થામા પણ ઘણી ઘણી ઉણપ ઉપજાવે અને આત્મા, પરલોક, પુણ્ય, પાપ આદિની વાતને વેગળી મુકાવી દે એવું પણ બને. પછી, અધમતાને અવકાશ ઘણો મળે ને? આપણે તો વિમધ્યમ અને મધ્યમમાં જે હાનિકારક તત્ત્વ રહેલું છે તેનોય ત્યાગ કરવાનો છે, કેમ કે—એ વિના ઉત્તમતા પ્રગટે તેમ નથી અધમાધમ ને અધમમાં આમ તો ઝાઝો ફેર હોતો નથી, કેમ કે—એ બેમાંનો એકેય આત્માને અને પરલોક આદિને માનતો હોતો નથી; છતાં પણ, અધમાધમ કરતાં અધમના આચરણમાં થોડોક તફાવત રહે છે, કારણ કે—અધમને આ લોકના અપાયનો ડર રહ્યા કરે છે અને એથી એ આ લોકમાં અપાયને પેદા કરે એવા પાપકર્મોથી અળગો રહેવાને મથે છે આ લોકના અપાયનો ડર પણ જો આટલું કરે, તો જેને આ લોકના અપાયનો પણ ડર છે અને પરલોકના અપાયનો પણ ડર છે, એ તો અધમ કરતા ઘણાં ઘણા પાપકર્મોથી અળગો રહેવાને મથે ને? વિમધ્યમને તો આ લોકમાય આબરૂભેર જીવવું હોય અને પરલોક

બગડે નહિ એની પણ ચિન્તા હોય; એટલું જ નહિ, પણ વિમધ્યમને તો પરલોકમાં પણ પૌદ્ગલિક સુખ અધિક કેમ મળે એનું લક્ષ હોય. આથી, એ ઘણાં ઘણાં મોટા પાપ આચરે નહિ અને દાનાદિ પુણ્યકર્મો આચરવા તરફ ઉપેક્ષા સેવે નહિ આટલું સારાપણું એનામાં હોય, જ્યારે મધ્યમમાં એથી પણ વધારે સારાપણું હોય મધ્યમ તો આ લોકના પૌદ્ગલિક સુખના સગથી નિરપેક્ષ હોય, એટલે એ કેટકેટલા પાપાચરણોથી બચી જાય? ઘણાં પાપાચરણોથી એ બચી જાય ને? અને, એ સાથે એ તપ-જપ વગેરે પણ કર્યા જ કરતો હોય આમ, અધમાધમ કરતાં અધમમાં, અધમ કરતાં વિમધ્યમમાં અને વિમધ્યમ કરતા મધ્યમમાં ખરાબી ઓછી ઓછી થતી જાય અને સારાપણું વધારે વધારે આવતુ જાય, એટલુ દેખીતી રીતિએ તો ખરૂં ને?

## પૌદ્ગલિક સુખના રાગનું સ્થાન વિરાગ લે તો ઉત્તમતા પ્રગટે :

વિમધ્યમ અને મધ્યમમાં ખરાબી ઓછી હોય અને સારાપણું વધારે હોય, તે છતા પણ તે ઉત્તમ કેમ નહિ? આત્માની ઉન્નતિ, એ લક્ષ્ય નથી માટે! એ જો આવી જાય, તો વિમધ્યમેય ઉત્તમમાં આવી જાય અને મધ્યમેય ઉત્તમમાં આવી જાય વિમધ્યમ અને મધ્યમ ગમે તેટલું સારૂં પણ કરતા હોય, તોય એમને રસ પૌદ્ગલિક સુખનો હોય છે. એ જીવો જે કાંઈ પણ સારૂં કરે, તે પૌદ્ગલિક સુખને માટે કરે. માનુષી ને દેવતાઈ સુખો મળે; એ સુખો શાન્તિથી ને મોજથી ભોગવી શકાય; ચારે કોર વાહ-વાહ બોલાય, કુટુમ્બ સારૂ હોય; પરિવાર અનુકૂળ હોય, શરીર નીરોગી હોય; જેનો જ્યારે ખપ પડે ત્યારે તે મળી રહેતું હોય, એટલે એ જીવોને સંતોષ! એવા જીવો ઉત્તમ-ઉત્તમ કોટિના ભોગના અર્થી, પણ આત્માની સાચી ઉત્તમતાના એ અર્થી નહિ! એ જો આત્માની જ ઉત્તમતાના અર્થી બની જાય,

તો તો કામ થઈ જાય. એ માટે પૌદ્‌ગલિક સુખના રાગનું સ્થાન વિરાગે લેવું જોઈએ 'પૌદ્‌ગલિક સુખમાં રાચવું એ પાપ છે અને પાપનું એ કારણ છે.'—એમ લાગવું જોઈએ. પૌદ્‌ગલિક સુખની ઈચ્છા પણ અણગમતી લાગવી જોઈએ. એ ઈચ્છા જન્મે છે કર્મના બન્ધનને કારણે અને આપણે જો સાવધ ન હોઈએ તો એ ઇચ્છા કર્મના બન્ધનને પુષ્ટ બનાવનારી નીવડે છે. પૌદ્‌ગલિક સુખની ઈચ્છા પણ ધર્મ કરાવે તેવું ય બને, પણ એ ધર્મ વસ્તુતઃ ધર્મ હોય નહિ, અને એથી, એ ધર્મના પ્રતાપે કર્મના બોજથી એ હલકો તો બને નહિ, પણ ભારે બને. એવો ધર્મ ભદ્રિક જીવોને માર્ગ પામવામા સહાયક બની જાય, એ શક્ય છે, પણ એવા જીવોને પૌદ્‌ગલિક સુખના રસનો તેવો આગ્રહ હોતો નથો અને એથી એમને સુન્દર સામગ્રો જો મળી જાય, તો 'પૌદ્‌ગલિક સુખનો રાગ સારો તો નહિ જ.' એમ લાગતા એમને વાર લાગતી નથી. આપણે તો એ ધર્મ જોઈએ, કે જે ધર્મના યોગે આત્મા કર્મના બોજથી હળવો બને અને જે ધર્મ આત્માની અશુદ્ધિને ટાળીને આત્માની શુદ્ધિને પ્રગટાવે.

**સંસારના સુખનો રાગ ન હોય તો પાપ કરવાનું મન હોય શાનું ?**

આવા ધર્મ માટે યોગ્ય આત્માઓ તે જ છે, કે જે આત્માઓ સંસારથી છૂટવાને ઈચ્છતા હોય અને મોક્ષપદને પ્રાપ્ત કરવાને ઈચ્છતા હોય. સંસારનું ગમે તેવું સારામાં સારૂં ગણાતું સુખ પણ એ આત્માઓને દુ ખવાળું લાગે અને દુઃખનું કારણ પણ લાગે. એટલે, આત્માની ઉન્નતિનાં સોપાન ઉત્તમ પ્રકૃતિવાળા જીવોને માટે છે અગર ઉત્તમ પ્રકૃતિને પામવાના અર્થી જીવોને માટે છે આ સંસારનું સ્વરૂપ જો બરાબર સમજાઈ જાય, તો ઉત્તમતા આવવી એ બહુ સહેલી વસ્તુ છે. સંસારનું ગમે તેવું સારૂં પણ સુખ, વાસ્તવિક રીતિએ સુખ ગણાય

એવું હોતું નથી. એ સુખને જ સુખ માનનારાને આત્માના સુખનો ખ્યાલ આવે નહિ મોક્ષ પામવો એટલે પોતાનું આત્મિક સુખ સંપૂર્ણપણે પ્રગટાવવું. એ સુખ સંપૂર્ણેય ખરૂં અને સદાનુંય ખરૂં ! સંસારના સુખનો રાગ તો સસારમાં ભટકાવી મારે. આત્માનું અસ્તિત્વ અનાદિકાળથી છે ને ? ત્યારે, અનન્તો કાલ વહી ગયો, તે છતા પણ આત્મા એવા આપણે આ સંસારમાં ભટકીએ છીએ, તો તેનું કારણ શું ? કર્મનું બન્ધન તો ખરૂં જ, પણ સંસારના સુખનો રાગ તૂટી જાય, તો કર્મનું બન્ધન ટકે કોના બળે ? દુઃખ આવે પાપથી, પણ આત્મા પાપ કરવાને પ્રેરાય કોના બળે ? સંસારના સુખનો રાગ ન હોય અને પાપ કરવાનું મન થાય, એ બને ખરૂ ? દુખ ન જોઇએ તો પાપ ન જોઇએ અને પાપ ન જોઈએ તો સંસારના સુખનો રાગ ન જોઈએ, એ વાત જચે છે ?

### ઉત્તમનું પ્રણિધાન :

તમને એમ થાય છે કે–આપણે જો સંસારના સુખના રાગમાં જ રમ્યા કરીશું, તો આપણે સંસારમાં ને સંસારમાં ભટક્યા જ કરવું પડશે ? આટલું સાંભળવાની અને આટલુ સમજવાની સામગ્રી અહીં જે મળી છે, તે પણ અહીથી મર્યા પછી મળશે કે નહિ, એની ચિન્તા તમને થાય છે ? તમને એવું કાંઈ લાગી ગયુ છે કે–મોક્ષ સિવાય આત્માનુ વાસ્તવિક રીતિએ ઠેકાણુ પડવાનું નહિ ? મોક્ષ ન મળે ત્યા સુધી ઝંઝટો આપણે ઇચ્છીએ નહિ તોય આવ્યા જ કરવાની ! સાચું સુખ તો આત્મામા જ છે અને એ પૂરૂં પ્રગટે મોક્ષથી જ, આટલી વાત તમને બેસી ગઈ છે ? પ્રણિધાન માટે આ જરૂરી છે ઉત્તમ બનવા માટે જે પ્રણિધાન જોઇએ, તેમાં આ વાત પહેલી છે કયી ? જે કાંઇ થોડું–ઘણુ પણ સારૂ કરૂં, તેમાં ઊંડે ઊંડે મોક્ષની ઇચ્છા વર્તતી હોય જ્યારે જ્યારે જે જે

કાંઇ ધર્મનું કામ તમે શક્તિ, સામગ્રી, સંયોગ આદિ મુજબ કરો, ત્યારે ત્યારે તમને એમ થાય કે–આના યોગે પરંપરાએ પણ મને મોક્ષ મળે તો સારૂં ! મોક્ષની ઇચ્છા જોઈએ એમ નહિ, પણ મોક્ષ જ જોઈએ, એમ હોવું જોઈએ. એ મોક્ષને માટે રત્નત્રયીની આરાધના કરવાનું મન હોવું જોઈએ. ખાતરી હોય કે–રત્નત્રયીની આરાધના સિવાય મોક્ષ મળે નહિ. આવો જીવ જ ઉત્તમ પ્રકૃતિના જીવોમાંનો ગણાય.

## સમ્યગ્દષ્ટિનું આન્તરિક વલણ

તમે ગૃહસ્થ છો એથી તમે ઉત્તમમાં ગણાઓ જ નહિ એમ કહેવું નથી. તમે કોઈ વ્રત ન સ્વીકાર્યું હોય, તો પણ એટલા માત્રથી તમે ઉત્તમમા ન જ ગણાઓ એમ કહેવું નથી. અવિરત એવા પણ સમ્યગ્દષ્ટિ આત્માઓને ઉત્તમમાં ગણ્યા છે. એમનામાં સમ્યગ્દર્શન છે, સમ્યગ્દર્શનની સાથે સમ્યગ્જ્ઞાન જોડાયેલું છે, અને એ એના યોગે એ આત્માઓના દિલનું ખરૂં વલણ સમ્યક્ ચારિત્ર તરફ જ હોય. જે વખતે એમનામાં સમ્યક્ ચારિત્રનો છાંટો પણ દેખાતો ન હોય; એટલું જ નહિ, પણ એમના તેવા પ્રકારના પૂર્વકૃત કર્મના ઉદયે જે વખતે એ આત્માઓ મહા અવિરતિને સેવી રહ્યા હોય; એ વખતે પણ જો તેઓ ખરેખર જ સમ્યગ્દષ્ટિ હોય, તો એમનું આન્તરિક વલણ સમ્યક્ ચારિત્ર તરફનું છે એમ જ્ઞાની કહી શકે માત્ર સમ્યગ્દર્શન પણ એવી વસ્તુ છે કે–જીવ જો એને જાળવી જાણે, તો એ વિશિષ્ટ કોટિના સમ્યગ્જ્ઞાનને પેદા કર્યા વિના રહે નહિ અને સમ્યગ્દષ્ટિ આત્માનું દેખીતું વલણ ગમે તેવું ખરાબ હોય તો પણ, એ આત્માનો વાસ્તવિક કોટિનો ઝોક તો સમ્યક્ ચારિત્ર તરફ જ હોય ! અને એ જ કારણે, એવા અવિરત સમ્યગ્દષ્ટિ આત્માઓને પણ ઉત્તમ પ્રકૃતિવાળા આત્માઓ તરીકે ગણ્યા છે.

**આંતરિક વલણ સમ્યક્ ચારિત્ર તરફનું હોય :**

ત્યારે, ઉત્તમ પ્રકૃતિના બનવા માટે સૌથી પહેલું શું જોઈએ ? એક મોક્ષ જ જોઇએ છે, એમ જોઈએ. મોક્ષ મળશે નહિ ત્યાં સુધી મારે આ સંસારમાં ભટક્યા જ કરવું પડશે, એમ લાગ્યા કરે. સંસારનું ઉત્તમમાં ઉત્તમ કોટિનું ગણાતું સુખ પણ વાસ્તવિક રીતિએ સુખ નથી; 'સુખ ખરેખરૂં' તો મોક્ષથી જ મળે, માટે મોક્ષની ઇચ્છા સિવાયની બધી જ ઇચ્છાઓ પણ તજવા જેવી છે અને મોક્ષની મહેનત સિવાયની બધી મહેનત પણ તજવા જેવી છે, આવો આન્તરિક વિચાર જોઈએ. આવા આન્તરિક નિશ્ચય સાથે, એવો નિશ્ચય પણ જોઈએ કે-મોક્ષને માટે આરાધવા લાયક જે કાંઈ પણ છે, તે રત્નત્રયી જ છે. રત્નત્રયીની આરાધના, એ જ મોક્ષનો ઉપાય અને રત્નયીની આરાધના સિવાયનો કોઈ મોક્ષનો ઉપાય નહિ. હજુ તો આ આન્તરિક નિશ્ચયની જ વાત છે; વર્તન કાંઈ નથી; છતાં એ ઉત્તમ છે, કારણ કે-શુદ્ધ અને સુન્દર પ્રણિધાન થઈ ગયેલ છે. આવો જીવ જ્યારે પાપ કરતો હોય ત્યારે પણ તે ઉત્તમ છે એમ કહેવાય એટલે, એ વિચારવું જોઈએ કે, આવા પ્રણિધાનવાળો જીવ જો પાપને આચરતો હોય તો તે શાથી આચરતો હોય ? તેવા પ્રકારના કર્મનું જોર જ એને સતાવી રહ્યું હોય ને ? નહિતર, એ પાપ આચરે ? પાપને આચરવા જેવું માનીને, પાપના આચરણથી સુખ માનીને, પાપને એ આચરે એવું બને ? જો કે એનો એવા પ્રકારનો કર્મનો ઉદય એને માટે ભય રૂપ છે, કારણ કે-જો એમાં સાવધગીરી ચૂકાઈ જાય, તો પ્રગટેલા સમ્યગ્દર્શન ગુણને આવરાઇ જતાં વાર લાગે નહિ, પણ, આપણે અત્યારે તો એ વિચારવું છે કે સમ્યગ્દર્શન ગુણ જ્યાં જ્યાં પ્રગટેલો હોય, ત્યાં ત્યાં આત્માનું આન્તરિક વલણ તો સમ્યક્ ચારિત્ર તરફ જ હોય ! એ કોઈ મહા પાપ પણ કદાચ આચરતો હોય તો તે વેળાએ પણ ! એટલે, ઉત્તમ બનવા માટે બધું છોડી જ દેવું જોઈએ એવું

એકાન્ત નથી, પણ ઉત્તમ બનવા માટે બધું જ છોડવાનું મન તો અવશ્યમેવ હોવું જોઇએ

**મુક્તિ માટે મથનારનું બધું સુધરે :**

તો, તમે એ કહો કે–મારે તો એક મોક્ષ જ જોઈએ, એવું તમારા મનમા ઉગ્યું છે ખરૂ? આવુ જેના મનમાં ઉગ્યું હોય, એ વર્તમાનમા પાપ કરે છે કે નહિ, એની ભાંજગડમાં અત્યારે ઉતરવુ નથી. એક વાર તમારૂં હૈયુ ફરવું જોઇએ. હૈયું આટલું ફર્યા પછી, પાપ ટકવાનુ ક્યાં સુધી? હૈયું ફર્યા પછી તો જેમ જેમ બળ આવતુ જશે, તેમ તેમ પાપ છૂટતું જશે. અને સમ્યક્ ચારિત્રને પામ્યા વિના છૂટકો થવાનો નથી, એ તો નક્કી વાત છે. અને જેના હૈયામા પલટો આવ્યો છે, તેના હૈયે કોતરાયેલી આ વાત છે એટલે, એનું જે મૂળ છે, તેની વાત આપણે કરીએ છીએ. તો, સંસાર સારો નહિ? ગમે તેવો સુખી જણાતો સંસાર પણ વસ્તુતઃ સારો નહિ જ ને? આત્માનું વાસ્તવિક સ્થાન પણ સંસાર નહિ જ ને? આત્માનું વાસ્તવિક સ્થાન તો મોક્ષ જ? આવું જેના મનમાં ઉગ્યું હોય, તેને એમ થાય કે–જ્યારે જ્યારે મારાથી સારૂં બને, ત્યારે ત્યારે તે મોક્ષ માટે જ કરવું! એને ખાતરી હોય કે–મોક્ષને માટે સારૂં કરીએ તો આ લોકમાંય શાન્તિ મળવાની છે, મરણ પણ શાન્તિપૂર્વક થવાનું છે, પરલોકમાય શાન્તિ મળવાની છે અને જતે કાળે મુક્તિ મળ્યા વિના રહેવાની નથી. મુક્તિ માટે મથનારનો આ લોકેય સુધરે, પરલોકેય સુધરે અને મુક્તિય એને મળે

**પામર છું માટે પાપ કરૂં છું–એમ કહે :**

આવા માણસને કોઈ પૂછે કે–'જ્યારે તમારે મોક્ષ જ જોઇએ છે, તો તમે હમણા જે પાપ કરો છો, તે કેમ કરો છો?' એના જવાબમાં એ શુ કહે? એમ કહે કે–'હું પાપ કરૂં છુ એ વાત

સાચી છે, કેમ કે-હું પામર છું મનમાં તો એ જ છે કે-
રત્નત્રયી સિવાય આરાધવા યોગ્ય કાંઇ નથી, પણ પૂર્વે પાપ એવું
ઉપાર્જ્યું છે કે-એકાન્તે રત્નત્રયીની આરાધના કરી શકું એવી મારી
સ્થિતિ નથી અને કર્મને પરવશ બનીને પાપ આચરવું પડે એવો
હું નબળો છું ક્રોધાદિ કપાયો મને પીડે છે અને મારી વિષયા-
સક્તિ હજુ છૂટી શકતી નથી, એટલે કરૂં શું? લાચાર છું!
બાકી, કોઇ જ પાપ મને કરવા જેવું લાગતું નથી. મને થયા જ
કરે છે કે સંસાર એ આત્માનું સ્થાન નહિ મોક્ષ સિવાય આત્માનું
સાચું સ્થાન કોઈ નથી. અત્યાર સુધી સંસારને પોતાનું સ્થાન
માન્યા કર્યું, એનું જ આ ફળ છે કે-પાપ કરવા જેવું નથી એમ
લાગ્યા કરતું હોવા છતાં પણ, હજુ પાપથી છૂટી શકાતું નથી!
હું સમજું છું કે-મોક્ષને પામવાને માટે એક માત્ર રત્નત્રયી જ
પામવી જોઈએ અને સેવવી જોઈએ। મારે મારો મોક્ષ જોઈએ
છે, એટલે રત્નત્રયીને પામ્યા સિવાય મારો છૂટકો થવાનો નથી।
એટલે, એ પામવાના અભ્યાસમાં જ હું છું! જે કાંઈ સારૂં થાય
તે રત્નત્રયીને પમાડનાર બને એમ મનમાં રહ્યા કરે છે અને જે
કાંઈ બીજું પાપ થયા કરે છે તે મને મહા પીડા ઉપજાવ્યા કરે
છે.' કહેવા માટે કહેવાની આ વાત નથી અન્ત કરણમા આવું ઉગવું
જોઈએ જેના અન્ત કરણમા આવું ઉગવા પામ્યું હોય, એ ઉત્તમ
પ્રકૃતિનો માનવ છે, એ નક્કી વાત છે.

## સંસારના સુખ ઉપર જ જેની નજર કેન્દ્રિત થયેલી હોય તે સારૂં કરતા હોય તોય ઉત્તમ નહિ:

માનવોની છ પ્રકારની પ્રકૃતિઓમાંથી પાચમી પ્રકૃતિની આ
વાત છે. છટ્ઠી ઉત્તમોત્તમ પ્રકૃતિ જે છે, તે તો ભગવાન શ્રી જિનેશ્વર-
દેવોના આત્માઓને માટે અનામત ગણાય એવી હોય છે. જેટલા
મોક્ષ પામે, તે બધા છટ્ઠી પ્રકૃતિને પામીને જ મોક્ષ પામે એવો

નિયમ નહિ મોક્ષ પામનારા આત્માઓમાંના તીર્થંકર થનાર આત્માઓ જ છઠ્ઠી પ્રકૃતિને પામી શકે. પણ, પાંચમી પ્રકૃતિ એવી છે કે-એને પામ્યા વિના કોઈ જ આત્મા મોક્ષ પામી શકતો નથી. એટલું જ નહિ, પણ ભગવાને કહેલા રત્નત્રયી સ્વરૂપ મોક્ષમાર્ગની સાચી અને સુન્દર કોટિની આરાધના પણ કોઈ આત્મા આ પાંચમી પ્રકૃતિને પામ્યા વિના કરી શકતો નથી. આ પાંચમી પ્રકૃતિને પામવાને માટે, પહેલી ચારેય પ્રકૃતિઓનો ત્યાગ કરવો જોઈએ. એટલા માટે, અધમાધમ પ્રકૃતિવાળા કેવા હોય અને અધમ પ્રકૃતિવાળા કેવા હોય, એની વાત કરી આત્મા, પરલોક, એ વગેરેને એ માને જ નહિ. આત્મા, પરલોક, એ વગેરેને જે માનતો હોય, તે પણ જ્યા સુધી પૌદ્‌ગલિક સુખના રસવાળો હોય, ત્યાં સુધી તો પાચમી પ્રકૃતિને એ પામી શકે જ નહિ. એ જાય વિમધ્યમમાં અગર મધ્યમમાં. વિમધ્યમ ગૃહસ્થ હોય, પણ સજ્જન ગણાય એવો ગૃહસ્થ હોય અને મધ્યમ ત્યાગી-તપસ્વી હોય. આ વિમધ્યમ અને મધ્યમ એવા કે-આત્માનો પરલોક બગડે એવું કાંઈ જ કરવું એ એમને ગમતું હોય નહિ, પણ, એ સાથે એ બેય એવા કે-એ જે કાંઈ પણ સારૂં કરે તે સસારના સુખને માટે જ કરે! વિમધ્યમ આ લોકમા પણ સંસારનુ સુખ શોધતો હોય અને પરલોક માટે પણ સસારનું સુખ શોધતો હોય. મધ્યમને આ લોકમાં સસારનું સુખ ખપતું ન હોય, પણ તે શાથી? એથી કે-પરલોકમાં પોતાને સંસારનું સુખ ખૂબ ખૂબ મેળવવું છે. સંસારનું સુખ પરલોકમાં મનધાર્યું મળે, એ એની નેમ હોય. આ જ કારણે, વિમધ્યમ અગર મધ્યમ ગમે તેટલું સારૂ કરે તો પણ, વસ્તુત એ સારૂં ગણાય નહિ, અને એથી, એ ઉત્તમ ગણાય નહિ સસારના સુખ ઉપર જ જેની નજર કેન્દ્રિત થયેલી હોય, એ ત્યાગી હોવા છતાં પણ અને તપસ્વી હોવા છતાં પણ મધ્યમ ગણાય, જ્યારે સસારના સુખને હેય માનનાર, એક માત્ર મોક્ષસુખનો અર્થી અને એ માટે

એક માત્ર રત્નત્રયીને જ આરાધવા યોગ્ય માનનાર, ત્યાગી અને તપસ્વી ન હોય તોપણ ઉત્તમ ગણાય.

**હૈયાનો પલટો પહેલો જરૂરી :**

ઉત્તમ બનવા માટે હૈયાનો પલટો એ સૌથી પહેલી જરૂરી વસ્તુ છે, એ વાત તમને સમજાય છે ને? વિમધ્યમમાં પણ જે ઉંચી કોટિના વિમધ્યમ ગણાય તેવા માણસો હોય, તે માણસો સામાન્યપણે તો સારા વર્તનવાળા હોય ને? એટલું પણ સારૂં વર્તન કદાચ ન પણ આવ્યું હોય, તે છતાં પણ જો હૈયાનો પલટો થઈ જવા પામે અને એથી આપણે કહ્યું તેવું પ્રણિધાન જો આવી જવા પામે, તો એ માનવ ઉત્તમ કક્ષામા આવી ગયો છે એમ કહેવાય. પરલોકના ખ્યાલથી આચરણ સુન્દર બને, પણ હૈયું જો સંસારના સુખને જ ઝંખતું હોય અને સંસારના સુખમાં જ જો ખરેખરૂં સુખ ભાળ્યા કરતુ હોય, તો ગમે તેવું સુન્દર આચરણ પણ એ માનવને ઉત્તમ કક્ષામા મૂકાવાને યોગ્ય બનાવે નહિ! જ્યારે હૈયું પલટાઈ જવા પામે અને કર્મવશ આચરણ તેટલું સુન્દર ન પણ હોય, તોય એ હૈયા–પલટો માનવને ઉત્તમ કક્ષામાં મૂકાવાને યોગ્ય બનાવી દે છે! હૈયું પલટાયા પછી તો, માનવને પોતાની વિષયાસક્તિ અને કષાયાધીનતા બહુ ખટકે, પણ વિષયાસક્ત અને કષાયાધીન દેખાતો માનવ પણ ઉત્તમ ન જ હોઈ શકે એવું નહિ કોઈ તેવા પ્રકારના પાપના ઉદયના યોગે સાતેય વ્યસનને સેવતો હોય એવો પણ માનવ, જો તેનામાં સાચો હૈયાપલટો આવ્યો હોય, તો તે સમ્યગ્દષ્ટિ હોઈ શકે છે અવસર આવ્યે એ એવો ત્યાગ કરી જાણે, કે જેવો ત્યાગ જેમના હૈયામાં પલટો આવ્યો નથી એવા માનવો, બહારથી સારી રીતિએ જીવતા હોય તો પણ, કરી શકે નહિ પણ, એ સાથે એ વાત પણ જરાય ભૂલવા જેવી નથી કે, જેમના હૈયામાં સાચો પલટો આવી જવા પામ્યો હોય, તેવા માનવોનું આન્તરિક વલણ તો સમ્યક્ ચારિત્રને પામવા અને પાળવા તરફ જ હોય.

## ધર્મ કરે પણ સંસારના રાગને ભૂંડો ન માને તો?

હૈયામાં પલટો પેદા કર્યા વિના કોઈથી પણ આત્માની ઉન્નતિના સોપાને ચઢી શકાય, એ શક્ય જ નથી. ધર્મની ક્રિયા કરવી એ એટલું મુશ્કેલ નથી, કે જેટલું ધર્મ હૈયે વસવો એ મુશ્કેલ છે. આજે આત્માની ઉન્નતિની વાસ્તવિક વાત, જાણે આજના ધર્મ કરનારા પણ ઘણા લોકો પાસે હવામા ઉડી જતી હોય એમ લાગે છે; કેમ કે-વસ્તુતઃ એમને હૈયે ધર્મનો ખપ પેદા થયો નથી. પૈસાદાર હોય ને તમે કહો તો કદાચ મન્દિર, ઉપાશ્રય આદિ એ કરી આપે એવું બને, એ જુદાં જુદાં ધર્માનુષ્ઠાન આચરે અને આચરાવે એવું પણ બને; પણ, 'સંસારના સુખનો રાગ ભૂંડો છે અને એક મોક્ષસુખ જ મેળવવા યોગ્ય છે, એ માટે રત્નત્રયીની આરાધના સિવાયનું કાંઈ જ વસ્તુતઃ કરવા યોગ્ય નથી.'-આવુ આવુ જો તમે કહો, તો મોઢેથી એ કદાચ હા પણ પાડે, તોય એને માનવાને એ તૈયાર થાય નહિ; કેમ કે સમ્યક્ત્વનો ખપ લાગ્યો નથી અમને હાથ જોડવા છે, પણ અમારા જેવા એટલે કે સાધુ થવું નથી અને શાસ્ત્રે કહ્યા મુજબનું કરવાનું અમે કહીએ તોય તે, તે મુજબ કરવું નથી, એવા પણ જીવો ઠીક ઠીક સંખ્યામાં છે સાધુના પગ પકડે અને સાધુના પગની રજ માથે ચઢાવે એવુંય બને, પણ એવાનેય જો પૂછીએ કે-'સાધુ થવાનું મન છે?' તો એ કહે કે-'એ વાત કરશો નહિ!' આવા પણ જીવો ઠીક ઠીક સંખ્યામા છે ને? જ્યારે જેમના હૈયામાં પલટો આવી જવા પામ્યો હોય છે, તે જીવો તો સારૂં થોડું પણ કરી શકતા હોય, તોપણ ઊંડે ઊંડે એમને સાધુપણાને પામવાનું મન હોય.

## અમે અશક્ત છીએ માટે અમે ધર્મ કરી શકતા નથી, આવું કોણ કહી શકે?

**સ૦** અશક્ત હોઈએ તો કરીએ શું?

આવું પ્રમાણિકપણે કોણ કહી શકે? તેઓ કહી શકે, કે જેઓ શક્તિ મુજબનો ધર્મ કરવાને માટે પ્રયત્નશીલ હોય અને જેમના

હૈયે એ વાત બેઠી હોય કે-શક્તિ હોય તો ધર્મ સિવાય કાંઈ જ આચરવા યોગ્ય નથી, કેમ કે-એ સિવાય આત્માને પરમ ઉન્નતિએ પહોંચાડી શકાવાનો નથી! તમે તમારે માટે આવું પ્રામાણિકપણે કહી શકો એમ છો કે નહિ, એ વિચારી જોજો! 'કરવો છે માત્ર ધર્મ જ, પણ અશક્તિના કારણે ધર્મ બહુ થોડો થઈ શકે છે અને અધર્મ કરવાનું ખરેખર તો મન નથી જ પણ અધર્મ ઘણો કરવો પડે છે.' આવું જો હોય ને હૈયામાં, તો તો ઘણું કામ થઈ જાય; પણ, આવુ જેમના હૈયે હોય, એવા જીવો તો બહુ જ થોડા છે તમે જો નક્કી કરો કે-આપણે શક્તિ મુજબનો ધર્મ તો અવશ્ય કરવો છે; તો તો તમે દાન, શીલ, તપ અને ભાવ સ્વરૂપ ધર્મ અત્યારે જેટલો કરો છો, તેના કરતા કેઈ ગુણો વધારે કરી શકો તેમ છો, પણ, શક્તિ મુજબનો ધર્મ કર્યા વિના રહેવું નથી, એવું છે ક્યાં? જેના હૈયામાં આવું હોય અને એથી જે શક્તિ મુજબ ધર્મ કરતા હોય તે ભાગ્યશાળી છે, પણ એવા કેટલાક? તમે વિચારો કે-તમે શક્તિ મુજબ દાન કરો છો ખરા? તમને પૈસો પાછળ મૂકી જવાની જેટલી ચિન્તા છે, તેટલી ધર્મ કરી જવાની ચિન્તા છે ખરી? ધર્મ માટે તમે જેટલુ છોડાય તેટલું છોડો, એમાં ધર્મી ગણાતા તરીકે તમારી આબરૂ ગણાય? કે, પાછળ પૈસો મૂકતા જવાની મહેનત કરતાં કરતા તમે મરો, એમા ધર્મી ગણાતા તરીકે તમારી આબરૂ ગણાય?

સ૦ મરનારને એની શી ચિન્તા?

ધર્મનોય ખપ નહિ, આબરૂનોય ખપ નહિ; અને, ખપ માત્ર પૈસાનો! આવા જીવો તો વિમધ્યમમા ગણાવાને લાયક પણ હોય ખરા? ઉત્તમ બનવાની વાત ચાલે છે, ત્યાં વિમધ્યમનેય છાજે નહિ એવી વાત તમે કરી.

**દુર્ગુણો તરફ આંખ આડા કાન કરે નહિ:**

આમ તો જૈનો બધા ઉત્તમમા ગણાય, પણ જેમને હૈયે જૈનપણું

વસ્યું હોય તે બધા! સાચા જૈનો માત્ર ત્યાગી જ હોય એવો કોઈ નિયમ નથી. સાચા જૈનોને પણ અવિરતિનો ઘોર ઉદય હોય એવું પણ બને. સાચા જૈનોને પણ અવિરતિનો ઉદય જોરદાર હોય એવું બની શકે; એથી એમના કષાય જોરદાર લાગે તેવા હોય અને એમની વિષયાસક્તિ ભારે લાગે તેવી હોય, એવું પણ બની શકે; એને લઈને, એમનું દેખીતું વર્તન કદાચ ચઢિયાતી કોટિના વિમધ્યમનેય ન છાજે એવું હોય, એવું પણ બને; પણ એમના હૈયામાં એમના એ અધર્મની વેદના ભારે હોય જ્યારે જ્યારે એ એકાન્તમાં બેસે અને પોતાની દશાનું અવલોકન કરે, ત્યારે ત્યારે એ બહુ ચિન્તા કરે. 'હું કેટલો અધો પામર છું કે—નથી હું મારા વિષયરાગને કાબૂમાં રાખી શકતો અને નથી હું મારા કષાયોને કાબૂમાં રાખી શકતો.'—એમ એને થાય; અને, 'ક્યારે હું આ પાપથી છૂટીશ'—એમ પણ એને થાય. જેટલું દાન એ કરી શકે નહિ, તેને માટે એને થયા કરે કે—'હું કેવો લોભી મુઓ છું?' પોતાના દુર્ગુણો તરફ એ આંખ આડા કાન કરવા જેવું કરે નહિ. એને શક્તિ જેટલો ધર્મ કરવાનું મન હોય એમ નહિ, પણ શક્ય હોય તો ધર્મ સિવાય કાંઈ જ કરવું નથી, એવું એના મનમાં હોય. આવું જેના હૈયે હોય નહિ, તે વસ્તુતઃ ઉત્તમમાં ગણાય નહિ

## તમારા અધર્મ તરફ તમારૂં વર્તન આંખ આડા કાન કરવા જેવું કેમ છે?

તમારી સ્થિતિ જો આવી હોય, તો તમે કહી શકો છો કે—'અશક્ત છીએ એટલે કરીએ શું?' પણ તમે તપાસો કે તમારું ચાલતું હોય તો તમારે ધર્મ સિવાય કાંઈ કરવું નથી, એવું તમારા મનમાં છે ખરૂં? તમારો વિષયનો રાગ અને કષાયનો ભાવ ખરેખર તમને ખટક્યા કરે છે? એનાથી ક્યારે છૂટાય, એમ પણ તમને થયા કરે છે? એવા તો કોઈક ને? ઘણા તો એવા છે કે—જેઓ પોતાના

દુર્ગુણ તરફ, પોતાના અધર્મ તરફ આંખ આડા કાન કરીને જીવે છે. એમ કર્યા વિના ચાલે નહિ, એવું માનતા હોય એવા પણ ઘણા હોય છે આંખ આડા કાન ક્યાંય કરાય નહિ એવું નથી. અવસરે આખ આડા કાન જરૂર કરાય, પણ તે પોતાના દુર્ગુણો તરફ નહિ! પોતાના અધર્મ તરફ નહિ! આંખ આડા કાન જેવું કરવું પડે તોય તે બીજાના અધર્મ તરફ; અને તેય, એ નિર્લજ્જ બને નહિ, નિમર્યાદ બને નહિ, નફ્ફટ બને નહિ અને હિતશિક્ષાને અયોગ્ય બની જવા પામે નહિ, એ વગેરે માટે! અવસરે સુધારવાને માટે મોટાઓએ જોયું ન જોયુંય કરવું પડે છોકરાને બીડી પીતો જોઈને સમજુ બાપ જાણે જોયું નથી એમ વર્તે, પણ તેમા એનો હેતુ એ હોય કે–મર્યાદા જળવાય અને અવસરે સુધારી શકાય! એમ, અમારેય તમારી ઘણી બાબતોમાં આંખ આડા કાન કરવા જેવું કરવું પડે છે. અમે તમારૂં જેટલું જાણીએ, તે તમને કહી દઈએ? ઉપદેશમાં સમષ્ટિગત કહેવાય, પણ વ્યક્તિગત કહેવા માટે તો ઘણું જોવું પડે તમે શક્તિ મુજબ પણ દાન, શીલ, તપ ને ભાવ નથી કરતા, છતાં પણ અમે તમને વ્યક્તિગત આ વાત કહીએ છીએ ખરા? અને, અમે એમ તમને વ્યક્તિગત કહેતા નથી, એટલે તમે એમ માનો છો કે–તમે જે કાંઈ દાનાદિ નથી કરતા, તે તમે દાનાદિ કરવાને માટે અશક્ત છો માટે નથી કરતા, એવું અમે માની લીધું છે, માટે નથી કહેતા? તમે જો આવું કાંઈ માની લીધું હોય, તો તે ખોટું છે.

**અશક્ત છો માટે જ નથી કરતા એવું નથી**

તમે જે કાંઈ દાન કરતા નથી, તે એ દાન કરવાને તમે અશક્ત છો માટે જ તમે એ દાન કરતા નથી? જેટલું શીલ તમે પાળતા નથી, તેટલું શીલ પાળવાને તમે અશક્ત છો માટે જ તમે એટલું શીલ પાળતા નથી? જે જે તપ તમે કરતા નથી, તે તે તપ કરવાને તમે અશક્ત છો માટે જ તમે તે તે તપ કરતા નથી? અને,

તમે જે જે સુન્દર ભાવનાઓના ભાવથી તમારા આત્માને ભાવિત બનાવવાનો ઉદ્યમ કરતા નથી, તે તમે ભાવનાના સ્વરૂપને સમજી શક્યા નથી અગર તમે સમજી શકતા નથી માટે તમે તમારા આત્માને તે તે સુન્દર ભાવથી ભાવિત બનાવતા નથી? આવું તમે તમારા હૈયા ઉપર હાથ મૂકીને કહી શકો તેમ છો? શક્તિ મુજબ દાન કર્યા વિના રહેવું નથી, એવું તમારા મનમા છે? શક્તિ મુજબ શીલ પાળ્યા વિના રહેવું નથી, એવું તમારા મનમાં છે? શક્તિ મુજબ તપ કર્યા વિના રહેવું નથી, એવુ તમારા મનમા છે? અને, જ્યારે જ્યારે તક મળી જાય, ત્યારે ત્યારે સમજ મુજબ પણ આપણે આપણા આત્માને સુન્દર ભાવથી ભાવિત કર્યા વિના રહેવું નથી, આવુ તમારા મનમા છે ખરૂ? દાનાદિ ધર્મ શક્તિ મુજબ કરવાની વાત, માત્ર ઉપદેશ રૂપે અને તેય સમષ્ટિગત રૂપે કહેવાની હોય, ત્યારેય કેટલાક આગળ બેસનારા પણ મનમાં એમ વિચારે છે કે—'મહારાજ તો કહે. મહારાજ કહે તેમ કરવા માડીએ, તો ઘર પણ ઉડી જાય અને પેઢી પણ ઉડી જાય' કોઈ કોઈ તો વળી મોઢેય કહે કે—'આપની વાત જુદી ને અમારી વાત જુદી! એ તો સંસારમાં જે બેઠા હોય તે જાણે!' કારણ કે—એક માત્ર ધર્મ જ આચરવો છે, એવુ મનમાં ઉગ્યુ નથી, અને, એનું કારણ એ છે કે—હૈયામાં જેવો પલટો આવવો જોઈએ તેવો પલટો આવ્યો નથી

**આટલો આશય તો જોઈએ :**

**સ૦** પણ હવે સુધરવું છે.

સુધરવાનું મન થયુ છે એય સારી નિશાની છે. આ બધી વાત એ માટે જ ચાલી રહી છે હૈયુ પલટવાની વાતેય એ માટે છે. તમે દાનાદિમાં કાંઈ જ કરતા નથી, એમ કહેવાય એવું નથી; તમે દાનાદિ કરો છો, પણ એનું ફળ જે બેસવું જોઈએ તે બેસતું નથી. મોક્ષનો આશય જો આવી જવા પામે, તો થોડા પણ દાનાદિ ઘણું ફળ આપ્યા વગર રહે નહિ. પૂરી શાન્તિ ને પૂરી સ્થિરતા

આત્માને મોક્ષ સિવાય ક્યાંય મળે તેમ નથી. સંસાર, એ વસ્તુતઃ આત્માનું સ્થાન જ નથી. સંસારમાં તો આત્માને ભટક્યા જ કરવાનું હોય. એટલે, મનમાં સંસાર જોઈએ જ નહિ—એમ થવું જોઈએ અને મોક્ષ જોઈએ છે તો રત્નત્રયીની આરાધના સિવાય મોક્ષ પામવાનો કોઈ ઉપાય નથી એમ થવું જોઈએ. કરવાની વાત પછી છે, વર્તનની વાત પછી છે, પણ આવો આશય પહેલાં પેદા કરવો છે. જે કાંઈ સારૂં થોડું પણ થાય, તે મોક્ષને માટે જ કરવાનું મન હોવું જોઈએ. પ્રણિધાન આવ્યા પછી પ્રવૃત્તિ તો આવવાની જ, પણ પ્રણિધાન આવતાં પહેલાંય દાનાદિ જે કરવા તે પ્રણિધાનને પેદા કરવાને માટે કરવાં! આવો પણ આશય જો ન હોય, તો જેટલી સારી પણ ક્રિયા, તે સંમૂર્ચ્છિમ ક્રિયા છે અથવા તો વિપરીત આશયવાળી ક્રિયા છે, કે જેનું ફળ સંસારને વધારનારૂં હોય.

**ધર્મદાતા સાધુ મહારાજની પાસે જઇને તમે 'આપ આપવાનું કહેશો તો આપીશ.' એવું કહ્યું છે ખરૂં ?**

આટલું સમજીને અને હૈયાને આટલું પણ પલટાવીને તમે જે થોડી પણ ધર્મક્રિયા કરો, તો એ લેખે લાગી જાય. તમે જે દાન કરો, તે દાનની રુચિ પેદા કરવાને માટે કરો, તમે જે શીલ પાળો તે શીલની રુચિ પેદા કરવાને માટે પાળો, તમે જે કાંઈ તપ આદરો તે તપની રુચિ પેદા કરવાને માટે આચરો, અને, તમે તમારો આત્મ સુન્દર ભાવથી સદા ભાવિત બન્યો રહે એ હેતુથી, અનિત્યાદિ બાર અને મૈત્રી આદિ ચાર ભાવનાઓ ભાવવાનો અભ્યાસ કર્યા કરો! તમે નક્કી કરો કે—આમ કરતે કરતે પણ આપણે દાનધર્મ પામવો છે, શીલધર્મ પામવો છે, તપોધર્મ પામવો છે અને ભાવધર્મ પણ પામવો છે! 'મારે દાનધર્મ પામવો છે, માટે મારે મારી વગર ઇચ્છાએ પણ યોગ્ય સ્થાને દાન કરવું છે અને એ માટે મારે સદ્‌ગુરુનું આલમ્બન લેવું છે.'—એવો વિચારેય તમને આવ્યો છે? કોઈ પણ સાધુ મહા-

રાજની પાસે જઈને તમે એવું કહ્યું છે ખરું કે–'મારે દાનધર્મ પામવો છે! એ માટે આપને યોગ્ય લાગે તેવી જગ્યાએ આપ મને દાન કરવાનું બતાવજો! દાન કરવાની મારી શક્તિ આટલી તો છે જ, પણ દાન કરવાનો ઉલ્લાસ આવતો નથી. મારામાં દાનરુચિ પ્રગટે અને દાનધર્મને હું પામું એ માટે આપ મને સ્થાન બતાવજો! આપના કહેવાથી આપ કહેશો તેટલું દાન હું આપીશ અને આપ્યા પછી આનન્દ માણીશ!' સાધુનો ખરો ભકત તો તે કહેવાય, કે જે પોતાના ધર્મદાતા સાધુને પોતાની પાસે જે કાંઈ પણ હોય તે બધું કહે, કેમ કે–'મારા પરિણામ બગડે નહિ અને પરિણામ સુધરે એનું લક્ષ્ય રાખીને મારી બધી વસ્તુને સારે ઠેકાણે લગાડાવે એવા આ છે.'–એમ એ માનતો હોય એ તો કહે કે–'હું નથી કરતો એટલે અશક્ત છું એમ આપ માનશો કરશો નહિ મારો કર્મોદય એવો છે કે–હજુ મને દાનની રુચિ પેદા થતી નથી, પણ એ રુચિ પેદા કરવાનું મને મન નથી એવું નથી. આપ જ્યારે ઠીક લાગે ત્યારે જેટલું ઠીક લાગે તેટલું કરવાનું મને જરૂર કહેજો! આપ કહેશો અને મારું મન નહિ હોય તો મન વગર પણ હું આપ જે કહેશો તે કરીશ! હું આપનું કહેલું મન વગર પણ કરીશ અને એ કર્યા પછી મનને હું બગડવા નહિ દઉં, એની ખાતરી રાખજો! કારણ કે–એમ કરતે કરતે જ મારો જે દાનાન્તરાયનો ઉદય છે તે તૂટશે, એમ મને લાગે છે'

### તમે કહી જાવ એટલે અમે કહેવા માંડીએ નહિ :

દાનાન્તરાયને તોડવાને માટે, દાનને યોગ્ય સ્થળે, મન વગર પણ દાન કરવાનો નિષેધ નથી. અને, આમ તો તમે મન વગર દેવાને માટેય આ કાળમાં બહુ ટેવાયેલા છો. પેઢી ઉપર અમુક ટીપો એવી પણ આવે છે, કે જેમાં વેપારીઓ ટપોટપ અને તે પણ પોતાની પેઢીના નામને છાજતી રીતિએ ટીપ માંડી આપે છે.

એ બધાને આપવાનું મન છે માટે આપે છે એવું નથી, પણ મનમાં એવું છે કે-ન ભર્યા તો ઉઠી જતાં વાર નહિ લાગે. એમ જે આપે છે, તેમનો દાનાન્તરાય તુટ્યો છે, એમ ? મનમાં બળતરા હોય, ગુસ્સો હોય, છતા ઉપરથી પ્રસન્નતા દેખાડે ને આપે. ત્યાંની જેમ તમે અહીં પણ કરવા માંડો તો ? અને, તેમા તમારો હેતુ દાનાન્તરાયને તોડવાનો હોય તો ?

સ૦ આપ કહો તો આપે.

અમે નથી કહેતા તે પણ સમજીને નથી કહેતા તમે અમારા કહેવાથી પણ યોગ્ય સ્થાને દાન કરો એ અમને ગમતું નથી માટે અમે તમને કહેતા નથી એવું નથી; પણ, કહેવા માંડવાથી પરિણામ સારૂં આવશે એમ લાગતુ નથી અને પરિણામ વિપરીત આવશે એમ સાથે લાગે છે, માટે અમે કહેતા નથી. તમે આવાને કહી પણ ગયા હો, તો પણ તમને કહેવુ કે નહિ. કહેવું હોય તો તે કેવા પ્રકારે કહેવું અને કેટલુ કહેવુ, એનો અમે બહુ બહુ વિચાર કરીએ તમે આવાને કહી જાવ. એટલે અમે તમને કહેવા માડીએ, એવું માનતા નહિ. કહેના પહેલા તો તમને બહુ ચકાસવા પડે પછી તમે નફ્ફટ બની જાવ નહિ, એય જોવું પડે. શાળામા કેટલાક છોકરા એવા આવતા હોય છે કે-એ ન ભણે, ન ભણવા દે અને તોફાન કરે, તોય શિક્ષક એમને કહે નહિ, કેમ કે-શિક્ષક સમજતા હોય છે કે-નહિ કહેવામાં જે નુકસાન છે, તેના કરતા વધારે નુકસાન કહેવામાં છે ! તેમ અહીં પણ સમજવાનું. સાધુનુ વચન પણ અવગણાય-એવી છાપ પડે તો તે ઓછું નુકસાન નથી. કાંઈક કામ તો કહો; કાંઈક કામ તો બતાવો, એવું તમે સદા કહેતા રહો, એવી રીતિએ તમને માર્ગે ચઢાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**બીજુ ઘણું ખર્ચો છો, પણ ધર્મ માટે ધર્મમાં કેટલું ખર્ચો છો ?**

અહીં વાત એ છે કે-તમને પોતાને એમ લાગવું જોઇએ કે,

આપણે આપણી શક્તિ મુજબ દાનધર્મને આચરવાને માટે દાન કરતા નથી. તમારી પાસે જેટલું ધન છે અને જેટલું ધન તમારી પાસે આવે છે, તેમાંથી તમને જાત માટે જે જે કરવા જેવું લાગે તે તે કરવાનું મન થાય છે, કુટુમ્બ માટે જે જે કરવા જેવું લાગે તે તે કરવાનું મન થાય છે; જશ માટે જે જે કરવા જેવું લાગે તે તે કરવાનું મન થાય છે, પણ, આત્મા માટે જે જે કરવા જેવું છે તે કરવાનું મન થાય છે? વ્યવહાર આદિ તરફ નજર રાખીને થોડું થોડું ધર્મનુ કામ કરવાનું મન હજુય થાય, પણ કેવળ આત્માના કલ્યાણને માટે જ ધર્મ કરવાનુ મન થાય ખરૂં? પોતાની શક્તિ મુજબ પોતે ધર્મ કરતો નથી, એની ચિન્તા કેટલાને? એનુ દુ ખેય કેટલાને? આ બધા ઓછુ ખાય છે? ઓછું પીએ છે? ઓછું પહેરે–ઓઢે છે? અને, આ બધા જ્યાં જાય ત્યાં વ્યાપારમાં અને વ્યવહારમાં બરાબર કરે છે ને? શક્તિની ઉપરવટ થઈનેય કરનારા છે ને? એવું એ ધર્મમાં પણ કરતા હોય છે, એમ તમે કહી શકો એવું છે? આજે તો લાચમાય આપવા પડે છે એમ કહે છે ને? કામ કરાવવા ખીસ્સાં ભરવા પડે છે એવીય ફરિયાદ છે ને? તો, આટલો બધો બીજે–ત્રીજે ખર્ચો કરનારો, ધર્મ માટે ધર્મમા કેટલું ખર્ચે છે? આટલો બધો બીજે ખર્ચ કરનારને, છેવટ રાતના સૂતી વખતેય એટલો વિચાર પણ આવે છે ખરો કે–આટલો બધો ખર્ચો હુ આમ કરૂં છું, તો આત્માના કલ્યાણને માટે ધર્મમાં હું કેમ મારે કરવા જોગું કરતો નથી?

## દાન, શીલ, તપ અને ભાવની આડે આવનારી વસ્તુઓ બહુ ભૂંડી લાગે છે?

આ તો તમને, દાનના ભાવે દાન કરવાનું મન કેટલું છે, એ તમે વિચારી શકો એ માટે વાત છે તમને શીલના ભાવે શીલ પાળવાનું મન કેટલું છે, તપના ભાવે તપ કરવાનું મન કેટલું છે

અને જ્યારે જ્યારે તમે નવરા પડો ત્યારે ત્યારે તો ખાસ તમને અનિત્યાદિ બાર અને મૈત્રી આદિ ચાર ભાવનાઓમાંની ભાવના ભાવવાનું મન કેટલું થાય છે, એનો કયાસ કાઢવાનું તમને જ સૂઝે, એ માટે આ બધી વાત છે. તમે અમુક દાન કરતા હો તો જ ઉત્તમ ગણાઓ, તમે અમુક શીલ પાળતા હો તો જ ઉત્તમ ગણાઓ અગર તમે અમુક તપ કરતા હો તો જ ઉત્તમ ગણાઓ એવું નથી; પણ, આ વાત તમને એટલા માટે કહેવાય છે કે-તમને તમારું અત્યારનું વર્તન જોઈને, તમને ઉત્તમ બનવાનું જે મન થયું હોય તે ભાગી પડે નહિ! બાકી કરવા જેવું તો એ જ દાનાદિ વગેરે છે, પણ એ દાનાદિ કરવાનું કહેતાં પહેલાં તમારા હૈયામાં પલટો પેદા કરવાનો પ્રયત્ન ચાલે છે. એટલે જ, દાનાદિ કરાવવાની વાત પછીની છે એમ કહેવાય છે. અત્યારે તમારાથી ઝાઝો ધર્મ થાય તેમ નથી, એમ તમને લાગતું હોય તોપણ તમારે એ વિચારને આગળ કરવાની જરૂર નથી; એથી મુંઝાઈ જવાની પણ જરૂર નથી; પણ 'થઈ શકે તેમ હોય તો એક માત્ર ધર્મ જ કરવા જેવો છે અને બીજું કાંઈ જ કરવા જેવું નથી'-એવું તમારા અન્તઃકરણમાં ઉગ્યું છે ખરું? દાનની આડે લક્ષ્મીનો લોભ આવે છે, શીલની આડે ભોગનો રાગ આવે છે, તપની આડે ખાવા-પીવાનો શોખ વગેરે આવે છે અને ભાવની આડે વિષય-કષાયનો આવેશ આવે છે, આવો અનુભવ તમે કર્યો છે? તમને આવો અનુભવ નથી એમ નહિ કહેવાય, પણ તમને તમારો આવો અનુભવ ખ્યાલમાં આવ્યો છે કે નહિ? અત્યારે તમે એ બધી આડે આવનારી વસ્તુઓની સામે ઝાઝું બળ બતાવી શકો એમ નથી, એમ પણ ખરું ને? આવું દેખાય છે માટે હમણાં દાનાદિ કરવાની બહુ વાત કરતો નથી, પણ દાનાદિની આડે આવનારી એ વસ્તુઓ તમને બહુ ભૂંડી લાગે છે અને ક્યારે એનાથી છૂટાય એમ તમને થયા જ કરે છે, એવું જો તમે પ્રમાણિકપણે કહી શકો, તોય તે હાલ ઘણું છે.

### વર્તન ન હોય તેથી જ ખોટા કહેવાય નહિ :

આવું તમે પ્રમાણિકપણે કહેતા હો, 'તો પણ 'તમે ખોટું' કહો છો, કરવાનું જેને મન છે તે કર્યા વિના રહે જ નહિ; છોડવા જેવું જે લાગ્યુ તેને છોડે નહિ તો છોડવા જેવું લાગ્યું એ વાત ખોટી જ છે.'–આવું કાંઇ માની અગર કહી શકાય નહિ તમે પ્રમાણિકપણે એમ કહો કે–' અમે નહિ કરવા જેવું કરીએ છીએ ઘણું ઘણું અને કરવા જેવું નામ માત્રનુ ગણાય એટલું પણ કરીએ છીએ કે નહિ એની અમને ચિન્તા છે; પણ, મનમાં એ વાત બેસી ગઇ છે કે–ભગવાને કહેલો ધર્મ જ માત્ર કરવા યોગ્ય છે, કારણ કે–એ સિવાય આત્માનુ વાસ્તવિક કોટિનું કલ્યાણ થાય તેમ છે જ નહિ, જ્યારે જ્યારે વિચારીએ છીએ, ત્યારે ત્યારે એમ થાય છે કે–આપણે કરીએ છીએ એમાંનું કોઈ જ સંસારનું કામ કરવા જેવું નથી અને શક્તિ હોય તો ભગવાને કહેલો ધર્મ જ એક માત્ર કરવા યોગ્ય છે, આટલું મનમાં છે, પણ હજુ વિષયાસક્તિ એવી જોરદાર છે અને ક્રોધાધિકષાયો પણ એવા જોરદાર છે કે–જો આપ વર્તનમાં હમણા ધર્મ લાવવાનું કહેતા હો, તો તે મુસ્કેલ છે !' આવું તમે પ્રમાણિકપણે કહો, તો કર્મની અસરને સમજનારો કોઈ પણ ડાહ્યો માણસ, તમને ખોટા કહેવાને કદી પણ તૈયાર થાય નહિ ! ભગવાને ચોથું ગુણઠાણું સમ્યગ્દષ્ટિ એવા પણ અવિરત આત્માઓને માટે સ્વતન્ત્ર રાખ્યું છે એ ગુણઠાણું એવું કે–સમ્યગ્દર્શન અવશ્ય હોય અને તેમ છતાં પણ ખરેખર વિરતિવાળું ગણાય એવું વર્તન લેશ પણ ન હોય. એટલે 'જેનામાં વિરતિનો છાંટોય હોય નહિ, તે સમ્યગ્દષ્ટિ હોય જ નહિ '–આવું કોઇ પણ સમજુથી બોલી શકાય નહિ

### હૈયે સૌથી ઉંચું સ્થાન ધર્મનું જોઈએ

આથી જ, તમારા હૈયાના ભાવની વાતને પ્રધાન બનાવી છે.

તમે હૃદયથી એમ કહી શકશો ખરા કે–ધર્મ ઊંડે ઊંડે પણ ખરેખર જેટલો ગમે છે, તેટલું સંસારનું બીજું કશું ગમતું નથી ? હજુ એકલો ધર્મ થઈ શકે તેમ નથી તમારાથી, માટે જ તમારે બીજું ત્રાજું કરવું પડતું હોય અને તે તમે કરતા પણ હો, પણ તમારા મનમાં એવું વસેલું છે ખરૂં કે–'જો શક્તિ હોય તો મારે ધર્મ સિવાય કાંઇ જ કરવું નથી ?' અને એથો, 'જેટલી જેટલી શક્તિ જણાય, તેટલો તેટલો ધર્મ કર્યા વિના મારે રહેવું નથી '–આવું તમારા મનમા ઉગેલું છે ખરૂં ? પણ 'મારે મારી શક્તિ મુજબ ધર્મ કરવો જોઈએ અને ધર્મ કરવાને માટે મારે મારી શક્તિ ખીલવતા જવું જોઈએ '–આવું સમજનારા અને આવું સમજીને ધર્મ કરવાની શક્ય મહેનત કર્યા કરનારા, આજે મોટે ભાગે જોવા મળતા નથી. શક્તિ મુજબ ધર્મ કરવાનું મન જેમને નથી, તેઓ સયોગ મુજબ અધર્મ કર્યા વિના રહે નહિ. એવાને હૈયે પણ અધર્મ જ બેઠો હોય. હૈયે ધર્મ કરવાનુ બેઠું હોય અને ઘણો ઘણો અધર્મ આચરતા હોય એવા માનવો જુદા અને ધર્મ થોડો ઘણો કરતો હોવા છતા પણ હૈયેય ધર્મને બદલે અધર્મ બેઠો હોય એવા જુદા ! હૈયેય કેવળ ધર્મ હોય અને આચરણમાંય કેવળ ધર્મ હોય, એવા આત્માઓ તો બહુ વિરલ; પણ, હૈયે સૌથી ઉંચું સ્થાન ધર્મનું હોય અને આચરણમાં શક્તિ મુજબનો ધર્મ હોય, એવા આત્માઓય વિરલ હોય છે શક્તિ મુજબનો ધર્મ આચરવાની મહેનત ચાલુ હોય અને હૈયે 'વાસ્તવિક રીતિએ આરાધવા યોગ્ય એક ધર્મ જ છે. '–એવું હોય, એવા આત્માઓનો ભગવાનના શાસનમા દુકાળ નહિ પણ સુકાળ હોય તમે એમાંના હો તો આનન્દ પામવા જેવું છે અને તેવા તમે ન હો તો હવે પણ તમે એવા બનો એ માટેનો જ આ પ્રયત્ન છે ! તમે વિવેકી બનો તો આ કાંઇ બહુ અઘરૂં કામ નથી.

**હિંસાદિ પાપોને આચરનારા અને ક્રોધાદિ કષાયોને આધીન જેવા બની જનારા પણ શાથી ઉત્તમ ગણાય ?**

તમે તમારા વર્ત્તમાનકાલીન જીવનમાં હિંસાથી સર્વથા પર

નથી, અસત્યવાદથી સર્વથા પર નથી, ચોરીથી સર્વથા પર નથી, વિષયસેવનથી સર્વથા પર નથી અને પરિગ્રહથી પણ તમે મુક્ત બની ગયા છો એવું નથી. આમ છતાં પણ, તમે જો વિવેકી બની જાવ અને આપણે કહી આવ્યા તેવા શુદ્ધ પ્રણિધાનના સ્વામી જો તમે બની જાવ, તો એટલા માત્રથી પણ તમે ઉત્તમ પ્રકૃતિના માનવોની ગણનામાં આવી શકો એવા છો. તમે કહી શકો કે– 'હિંસા વગર અમને ચાલતું નથી, પણ અમે અમારાથી શક્ય રીતિએ હિંસાથી બચવાની બાબતમા બેકાળજીવાળા નથી અને હિંસા માત્રથી ક્યારે વિરામ પમાય એવું અમને અમારા મનમાં વારવાર ઉગ્યા કરે છે એ જ રીતિએ અસત્ય. ચોરી, વિષયસેવન અને પરિગ્રહ વગર અમને ચાલતું નથી, પણ અમે જેમ હિંસાથી બચતા રહેવાની બાબતમા સાવ બેકાળજીવાળા નથી, તેમ અસત્ય બોલવાની બાબતમા, ચોરી કરવાની બાબતમાં, વિષયસેવન કરવાની બાબતમા અને પરિગ્રહનો સંગ કરવાની બાબતમાં પણ જેમ બને તેમ એનાથી બચતા રહેવા તરફ અમે સાવ બેકાળજીવાળા નથી ક્રોધાદિ નહિ કરવાની ઈચ્છા અમને થયા જ કરે છે, છતા અમે એવા નિર્બળ છીએ કે–અમે ક્રોધાદિને આધીન જેવા થઈ ગયા વિના રહેતા નથી. લોભને વશ થવુ એ ઘણું ખરાબ લાગે છે, પણ લોભને આધીન જેવા બની જવાના યોગે નહિ કરવા જેવાં કામ પણ અમારાથી થઈ જાય છે. અમે અમારા આ જીવનમાં. મન, વચન અને કાયાથી કેવળ ભગવાને કહેલો ધર્મ જ આચરી શકીએ તો ઘણુ સારૂ–એવું અમારા મનમાં જરૂર થયા કરે છે, પણ અમે અધર્મ એટલો બધો આચરીએ છીએ કે–અમે જે થોડોક ધર્મ કરીએ છીએ તે ધર્મ અમારા અધર્મ પાસે કાંઈ ગણુનામા આવી શકે તેમ નથી અને જે થોડોકેય ધર્મ અમે આચારીએ છીએ તે અમે અમારી શક્તિ મુજબ તો આચરીએ જ છીએ, એવું પણ અમારાથી કહી શકાય તેમ નથી ! આમ છતાં પણ, અમે જો

થોડો પણ ધર્મ આચરીએ છીએ, તે ધર્મ જતે દહાડે અમને અધર્મથી સર્વથા બચાવનારો નીવડે એ હેતુથી આચરીએ છીએ અને એથી અમને રોજ ચિન્તા થાય છે કે-આપણે હજુ શક્તિ મુજબનો ધર્મ આચરવાને પણ કેમ ઉત્સાહિત બનતા નથી ?' આવું જે કોઈ પ્રમાણિકપણે કહી શકે તેમ હોય, તે હિંસાદિને આચરનારા હોવા છતા પણ અને ક્રોધાદિ કષાયોથી આવર્જિત થતા હોવા છતાં પણ, ઉત્તમ પ્રકૃત્તિના માનવો છે.

## વ્યવહારમાં સમજાય છે ને અહીં નહિ ?

તમારે ઉત્તમ બનવું હોય તો આ કેટલો બધો સહેલો ઉપાય છે ? હૈયું ફરે એટલી જ વાર છે ને ? હૈયું ફરે એટલે મોટું પરિવર્તન એ આવે કે-'આપણે હવે શક્તિ મુજબ ધર્મ આચર્યા વિના રહેવું નથી.' એવું મનમાં ઉગે, કેમ કે-'કરવા લાયક તો ભગવાને કહેલો એક ધર્મ જ છે.' એમ લાગે અને 'બીજુ બધું છોડવા જેવું છે.' એમ લાગે ! તો, એ કહો કે-તમે શક્તિ મુજબ ધર્મ નથી કરતા, એ તમને ડંખે છે ?

**સ૦** શકિત સમજાતી નથી.

ઘરમાં, વ્યવહારનાં કામોમાં શકિત સમજાય છે અને ધર્મના કામમા શકિત સમજાતી નથી ? છોકરીનાં લગન આવ્યા છે, તો આપણે તેને આટલું આટલું તો આપવુ જ પડશે, એવું થાય છે ? આટલું સોનું તો આપવુ પડે, આટલાં કપડાં તો આપવાં પડે એમ થાય છે ? અમુકને નોતરવા પડે, અમુકને જમાડવા પડે, અમુકને અમુક આપવું પડે, એ વગેરે સમજાય છે ? ત્યાં આપણે શક્તિ મુજબ આટલું તો દેવું પડે અને આટલુ તો કરવું પડે એમ થાય છે, તો અહીં એમ થાય છે કે-આપણે છેવટમા છેવટ આટલું દાન તો કરતા જ રહેવું જોઈએ, આટલું શીલ તો પાળ્યા જ કરવું જોઈએ અને આટલો આટલો તપ

કરવાનું પણ ચાલુ રાખવું જોઈએ ? ધર્મનું કામ કરતા કે અધર્મનું કામ કરતા પણ હૈયેથી ધર્મનો ભાવ ખસી જવો જોઈએ નહિ, એવી ચિન્તા રહે છે ? એવું નહિ ને ? કેમ કે-થઈ શકે તો એક માત્ર ધર્મ જ કરવો છે, એવું હજુ હૈયામાં ઉગ્યું નથી. અધર્મ નહિ જ કરવો જોઈએ-એમ લાગવાને બદલે, હજુ તો અમુક અમુક અધર્મ તો કરવો જ જોઈએ, એવું મનમાં બેઠેલું છે ને ? એ કાઢવું પડશે એ માટે તમે ઉત્તમ પ્રકૃતિનો જીવ કેવો હોય એ સમજો અને ઉત્તમતા પામવા માટે કેવો આશય જોઈએ એ સમજો.

## રત્નત્રયીની આરાધનાને પામવાનું મન ખરું ?

પ્રણિધાન નામનો આશય આવશે, તો જ ઉત્તમતાને પામી શકાશે. એ આશય હૈયે પ્રગટશે, તો જ રત્નત્રયીને અને રત્નત્રયીની સાચી આરાધનાને પામી શકાશે. તમને રત્નત્રયીની આરાધનાને પામવાનું મન ખરું ? રત્નત્રયીની આરાધના કરવાની વાત પછીથી, પણ રત્નત્રયીની આરાધનાને પામવાનું મન તો ખરું ને ? કેમ કે-મોક્ષ જોઈએ છે! આવું મનમાં ખરેખર હોય, તો તમે કહી શકો કે-'આમ તો અમે પાપમાં બેઠેલા છીએ અને પાપ અમે ઘણું આચરીએ છીએ, એમ અમને લાગ્યા કરે છે. અમને થયા કરે છે કે-સંસારમાં આપણે ઘણા ખૂંપી ગયા છીએ. સંસારમા બેઠા તો છીએ, પણ સંસારથી એકદમ ભાગી છૂટવાનું મન અમને થઇ ગયું છે એવું પણ નથી. અમે જોઇએ છીએ કે-અમારા લોભાદિ કષાયો ખસતા નથી અને વિષયો તરફની અમારી ખેંચ જતી નથી. એથી, અમારે હાથે ભૂંડાં કામ પણ થઈ જાય છે, એય કબૂલ્યા વિના ચાલે એવું નથી. આમ છતાં પણ, દિવસમાં ઘણી વાર સંસાર ભૂંડો છે એ યાદ આવી જાય છે અને જ્યારે જ્યારે કોઈ અમને સંસાર ભૂંડો છે એવી વાત યાદ કરાવે છે, ત્યારે ત્યારે

એ યાદ કરાવનાર ઉપકારી લાગે છે. અમે જ્યારે જ્યારે અમારી જાત સામે જોઇએ છીએ અને સંસારનું સ્વરૂપ વિચારીએ છીએ, ત્યારે ત્યારે અમને એમ લાગ્યા વિના રહેતું નથી કે–સંસાર તો બહુ જ ભૂંડો ! ગમે તેવા સુખમાં પણ સંસાર ભૂંડો જ છે, એમ અમને લાગે છે અને થાય છે કે–આ સંસારનું સુખ પણ દુઃખ રૂપ છે ! સંસારનું સુખ પાપ વિના મેળવાય નહિ, પાપ વિના રખાય નહિ, પાપ વિના એને ભોગવવાનું મન થાય નહિ, માટે અમને સંસારનુ સુખ પાપ રૂપ લાગે છે. એટલે, અમને સંસારમાં ગમે તેટલું સુખ મળે તો પણ સંસારમાં ખરેખર ફાવતું આવતું નથી. તેથી અમને એમ થયા કરે છે કે–આ સ્થિતિમાં પણ આપણે જે કાંઈ પણ ધર્મ આચરી શકીએ, તે આપણે આપણા મોક્ષને માટે આચરવો છે. અમારો યત્કિંચિત્ પણ ધર્મ અમારે માટે પરંપરાએ મોક્ષનું કારણ બને, એવી ઇચ્છા અમને રહ્યા કરે છે, એટલે અમને એમ થયા કરે છે કે–અમને અમારો આટલો ધર્મ પણ સરવાળે જો રત્નત્રયીની આરાધનાને પમાડનારો નીવડે તો એથી અમારૂં કલ્યાણ થઈ જાય !' જેમના મનમાં ઊંડે ઊંડે પણ આ ભાવ હોય, તે ઉત્તમ આત્માઓની કક્ષામાં ગણાય.

**જે કરવું ગમતું હોય તે કરી શકાય નહિ અને જે અણગમતું હોય તે કરવું પડે :**

આવા આત્માઓને માટે, એ અવિરત સમ્યગ્દષ્ટિ હોય તોપણ, '**मोक्षाय एव यतते स उत्तम** ।' એ વાત લાગુ થઈ શકે છે.

**સ૦** આ વાત તો માત્ર ભગવાનના સાધુઓને જ લાગુ પડે ને ?

આ વાત સમ્યગ્દષ્ટિ શ્રાવકોને પણ લાગુ પડી શકે. સમ્યગ્દષ્ટિ શ્રાવક પાપ ન જ આચરતો હોય એમ તો કહેવાય નહિ, પણ પાપ કરતા કરતાં પણ એને થાય કે–' મને આ સંસાર વળગ્યો છે અને સંસારને હું છોડી શકતો નથી માટે મારે પાપ કરવું પડે

છે. મારે સંસાર છે, માટે મારે પાપ છે. સંસાર છૂટયા વિના પાપ છૂટે નહિ, એટલે હું જે કાંઈ પણ સારૂં કરી શકું તે એ માટે કરૂં કે-એથી મારો સંસાર છૂટે.' સમ્યગ્દષ્ટિને પાપ કરતાં પણ પાપથી છૂટવાની ભાવના હોય અને પાપથી છૂટાય એ માટે સંસારથી છૂટવાની ભાવના હોય.

**સ૦** પાપ કરવું ગમે નહિ ને પાપ કરે ?

જેને જે કરવું ગમે તે તે કરી જ શકે અને જેને જે કરવું ગમે નહિ તે એને કરવું ન જ પડે, એ વાતમાં તમે તમારો દુન્યવી અનુભવ વિચારશો, તો પણ તમને લાગશે કે-આપણને જે જે કાંઈ કરવું ગમતું હોય તેમાંનુ ઘણુ આપણે ન કરી શકીએ એવું પણ બને છે અને આપણને જે જે કરવું ગમતું ન હોય એમાંનું ઘણું આપણે કરવું પડે એવું પણ બને છે. ત્યાં જેમ સયોગ, લાચારી એ વગેરે વિચારો છો, તેમ અહીં પણ કર્મની તેવા પ્રકારની પરવશતા છે એમ વિચારો। ક્ષયોપશમ સુન્દર હોય તો પાપ કરવું એ ગમે નહિ અને પાપથી છૂટવાનું મન થયા કરે, પણ તે સાથે કોઈ તેવા પ્રકારના કર્મનો ઉદય હોય તો એ ઉદય પાપ કરવાનું મન કરાવે એવુંય બને! પાપ કરાવે એવુય બને! અને, પાપ કર્યા વિના ચેન પડવા દે નહિ એવું પણ બને। એવા વખતે સમજુ જીવનો મોક્ષનો અભિલાષ પ્રબળ બને એવું પણ બને, કેમ કે-એને એવા પાપકર્મ ઉપર ગુસ્સો આવે અને એથી એને એમ થાય કે-'ક્યારે હુ એવો પુરુપાર્થ કરી શકુ કે જેથી હું આ કર્મના બન્ધનથી સર્વથા મુક્ત બની જાઉ।' નોકરી કરતાં કંટાળેલાને એમ થાય ને કે-'ક્યારે નસીબ યારી આપે અને ક્યારે હું શેઠ બનું, કે જેથી આ ગુલામીમાંથી છૂટું।' એ રીતિએ કર્મને વશ સમ્યગ્દષ્ટિને પાપ કરવું પડે ને એ કરે એવું પણ બને ઘણાને નથી મરવું હોતું છતાં મરવું પડે છે? માદા નથી પડવું હોતું છતાં માંદા પડવું પડે છે? પથારીમાં તો ઠીક પણ રસ્તે ચાલતાય ઝાડા-પેશાબ

થઈ જાય એવું બને છે? હા, તો ઝાડા–પેશાબ કરવા હોય માટે એ કરે છે એમ કહેશો? માટે સમજો કે સંસાર એવો ભૂંડો છે કે–એમાં નહિ કરવા જેવું ઘણું ઘણું પણ વગર ઈચ્છાએ કરવું પડે એવું પણ બને.

**પ્રણિધાન આવે તો મોક્ષ માટે એક માત્ર રત્નત્રયીની આરાધના જ કરવા જેવી લાગે અને બીજું બધું તજવા જેવું લાગે:**

તો હવે કહો કે–'ક્યા જવું છે?' મોક્ષમાં જ જવું છે ને? તો, એ માટે નક્કી કરો કે–શક્ય એટલું સારું કરવાની મહેનત કર્યા વિના રહેવું નથી અને જે કાંઈ પણ સારૂ થઈ શકે તે મોક્ષને માટે જ કરવું છે. એમાં મલિનતા આવવા દેવી નથી અને બીજું જે કાંઇ પણ કરવુ પડે તેય એવા ભાવથી કરવું છે કે જેથી એનાથી અને સંસારના સંગથી ઝટ છૂટાય તમને મોક્ષમાર્ગ કયો છે, એ તો સમજાઈ ગયું છે ને? રત્નત્રયી એ જ મોક્ષમાર્ગ એ મોક્ષમાર્ગને પામવાને માટે અને એ મોક્ષમાર્ગનુ સેવન સુન્દર પ્રકારે થઈ શકે એ માટે, ઉત્તમ સાધન પ્રણિધાન આદિ પાંચ આશયો છે. પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ–એ પાચ આશયો છે. મોક્ષમાર્ગને પમાડે એવા! મોક્ષમાર્ગના સુન્દર સેવનને પમાડે એવા! અને એથી, મોક્ષને પણ પમાડે એવા! એ પાંચમા પહેલો અને પ્રધાન આશય પ્રણિધાન નામનો આશય છે. એક પ્રણિધાન આવી જાય, તોય ઘણુ કામ થઈ જાય પ્રણિધાનને જે પામ્યો, તે બીજા આશયોને પામ્યા વિના રહેવાનો નહિ તો હવે કહો કે–આ જીવે ખરેખર મેળવવા લાયક કાંઈ હોય તો તે એક મોક્ષ જ છે. ગમે તેવો સારો પણ સંસાર મેળવવા લાયક તો નથી જ, પણ છોડવા લાયક છે અને એક મોક્ષ જ મેળવવા લાયક છે, માટે આ જીવે આ સંસારમાં મોક્ષને માટે રત્નત્રયીની આરાધનાદિ રૂપ ધર્મ સિવાય

વસ્તુત. કશું જ કરવા લાયક નથી. કોઈ પૂછે કે–'તો તમે અર્થ–કામની પ્રવૃત્તિ કેમ કરો છો ?' ત્યારે કહેવું કે–'અર્થ અને કામની કોઈ પ્રવૃત્તિ કરવા જેવી છે એમ વસ્તુત: લાગતું નથી, પણ મારા કર્મે મારા ઉપર એ લાદી છે માટે મારે એ કરવી પડે છે. બાકી તો, ક્યારે એનાથી છૂટાય એમ થયા કરે છે.' આ પણ પ્રણિધાનનો પ્રકાર છે. 'મારે મોક્ષ જોઈએ છે અને મોક્ષ માટે કરવા લાયક કામ કોઇ હોય તો તે રત્નત્રયીની આરાધના રૂપ જ ધર્મનું કામ છે, માટે ધર્મના કામ સિવાય કોઈ કામ કરવા લાયક નથી.'–આવો મારો નિશ્ચય છે, એટલે અર્થ અને કામ સંબંધી જે કામ હું કરૂં છું તે કર્મે લાદ્યું છે માટે કરૂં છું, આવું મનમાં જોઈએ. તમે તમારા મનને આવું બનાવી દો ! પછી તો, વેપાર કરવાને એ જતો હોય તોય કહે કે–કર્મે બોજ લાદ્યો છે તેથી જાઉં છું. વેપાર કરવા જતાંય ઠસ્સાથી એ વાત કરે નહિ. સંસારને જેમણે પિછાન્યો અને એથી જેમણે સંસારને છોડવાનું અને મોક્ષને મેળવવાનું મન કર્યું; મોક્ષને મેળવવાનું મન કરીને જેમણે મોક્ષના માર્ગને પિછાન્યો અને મોક્ષને મેળવવાની મહેનત આદરી; અને, એમાં જેમને એમ થઈ ગયુ કે–જો મારામાં તેવા પ્રકારનું સામર્થ્ય પ્રગટી જાય, તો જગતના દુ:ખમા રીબાતા અને સુખને માટે ટળવળતા સર્વ જીવોને હુ આ મોક્ષમાર્ગ પમાડી દઉં; એવા જે આત્માઓ, તેઓ એવી ભાવદયાની ઉત્કટતાને લીધે શ્રી તીર્થંકરપણાને પામ્યા. એવા આત્માઓ, વીતરાગ અને સર્વજ્ઞ બનેલા અન્ય આત્માઓમાં પણ ઉત્તમ હોય અને એથી એ કહેવાય ઉત્તમોત્તમ. એવા ઉત્તમોત્તમે બતાવેલો જે ધર્મ, એ જ ખરો ધર્મ. અને એ ધર્મની પ્રવૃત્તિ જ મોક્ષને માટે મારે કરવા લાયક છે; એ સિવાયની કોઈ પ્રવૃત્તિ કરવા લાયક છે નહિ, માટે મારેય બીજી પ્રવૃત્તિ કરવા લાયક છે નહિ !', આવો કર્ત્તવ્યતાનો જે નિશ્ચય, એ ઉત્તમ કોટિનો પ્રણિધાનસ્વરૂપ આશય છે. કર્ત્તવ્યતાનો જે નિશ્ચય, એને પ્રણિધાન કહેવાય છે; અને, ઉત્તમ બનવા માટે એ પ્રણિધાન આશય આવા પ્રકારનો હોવો જોઇએ.

## પૂર્વે ઉપાર્જેલું પાપ મને પાપ કરાવે છે :

આ પ્રણિધાન આમ તો આશય રૂપ છે, પણ આમાંથી એ આશયને અનુરૂપ પુરુષાર્થનો આશય જન્મે. આમાથી પ્રવૃત્તિનો જે આશય જન્મે, તે સાચો પ્રવૃત્તિ આશય છે. આવા પ્રણિધાનવાળાને તમે ભરઉંઘમાંથી ઉઠાડીને પણ પૂછો કે–'કરવા જેવું શું ?' તો, એ એવું કહે કે–'તમે મને કરવા જેવું શું એમ પૂછો છો ? શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલો જે મોક્ષમાર્ગ છે, તેની આરાધના સિવાયનું કાંઈ પણ વસ્તુતઃ કરવા લાયક છે જ નહિ ' એ વખતે તમે એને પૂછો કે–'ત્યારે તમે શું કરો છો ?' તો એ એમ કહે કે–'એ આરાધનાની પ્રવૃત્તિ હજુ મારાથી ઘણી છેટે છે; એ હું અત્યારે કરતો નથી ને તરતમાં એ હું કરી શકું એમ પણ મને લાગતું નથી; અને, એને લીધે જ, હજુ બીજી ત્રીજી પ્રવૃત્તિઓ હુ કર્યા કરૂં છું ! પણ, આ બધું મારી નબળાઈનું જ પ્રતિક છે. હું એવુ પાપ ઉપાર્જીને આવ્યો છું કે–મારે પાપ કરવું પડે છે એ પાપ એવુ છે કે–જે કાંઈ કરવા જેવુ લાગે છે તે હું કરી શકતો નથી અને જે નહિ કરવા જેવું લાગે છે તે હું કર્યા કરૂં છું; એટલું જ નહિ, પણ એ સ્થિતિમાથી છૂટવાનુ મન કર્યા કરૂં છું, ત્યાંય મને મારૂં પૂર્વે ઉપાર્જેલું પાપ આડુ આવ્યા કરે છે અને એ મને આ પાપમાં ને પાપમાં ચોટયો રાખે છે.'

**સ૦** આ તો છેતરવાની વાત છે, એમ બીજાને લાગે નહિ ?

બીજાને ગમે તે લાગે, પણ તમે તમારા હૈયાને પૂછો કે–આવું કહેવામાં હું કશી છેતરપીંડી તો કરતો નથી ને ? આ કાંઈ ચોરે ને ચૌટે કહેવાની વાત નથી; અવસરે કોઈ પૂછે ત્યારે કહેવાની આ વાત છે; બાકી તો, પોતે સમજવાની આ વાત છે. એટલે, એવું પ્રમાણિકપણે કહેનારના હૈયામાં સાચે-સાચ એવો ભાવ ન જ હોઈ શકે, એમ માનતા નહિ.

## ગુલામી કરવી પડે છે ને?

જે કોઈ જે કાંઈ ખરાબ કરે છે, તે ખરાબ કરવું તેને સારું લાગે છે માટે જ તે કરે છે, એવું એકાન્તે માની શકાય નહિ. એવું જો માનશો, તો અવિરતિના ઉદયવાળામાં સમ્યક્ત્વનો અભાવ માનવો પડશે, અને, એ મનાય નહિ! સમ્યક્ત્વ હોવા છતાં પણ અવિરતિનો ભારે ઉદય હોય તો, એ પણ બનવાજોગ વસ્તુ છે. જે લોકોને નોકરી, દલાલી, એ વગેરે ગુલામી છે એમ નથી લાગતું, તેમને આ વાત સમજાવી બહુ મુસ્કેલ છે. તમારે કાંઈ પણ કરતાં બીજાની સામે જોવું પડે, તો એ ગુલામી છે–એમ તમને લાગે છે?

**સ૦** આજની શેઠાઈ તો એવી જ છે.

એટલે કે–આજની શેઠાઈ પણ ગુલામીવાળી છે, એમ ને? એ જો ગુલામીને ગુલામી તરીકે સમજી શકે, તો તો એને થાય કે–'મારે બધે ગુલામી છે.' જ્યાં જ્યાથી એણે કામ કાઢવું હોય, ત્યા ત્યા તેણે સામાનુ મન પણ સાચવવું પડે ને મોઢુ પણ સાચવવું પડે! એનું મન ને મોઢુ સાચવવું પડે અને અવસરે એનું છોકરુંય એને સાચવવું પડે! આ બધું કરવું પડે, તે છતા એ કરવું ગમે ખરું? એ ગુલામીમાથી ક્યારે છૂટાય, એમ ન થાય? ધનના અતિ લોભી અને ધનમા જ સર્વસ્વ માની બેઠેલા મૂઢની વાત જુદી છે; બાકી તો, એવું બધું ખટકે ને? ધનના અતિ લોભી કેવા હોય? જેમ પાળેલુ કૂતરું માલિકને જોઈને પૂછડી હલાવે, તેમ એ પણ જેનાથી પોતાનું કામ થતું હોય તેને જોઈને લળી પડે! જેનાથી પોતાનું કામ થતું હોય એને જોઈને તેમને એવો આનન્દ આવે, કે જેવો આનન્દ એમને ભગવાનને જોતાં પણ આવે નહિ અને સાધુને જોતાં પણ આવે નહિ. આ દુનિયામાં એવા જીવો કેટલા? એવા જીવોને ગુલામી સામાન્યપણે ન ડંખે, પણ અવસરે એમનેય એ ડંખ્યા વગર રહે નહિ મારે તો એ સમજાવવું છે કે–માણસને

મન વગર પણ ગુલામી કરવી પડે એવું બને. એમ, જે આત્માઓ સમ્યગ્દર્શન ગુણને પામ્યા છે પણ પૂર્વે એવું કર્મ ઉપાર્જ્યું છે જેમણે કે જેથી એમને અવિરતિનો ગાઢ ઉદય છે, એ આત્માઓને પાપથી છૂટવું હોય, તે છતાં પણ એમનાથી પાપથી છૂટાતું ન હોય, તો એ નહિ બનવાજોગ વસ્તુ નથી.

## સમજતાંની સાથે બધા તજી શકે ?

આથી તમે પાપના સગમા કેમ બેસી રહ્યા છો એ હું પૂછતો નથી, પણ તમારામા પ્રણિધાનનો આશય પ્રગટ્યો છે કે નહિ એ હું પૂછું છું. તમે તમારી મેળે નક્કી કરી શકો એવું છે કે–'મારામાં પ્રણિધાનનો આશય પ્રગટ્યો છે કે નહિ ?' અને, એ માટે જ, પ્રણિધાનનો આશય જે કોઇ આત્મામાં પ્રગટે, તેના મનમાં શું શુ ઉગે એની વાત ચાલે છે એને લાગે છે કે–આ સંસારથી છૂટવાને માટે ભગવાને કહેલા સમ્યક્ ચારિત્રના આચરણ સિવાયનું કોઈ આચરણ, મારે પણ કરવા યોગ્ય નથી અને બીજા કોઇ જીવે પણ કરવા યોગ્ય નથી આટલો માનસિક નિશ્ચય, એ પ્રણિધાન છે. આ જીવનમા કોઇ જીવે પહેલા કાંઈ પણ સારૂ ન પણ કર્યું હોય, એટલે કે–વિરતિ તરીકે વિરતિ ન પણ કરી હોય, પણ એ સમજી ગયો કે સંસાર ખરેખર કેવો છે, સંસાર કોઈ રીતિએ સેવવા જેવો નથી એમ એને લાગ્યું અને એક મોક્ષ જ મેળવવા જેવો છે એમ પણ એને લાગ્યું, એમાં એને મોક્ષમાર્ગના સ્થાપક ભગવાન ઓળખાઈ ગયા અને એ ભગવાને કહેલો મોક્ષમાર્ગ એને રૂચી ગયો; પછી ખરેખર એને કરવું ગમે શુ ? એનું ચાલે તો એ આચરે શું ? ભગવાને કહેલું સમ્યક્ ચારિત્ર જ ને ? પણ, ભગવાને કહેલો મોક્ષમાર્ગ જેને જેને રૂચે, તે બધાય એ માર્ગ રૂચતાની સાથે જ બીજા બધા જ આચરણને તજી દઈ શકે ખરા ? ન તજી દઈ શકે એવું પણ બને, પણ એનું ભાન એને હોય કે નહિ ? કર્મનું એવું જોર છે કે મારે

પાપ કરવું પડે છે, એમ એને થાય ને ? કર્મના જોર પાસે પોતે હજુ પામર છે એમ એને લાગે ને ? તો કહો કે—સમજ અને રૂચિ શું કામ કરે ?

સ૦ જંપવા દે નહિ !

**સમજણ ઘણી હોય છતાં નસીબ નબળું હોય તો પારકા આધારે જીવવું પડે ને ?**

સૌથી પહેલું મારે આ તમારી પાસેથી જોઈએ છે. એવા પણ દાખલા હોય છે કે—શેઠનું પુણ્ય ફળતું હોય નોકરની આવડતથી ! એવા નોકર હોય છે કે—એ શેઠની શેઠાઈ જાળવી શકે, શેઠની શેઠાઈ વધારી શકે, પણ એ પોતે શેઠાઈ મેળવી શકે નહિ ! અમે એવો એક માણસ જોયો છે કે—જે કોઈ એની સલાહ મુજબ વ્યાપાર કરે તે કમાયા વિના રહે નહિ; પણ, એ પોતે પારકે આધારે જીવતો હોય ઘણા એને પૂછતા કે—'તમે પોતે કેમ કમાવાને જતા નથી ?' ત્યારે એ કહેતો કે—'ભાઈ ! મારૂં નસીબ જ એવું છે. બીજાને સલાહ આપું ત્યારે હુ સાચો પડું છું અને જ્યારે હું જાતે વેપાર કરવાને જાઉં છું ત્યારે હુ ખોટો પડયા વગર રહેતો નથી. તે દહાડે હું રળીને આવવાને બદલે માથે દેવુ લઈને પાછો ફરૂં છુ. આવું ઘણી વાર બન્યા પછી મેં નક્કી કર્યું છે કે—આપણું નસીબ આવું છે, માટે જાતે વેપાર કરવા જવું નહિ, પણ જે કોઈ સલાહ લેવા આવે તેને સલાહ આપવી અને એ જે રળે એમાંથી એ જે કાંઈ પણ આપી જાય તેનાથી નિર્વાહ કરવો' કોઈ કોઈ માણસ એવા હોય છે કે—વાયરો જોઈને, વાદળ જોઈને, કહી દે કે—વરસાદ આવશે. તમે તડકો ભાળતા હો ને એ વરસાદની આગાહી કરે ને એ સાચી પણ પડે. એ જ રીતિએ, આ વર્ષે સુકાળ પડશે કે દુકાળ પડશે એવું કહી શકે એવા માણસો પણ હોય છે. એ શું ? અનુભવ. પણ, એનો લાભ એ પોતે ઉઠાવી શકે નહિ એવુંય બને.

સમજણ ઘણી હોય, પણ નસીબ નબળું હોય એવું બને ને ? એ જ રીતિએ, જીવ પોતે બરાબર સમજી શકતો હોય કે-કરવા લાયક શું અને નહિ કરવા લાયક શું ? છતાં પણ એને કર્મનો ઉદય એવો હોય અને એ કર્મના ઉદયને યોગે એ પામર પણ એવો હોય કે-એ કરવા લાયક કરી શકે નહિ અને નહિ કરવા લાયક કર્યા વિના એને ચાલે નહિ, આવું પણ બને. પણ, જતે દહાડે એ નહિ કરવા લાયકને છોડયા વિના રહેવાનો નહિ અને કરવા લાયકને કર્યા વિના પણ એ રહેવાનો નહિ, કારણ કે-અ દર સમજ સાથે રૂચિ પ્રગટી છે માટે હમણાં તો પ્રણિધાન તમારામા પ્રગટે, એ પહેલું જોઇએ છે તો, સમજ પડી ગઇ કે-સ સાર એ આત્માનું સ્થાન નહિ ? મોક્ષ એ જ આત્માનું વાસ્તવિક સ્થાન ? એ મળે કયારે ? માર્ગે ચાલીએ તો જ એ મળે. તો, એ કયો માર્ગ ? પ્રણિધાન પામી, ચારિત્ર પાળી, કેવળજ્ઞાન ઉપાર્જીને જેમણે મોક્ષમાર્ગ સ્થાપ્યો અને મોક્ષે ગયા, એમણે કહેલા માર્ગે ચાલીએ તો જ મોક્ષે પહોંચાય ને ?

**પ્રણિધાન, પ્રવૃત્તિ, વિધ્નજય, સિદ્ધિ અને વિનિયોગ-એ પાંચ પ્રકારના આશય પ્રગટયા કયારે કહેવાય ?**

હવે તમને કોઇ પૂછશે કે-'જીવે પોતાના પરમ કલ્યાણને માટે કયી પ્રવૃત્તિ કરવી જોઇએ ?' તો તમે એને શું કહેશો ? 'આત્માનુ ખરૂં-પરમ કલ્યાણ મોક્ષ સાધવામાં છે'-એમ કહીને, તમે એને એમ કહેશો ને કે-'એ માટે ભગવાને કહેલા સમ્યક્ ચારિત્રની પ્રવૃત્તિ જ આપણે આચરવા યોગ્ય છે ?' સાચો પ્રણિધાન આશય પેદા થયા પછી જ, સાચો પ્રવૃત્તિ આશય પેદા થાય પ્રવૃત્તિ આશય એટલે પ્રણિધાનને અનુરૂપ જે પ્રવૃત્તિ, એ પ્રવૃત્તિમાં જે મનોભાવ હોવો જોઇએ, તે મનોભાવનું જ્ઞાનિઓએ બતાવ્યા મુજબનું પ્રગટીકરણ ! સમ્યક્ ચારિત્રની પ્રવૃત્તિ અને તે સાથે તેના પરિણામનો યોગ ! સમ્યગ્દર્શનની, સમ્યગ્જ્ઞાનની અગર સમ્યક્ ચારિત્રની જે કોઈ

પણ જ્ઞાનિઓએ કહેલી પ્રવૃત્તિ કરાય, તેમાં જ્ઞાનિઓએ જે પરિણામ હોવો જરૂરી છે એમ કહ્યું છે, તે પરિણામનું આત્મામાં પ્રગટીકરણ, એ ખરો આશય છે. પ્રણિધાન આશય પ્રગટયા વિના, આ પ્રવૃત્તિ આશય પ્રગટી શકે નહિ આ રીતિએ પ્રવૃત્તિના આશય સાથે, પ્રવૃત્તિ કરતાં વિઘ્ન આવે એનો વિચાર આવે એવું પણ બને ને? પ્રવૃત્તિ કરવાને પ્રવૃત્ત થતાં પણ વિઘ્ન આવે એવું બને અને પ્રવૃત્તિ કરતે કરતે પણ વિઘ્ન આવે એવું બને. કોઈક જ જીવ એવો હોય કે જેને એમા વિઘ્ન સર્વથા આવે જ નહિ, બાકી તો, બધાને નાનું કે મોટું વિઘ્ન આવે. એ વિઘ્ન આપણી પ્રવૃત્તિને દૂષિત બનાવી દે નહિ અગર તો એ વિઘ્ન આપણને આપણી પ્રવૃત્તિમાથી પાડી નાખે નહિ, એ માટે વિઘ્નજય નામનો આશય પણ જોઈએ 'વિઘ્ન લાખ આવે, તો પણ આ પ્રવૃત્તિથી હુ ચલિત થાઉં નહિ'–એવો દૃઢ નિર્ધાર હોવો જોઈએ એ વિઘ્નોને ધીરજથી વેઠી લઈને, એ વિઘ્નોને પેદા કરનારા કર્મને હઠાવી દેવાનું સામર્થ્ય કેળવવું જોઈએ. પ્રણિધાનમા વિઘ્ન આવે એવું પણ બને અને પ્રવૃત્તિમાં વિઘ્ન આવે એવું પણ બને માટે, વિઘ્નજય થાય તો સિદ્ધિ મળે. આત્માના ગુણોનું પ્રગટીકરણ એ સિદ્ધિ છે. આત્માના ગુણો જેમ જેમ પ્રગટતા જાય, તેમ તેમ આત્માને એનો અનુભવ પણ થતો જાય. એ ગુણોના પ્રગટીકરણથી આત્મામા આત્માના વાસ્તવિક સુખના અનુભવનો ભાવ પણ પ્રગટે છે એ અનુભવ અને એ અનુભવ પમાડનાર ભાવ પામવાનો આશય, એ સિદ્ધિનો આશય છે આ સિદ્ધિ જેમ જેમ પ્રગટતી જાય છે, તેમ તેમ આત્મામાં સ્વાભાવિક રીતિએ વિનિયોગનો ભાવ પ્રગટે છે. 'જે હું પામ્યો, તે બીજા પણ પામે તો સારું.'–એમ થાય છે. અને એમાથી એવો ભાવેય પ્રગટે કે–'મારી શક્તિ મુજબ જેને જેને હુ આ પમાડી શકું તેમ હોઉં, તેને તેને હું આ પામવાનો માર્ગ પમાડી દઉં' આ વિનિયોગ આશય છે. આ વિનિયોગ અને આ

વિનિયોગનો આશય એ પણ આરાધના છે આમ કરતે કરતે આત્મા વીતરાગપણાને પામી જાય છે. આત્મા વીતરાગપણાને પામી જાય, પછી આશયની આવશ્યકતા રહે છે ખરી ? નહિ ને ?

**કર્મ પ્રણિધાનમાં અન્તરાય કરે એવું પણ હોય અને માત્ર પ્રવૃત્તિમાં અન્તરાય કરે એવું પણ હોય :**

એટલે જ, આપણે પ્રણિધાન આદિ પાચ આશયોને આત્માની ઉન્નતિ પામવાનાં સોપાન તરીકે વિચાર્યા છે. આત્માની ઉન્નતિ સાધવાને માટે સામર્થ્ય યોગ પેદા કરવો જોઈએ; સામર્થ્યયોગને પેદા કરવાને માટે શાસ્ત્રયોગ પેદા કરવો જોઈએ, અને, શાસ્ત્રયોગને લાવવાને માટે ઇચ્છાયોગ પેદા કરવો જોઈએ. સાચો અને પ્રબલ ઇચ્છાયોગ, શુદ્ધ અને સુદૃઢ પ્રણિધાનથી પેદા થાય. પ્રણિધાન પ્રગટ્યા પછી, પ્રવૃત્તિ કરવાનું અથવા પુરુપાર્થ કરવાનુ મન થયા વિના રહે નહિ, કારણ કે-પ્રણિધાનમાં કર્ત્તવ્યતાનો નિશ્ચય છે. કર્ત્તવ્યતાનો નિશ્ચય થાય, પછી એને અમલી બનાવવાનું મન થયા વિના રહે ? મન તો થાય, પણ તે વખતે જો કર્મનો તેવા પ્રકારનો ઉદય વર્તતો હોય, તો 'હું આ કરૂં.'—એવો ઉલ્લાસ ન પ્રગટે એવું પણ બને. તેવા પ્રકારના કર્મના ઉદયને યોગે એવો ઉલ્લાસ ન પણ પ્રગટે, તો પણ કર્ત્તવ્યતાનો નિશ્ચય હોવાથી, મારામાં એવો ઉલ્લાસ કેમ પ્રગટતો નથી, એવી ચિન્તા પેદા થયા વિના રહે નહિ. એટલે, કદાચ તેવા પ્રકારના કર્મના ઉદયે પ્રણિધાનને અનુસરતી પ્રવૃત્તિ ન પણ થઈ શકે, તોય પ્રણિધાનના યોગે આત્માને ઘણો ઘણો લાભ થયા વિના રહે નહિ

**સ૦** કર્મ પ્રણિધાનમાં અન્તરાય પેદા કરે નહિ અને પ્રવૃત્તિમાં અન્તરાય પેદા કરે ?

પ્રણિધાન પેદા થવામાં કર્મ અન્તરાય કરતું નથી એવુ ક્યાંથી લઇ આવ્યા ? પ્રણિધાન પેદા થવામા પણ કર્મ અન્તરાય કરે એ

શક્ય છે. પ્રણિધાન પેદા થવામાં અન્તરાય કરનારૂં કર્મ જુદું અને પ્રણિધાનપૂર્વકની પ્રવૃત્તિ કરવામા અન્તરાય કરનારૂં કર્મ જુદું. આમ તો એ શક્તિ મોહનીય કર્મની છે, પણ દર્શનમોહનીયનો ઉદય સમ્યગ્દર્શનના પ્રગટીકરણમાં અન્તરાય કરનારો હોય છે અને ચારિત્ર-મોહનીય કર્મનો ઉદય સમ્યક્ ચારિત્રના પ્રગટીકરણમાં અન્તરાય કરનારો હોય છે. શુદ્ધ પ્રણિધાન દર્શનમોહનીયના ક્ષયોપશમાદિથી આવે, જ્યારે સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ માટે ચારિત્રમોહનીયનો ક્ષયો-પશમાદિ જોઈએ. આત્મા વિશેષે દર્શનમોહનીયનો સુન્દર ક્ષયોપશમ અને ચારિત્રમોહનીયનો ગાઢ ઉદય—એ બેય સાથે હોય, એવું પણ બની શકે. અવિરત સમ્યગ્દષ્ટિ આત્માઓ એમાંના ગણાય.

**તમે સારા માણસ કહેવાઈ શકો :**

સમ્યક્ ચારિત્રનું પાલન બહુ બહુ ગમતું હોય અને સમ્યક્ ચારિત્રથી વિપરીત એવું જે વર્તન, તે વર્તન કોઇ પણ પ્રકારે કરવા યોગ્ય લાગતું ન હોય પણ એ વર્તન તજવા જેવું જ છે એમ લાગતું હોય, તેમ છતાં પણ સમ્યક્ ચારિત્રના સ્વીકારમાં મીંડા જેવું હોય એવું પણ બને. તમે વિરતિ કરી શકો તો તો ઘણું સારૂં, પણ તમે વિરતિ ન પણ કરી શકતા હો, તોય તમે પ્રણિધાનથી વંચિત ન રહો, એ માટે આ વાત છે. ભગવાને જે કાંઇ પણ તજવા યોગ્ય કહ્યું છે તે બધાને તમે તજી શકતા નથી અને ભગવાને જે કાંઈ પણ કરવા યોગ્ય કહ્યું છે તેને તમે કરી શકતા નથી, તે તમને તમારું કર્મ આડે આવે છે માટે ને ? બાકી તો, ભગવાને જેને જેને તજવા યોગ્ય કહેલ છે તેને તેને તજી દેવાનું જ અને ભગવાને જેને જેને આચરવા યોગ્ય કહેલ છે તેને તેને જ આચરવાનું તમારૂં મન તો ખરૂં ને ? આટલું પણ હોય, તો પણ તમે સારા માણસ છો એમ કહી શકાય એવું છે. આટલા માત્રથી પણ તમે ઉત્તમમાં આવી જઈ શકો. તમારા જેવાને કાંઈ ખરાબ માણસ કહેવાય ? ઘણાએ

તો દૂર દૂરથી પણ અહીં આવે છે ને? અને, આવી ભીડમાં પણ બેસી રહે છે ને? ઘણી ગરમી લાગતી હોવા છતાં પણ શાન્તિથી સાંભળે છે ને? અને, ચહેરા ઉપરથી પણ એમ લાગે છે કે-આમને આ સાંભળવું ગમે છે. આવા માણસો ઉત્તમ હોય અગર ઉત્તમ બનવાની પેરવીમાં હોય, એવું સામાન્ય રીતિએ તો મનાય ને? એટલે, હમણાં તમે શું શું કરો છો અને શું શું નથી કરતા-એને લગતી વાતને ગૌણ કરીને, તમને શું શું કરવું એ ખરેખર ગમે છે, એ વાતને પ્રધાન બનાવી છે.

## સોણું હાથમાં અને કેવલજ્ઞાન :

પામવા લાયક અને પાળવા લાયક ભગવાને કહેલું સમ્યક્ ચારિત્ર જ છે, એવો નિશ્ચય તમારા મનમાં તો ખરો ને? તમે જ્યારે ખોટું કરતા હો, ત્યારેય 'કરવા લાયક તો ભગવાનના સાધુપણાનું સેવન છે.'-એમ તમને યાદ આવે ને? અને, તમે જે કાંઈ પણ બીજું કરતા હો, તે કરવા જેવું નથી એમ પણ તમને લાગે ને? વેપાર કરવા જતાં, વેપાર કરતાં અને વેપાર કર્યા પછી પણ જ્યારે જ્યારે તમે વિચારો, ત્યારે ત્યારે તમને 'આ કરવા જેવું કામ નથી; પાપને આધીન છું, માટે મારે વેપાર કરવો પડે છે; ક્યારે એ દહાડો આવશે, કે જ્યારે હું દુન્યવી સર્વ સંજોગોને તજીને એક માત્ર મોક્ષને માટે જ એક માત્ર રત્નત્રયીની આરાધનાની પ્રવૃત્તિમાં જ લીન બન્યો હોઈશ!'-આવું આવું મનમાં ઉઠે ને? સમ્યગ્દષ્ટિને આવું મનમાં ઉઠે તે તો સ્વાભાવિક છે, પણ જેમનું મિથ્યાત્વ મંદ પડી ગયું છે, એથી જેઓમાં મોક્ષનો આશય પ્રગટ્યો છે અને એથી જેઓને મોક્ષમાર્ગે ચાલવાનું વારે વારે મન થઈ જાય છે, એવા જીવોને પણ મનમાં વારંવાર ઉઠે કે-'મોક્ષને પમાડનારા ધર્મ સિવાયનું જે કાંઈ આપણે કરીએ તે ખોટું છે!' એ જે વખતે વેપાર કરતો હોય અને એ વેપારમા સારૂં કમાતો પણ હોય, તે વખતેય એને આવો

વિચાર આવે અને એમાં એ ઘણી નિર્જરા સાધે એવું પણ બને. આવો વિચાર કરતે કરતે સુન્દર કોટિનું યથાપ્રવૃત્તિ કરણ ચાલુ હોય અને એમાં વિચારની ધારા વધુ સુન્દર બને ને વધુ પ્રબલ બને, તો આત્મામાં અપૂર્વકરણ પ્રગટી જાય, એવું પણ બને ને ? એમાંથી અનિવૃત્તિ કરણ પ્રગટે અને સમ્યક્ત્વ પ્રગટે, એવું પણ બને ને ? અરે, એવુ પણ બની શકે કે સમ્યક્ત્વ પ્રગટતાની સાથે જ સમ્યક્ ચારિત્રનો પરિણામ પ્રગટે; એમાંથી અપ્રમત્ત ભાવ આવે, ક્ષપકશ્રેણિ મંડાય અને વીતરાગપણું તથા કેવલજ્ઞાન પણ પ્રગટી જાય. તાલું હજુ હાથમા ને હાથમા રહ્યું હોય અને આત્મામાં કેવલજ્ઞાન પ્રગટી જાય, એવું પણ બની શકે. પણ, આત્મામાં એ માટે જરૂરી પરિણામ પ્રગટે તો જ એ બને ને ?

## સંસારની પ્રવૃત્તિ તજવા લાયક અને મોક્ષમાર્ગની પ્રવૃત્તિ કરવા લાયક–એવો નિશ્ચય જોઈએ :

એટલા માટે જ, આપણે આત્માની ઉન્નતિના સોપાનની વાત કરતે કરતે, પ્રણિધાન આદિ પાંચ આશયોની વાતે પહોંચ્યા છીએ. એક વાર સાચુ પ્રણિધાન પ્રગટે અને તે ખૂબ સુદૃઢ બને, તો આગળ પામવાનું બધું ઘણું સુલભ અને સુકર બની જાય. પ્રણિધાન એટલે કર્ત્તવ્યતાનો નિશ્ચય એમા શુ આવે ? સંસારની જેટલી પ્રવૃત્તિ, એમાંની કોઈજ પ્રવૃત્તિ કરવા લાયક નથી, મનથી, વચનથી ને કાયાથી। ન તો એ કરવા લાયક છે અને ન તો એ કરાવવા લાયક છે અને ન તો એ અનુમોદવા લાયક પણ છે। સંસારની કોઈ પ્રવૃત્તિ કરવા લાયક નહિ, તો પછી કયી પ્રવૃત્તિ કરવા લાયક ? જે પરમ તારકો પહેલા તો પોતે જ વીતરાગ અને સર્વજ્ઞ બન્યા, અને વીતરાગ અને સર્વજ્ઞ બનીને જે પરમ તારકોએ મોક્ષમાર્ગની સ્થાપના કરી, એટલે કે–તીર્થની સ્થાપના કરી; અને, એ પછી પણ જે પરમ તારકો મોક્ષે ગયા નહિ ત્યાં સુધી એક માત્ર મોક્ષમાર્ગનો જ ઉપદેશ કરતા રહ્યા;

એ પરમ તારકોએ જે જે કાંઈ કરવા લાયક કહ્યું, તે તે માત્ર કરવા લાયક ! મનથી, વચનથી ને કાયાથી કરવા લાયક પણ એ, કરાવવા લાયક પણ એ અને અનુમોદવા લાયક પણ એ ! આ પ્રકારનો નિશ્ચય એ પ્રણિધાન છે અને આવા પ્રણિધાનમાં કયું સારૂં નિષ્પન્ન કરવાની તાકાત નથી ? આ પ્રણિધાન, એ એક એવી વસ્તુ છે કે– આત્માને પામવા લાયક બધું જ આના યોગે ક્રમે કરીને પમાયા વિના રહે નહિ.

**પ્રણિધાન પ્રગટે તો પ્રવૃત્તિ આદિના મનોરથ પ્રગટે.**

પ્રણિધાનનો આ આશય માત્ર કર્ત્તવ્યતાના નિશ્ચયમાં જ અટકતો નથી આ નહિ કરવા લાયક ને આ કરવા લાયક, એટલી સમજ માત્રમાં પણ એ અટકતો નથી. સમજ સાથે રૂચિ પેદા થાય છે ને રૂચિ પેદા થવાથી, નહિ કરવા લાયક કરવું પડતુ હોય તોય તેનાથી છૂટવાનો અને જે કરવા લાયક તે જ કરવાનો ભાવ પેદા છે. એ કદાચ બંગલો બાંધતો હોય, તોય એને થાય કે–આ કરવા લાયક નથી; ધંધો કરતાંય એને થાય કે–આ કરવા લાયક નથી; અને, તે સાથે એને એવો વિચારેય આવે કે–'ક્યારે મારામા એવું સામર્થ્ય પ્રગટે કે જેથી હું ભગવાને કહેલું ચારિત્ર સ્વીકારી શકું અને એનુ પાલન કરી શકું !' જ્યારે જ્યારે એ કરવા લાયકની વિચારણામાં ચઢે, ત્યારે ત્યારે એના હૈયામા પ્રવૃત્તિનો મનોરથ પણ પ્રગટે, વિઘ્નજયનો મનોરથ પણ પ્રગટે, સિદ્ધિનો મનોરથ પણ પ્રગટે અને એના પરિણામે વિનિયોગનો મનોરથ પણ પ્રગટે, એવું પણ બને. એના યોગે પણ એ ઘણી નિર્જરા સાધી જાય, એવુ પણ બને 'મારામાં અમુક સામર્થ્ય પ્રગટો, કે જેથી આ બધાને લાત મારવાની જેમ તજી દઈ ને હું ભગવાને કહેલું ચારિત્ર લઉં ને ઉત્તમ પ્રકારે એનું પાલન કરૂં ! એમાં મને જે જે વિઘ્ન આવતાં જાય, તે તે વિઘ્ન મને હારી શકે નહિ, પણ એ વિઘ્નોને હું હારૂં ! વિઘ્નોમાથી હેમખેમ પસાર થઈ

જઈને હું મારા પોતાના સ્વાભાવિક ગુણોમાં મોજ માણતો બનું ! અને, એ પછી હું મારો અનુભવ બીજાઓને પણ એવી રીતિએ સમજાવું કે, એમને પણ મારી જેમ આત્માના પોતાના ગુણોની મોજ માણવાનું મન થઇ જાય !' પ્રણિધાન સુન્દર ને સુદૃઢ હોય, તો આવા આવા વિચારો આવે એવું પણ બને કે નહિ ? તમે શેખચલ્લીની વાત તો જાણો છો ને ? આનાથી આટલું મળશે, એનાથી હું અમુક લઈશ અને એમાંથી જે મળશે તેનાથી આમ આમ કરીશ, આવો વિચારનો ધોધ એ તમારા અનુભવ બહારની વસ્તુ છે ? થોડીક આશા જન્મે, ત્યા તો માણસ પોતાનું મનગમતું કેટકેટલું વિચારી નાંખે છે, તે તમને સમજાવવું પડે એમ છે ? ત્યારે, પ્રણિધાન જેનામાં પ્રગટે, તેનામાં સ્વાભાવિક રીતિએ પ્રવૃત્તિ આદિના મનોરથ તો પ્રગટે ને ?

## વિચારમાંથી ડહાપણેય આવે ને ગાંડપણેય આવે :

કોઈ પણ વસ્તુ કરવા જેવી લાગી, એટલે એ કરવાનો ભાવ જેમ મનમાં પ્રગટે છે, તેમ કરવાનો ભાવ પ્રગટે એટલે એ કરવામાં જે જે વિઘ્નો આવવાની સંભાવના લાગતી હોય, તે તે વિઘ્ન પણ જાણે આંખ સામે તરવરવા માંડે છે. વિઘ્ન એક આવવાનું ન હોય, તોય વિઘ્ન આવવાની કલ્પના આવ્યા વિના પ્રાય. રહેતી નથી. જેમ કોઈક વાર મોટું દાન કરવાનો વિચાર આવે અગર તો કોઇ મોટું દાન કરવાનો મનોરથ થાય અગર તો કોઈ મોટું દાન કરવાનો અવસર આવી લાગે, તો તેથી કેટલાંકને શા શા વિચાર આવે છે ? ' આજે તો આપણી પાસે છે, પણ કાલે નહિ હોય તો થશે શું ? આપણે આપ્યે રાખીએ, પણ કાલે સવારે વેપાર બંધ થઈ જાય તો શું ? કદાચ કાલે મુડી જ દાટી ગઈ તો શું ? આવું કાંઈક થાય ને પૈસો પાસે હોય નહિ, તો પછી ખાઈએ શું ? બાયડી –છોકરાંને ખવડાવીએ શું ? પાંચમાં આજે આપણે પૂછાઈએ છીએ,

પણ પછી આપણો ભાવ કોણ પૂછે ?' આવા આવા તો અનેકવિધ વિચાર આવે: અને, મોટે ભાગે તો એ વિચારોમાં દાનનો વિચાર એવો ગુંગળાઈ જાય કે-ફરી એ પાછો ક્યારે સજીવ થાય એ કહેવાય નહિ. વિચાર કરતાં જો આવડે તો જેમ ડહાપણ આવે છે, તેમ વિચાર કરતાં જો આવડે નહિ, તો ગાંડપણ આવી જાય એવુંય બને. વિચાર કરતાં આવડે નહિ તો વિચારમાં ને વિચારમાં માણસ મૂઢ જેવો પણ બની જાય છે. તમે 'પીંજશે કોણ ને કાંતશે કોણ ?' એની વાત સાભળી છે કે નહિ ?

## પીંજશે કોણ ને કાંતશે કોણ ?

કોઈ એક ગામમા, કોઈ એક વર્ષે, કપાસનો પાક એટલા બધા મોટા પ્રમાણમાં થયો કે-એનાં ગાડાંના ગાડાં ભરીને ગામમાં આવવા લાગ્યાં અને ઠલવાવા માંડ્યા. ગામમાં જ્યાં જુઓ ત્યા કાલાંના ઢેરના ઢેર નજરે પડે. આખું ગામ જાણે કાલાંથી ભરાઈ ગયું.

એવાં ગામોમાં કાલાં ફોલવાનો ધંધો પણ ઘણાં માણસો કરે. રૂની મોસમમાં ઘણાં ઘર એવાં કે જ્યાં એ દિવસોમા લગભગ સૌ કાલાં ફોલવાને બેસે કાલાં ફોલતે ફોલતે એક ડોસી માને વિચાર આવ્યો કે-'આટલાં બધાં કાલાં ફોલાશે ક્યારે ? અને, ફોલ્યા પછી પણ આટલા બધા રૂને પીંજશે કોણ અને કાંતશે કોણ ?' એમની આંખ સામે રૂના ઢેરના ઢેર તરવરવા લાગ્યા અને એમાંથી એમને એમ થઈ ગયુ કે-'ખલાસ; આટલું બધું રૂ પીંજાશેય નહિ અને કંતાશેય નહિ!' અને 'તો આનું થશે શું ?' એના વિચારે એ ચઢ્યાં.

એ વિચારોમાંથી એમનામાં ગાંડપણ પ્રગટ્યું અને એ તો એ જ એક વાત બબડવા લાગ્યાં કે-'પીંજશે કોણ અને કાંતશે કોણ ?' ડોસી માના આ ગાંડપણથી સૌ મુંઝાય. ઘણું સમજાવ્યું, ઘણા ઉપચાર કર્યા, પણ આ તો ન ખાય, ન પીએ, ન ઉંઘે અને એ જ બોલ બોલ કર્યા કરે કે-'પીંજશે કોણ અને કાંતશે કોણ ?'

જતે દહાડે બધાં કાલાં ફોલાઈ ગયાં અને રૂ પણ ઘણું ખરૂં કેકાણે પડી ગયું, પણ આ ડોસી માનું ગાંડપણ ગયું નહિ. એમાં એક ડાહ્યો વૈદ્ય મળી ગયો. એણે દવા કાંઈ કરી નહિ, પણ વારંવાર ડોસી માના કાનમાં એણે કહેવા માંડ્યું કે–' બધાં કાલાં ફોલાઈ ગયાં; બધું રૂ પીંજાઈ ગયું; અને બધું રૂ કંતાઈ ગયું!' ધીમે ધીમે આ વાત ડોસી માના ધ્યાનમાં આવી ગઈ અને ડોસી મા પહેલાંના જેવાં બની ગયાં. ગામમાં ક્યાંય એમને કાલાંનો કે રૂનો ઢગલો દેખાયો નહિ અને એમનું ગાંડપણ જતું રહ્યું.

## વિચાર કરતાં આવડે તો ડહાપણ વધી જાય :

ત્યારે, વિચાર કરતાં પણ આવડવું જોઈએ ને? કોઈ પણ કામ કરવાનું મન થયું, એની સાથે વિઘ્ન આવવાનો વિચાર પણ સામાન્યપણે તો આવે જ ને? આવે; પણ એ માટે જ વિઘ્નજયની વાત કરી છે. વિઘ્નનો વિચાર આવતાંની સાથે જ, વિઘ્ન ઉપર વિજય મેળવવાનો વિચાર આવવો જોઈએ. દાન કરવાનું મન થયું ને અંદર ' કદાચ આમ થાય તો?' ને ' તેમ થાય તો?' એવા વિચાર આવવા માંડે, તેની સાથે જ સમજને સારી રીતિએ કામે લગાડી દેવી જોઈએ. ' પુણ્ય હોય તો જ લક્ષ્મી મળે ને પુણ્ય હોય તો જ લક્ષ્મી ટકે'–એવો વિચાર કરવો જોઈએ. એમેય વિચારવું જોઈએ કે–' આજે આપણી પાસે છે તો સદુપયોગ કરી લઈએ, કે જેથી કમનસીબ આવે અને લક્ષ્મી જાય કે ઘટી જાય તોય એવો અફશોષ કરવાનો રહે નહિ કે–સારા કાળમાં સારાં કામ કર્યાં નહિ!' એવો વિચારેય આવે કે–' હું દાન દઈશ તો લક્ષ્મી ઘટશે ને દાન નહિ દઉં તો લક્ષ્મી મારી પાસે રહેશે, એ કલ્પના જ મૂર્ખાઈવાળી છે. દાનથી તો પુણ્ય જ બંધાય અને દાનમાં હું આત્માને મૂર્છારહિત બનવાનો ભાવ જેટલો સેવું, તેથી તો સુન્દર નિર્જરા સધાય. એટલે, દાન હું એવા શુભ ભાવે કરૂં કે જેથી મને પુણ્યનો લાભ

પણ થાય અને કર્મક્ષયનો લાભ પણ થાય. આ રીતિએ હું દાન દઈશ અને કદાચ પૂર્વના કોઈ પાપના ઉદયને કારણે લક્ષ્મી મારી પાસેથી ચાલી પણ જશે, તોય મને સમાધિ રહેશે અને આમ જો હું લક્ષ્મીની મૂર્ચ્છામા ને મૂર્ચ્છામાં જ અટવાઈશ, તો અત્યારેય હું પાપનો ભાગી બનીશ અને એમાં જો પૂર્વના તેવા કોઈ પાપનો ઉદય થવાથી મારી પાસેથી લક્ષ્મી જશે, તો એ વખતેય મને મારી આ મૂર્ચ્છા ભારે અસમાધિમાં મૂકી દેશે।' આવા બધા જે વિચારો છે, તે વિઘ્નજયના વિચારો છે; અને, આવા વિચારોથી તો ગાંડપણ આવવાને બદલે ડહાપણ બહુ બહુ વધી જવા પામે.

એટલે, વિઘ્નના વિચાર સાથે વિઘ્નજયના વિચારોને વહેતા કરી દેવા જોઈએ. પ્રણિધાન રૂપ આશય જો નિર્મળ હોય, સુદૃઢ હોય, તો પ્રવૃત્તિનો મનોરથ આવ્યા વિના રહે નહિ, તેમ વિઘ્નનો વિચાર આવતાં વિઘ્નજય સાધવાનો મનોરથ પ્રગટ્યા વિના પણ રહે નહિ. સંસારની સાધનાની કોઈ પ્રવૃત્તિ મારે કરવા લાયક નથી અને ભગવાને કહેલી મોક્ષમાર્ગની પ્રવૃત્તિ જ મારે કરવા લાયક છે-એમ પ્રણિધાનનો આશય પ્રગટવાથી લાગ્યું, એટલે સંસારની પ્રવૃત્તિનો ત્યાગ કરવાનું અને મોક્ષમાર્ગની પ્રવૃત્તિને આદરવાનું મન થયા વિના રહે? અને, મન થાય એટલે એ વિષે વિચાર પણ આવે ને? એ વિચાર આવતાં, વિઘ્ન આવવાનો વિચારેય આવે ને? જેમ તમને ઘણી વાર થાય છે ને કે-'હું જો આળસ તજું નહિ ને ધંધો કરૂં નહિ, તો ઘર કેમ ચાલે?' તેમ, તમારામા પ્રણિધાનનો આશય જો પ્રગટ્યો હોય, તો તમને સંસાર છોડવાનો અને મોક્ષનો માર્ગ આરાધવાનો વિચાર પણ આવે; અને એ જ વખતે, એવો વિચાર પણ પ્રાયઃ આવે કે-'હું આ કરવાની વાત કરીશ, તો પિતાજી આમાં ના પાડશે; બા આમા ના પાડશે, જેને પરણીને લાવ્યો છું તેય ના પાડશે, સ્નેહી-સંબંધી પણ આડા આવે એવું બનશે; કેમ કે-આ તો સંસાર છે!' આવા બધા જે વિચારો છે,

તે વિઘ્ન આવવાના વિચાર છે; પણ, પ્રણિધાનનો આશય પ્રબળ હોય તો થાય કે-'કાંઈ વાંધો નહિ ! ખરેખર કરવા જેવું આ જ છે, તો પછી અજ્ઞાન જનો આડા આવે એની કિંમત શી ? જેમને મોહ હોય તે આડા તો આવે, પણ મોહને આધીનને આધીન હું બનુ તો મારૂં કલ્યાણ થાય શી રીતિએ ?' મનમાં આવો વિચાર કરીને, એ એવો નિર્ણયાત્મક વિચાર કરે કે-'મા, બાપ, બૈરી, સ્નેહી, સંબંધી જે કોઈ આડા આવશે, તેમને હું કહી દઈશ કે-તમે ના તો પાડો છો, પણ મારૂં પાપ તમે ભોગવવાના છો ? તમારા મોહમા ફસાયેલો રહીને હું સંસાર ખેડવાનું પાપ કર્યા કરૂં અને એથી મરીને હું કાં તો તિર્યંચ ગતિમાં જાઉં, કાં તો નરક ગતિમાં જાઉં અથવા તો મનુષ્યપણે પણ દીન-હીન-દરિદ્રી બની જાઉં, તો એમા તમે આડા આવી શકવાના છો ? મારૂં પાપ તો મારે જ ભોગવવું પડે માટે હવે હું તમારે માટે કે મારે માટે એક પણ પાપ કરવાનો નથી અને મારા આત્માના ભલા માટે ભગવાને કહેલા માર્ગના સેવનથી પાછો પડવાનો નથી. તમને પણ સમજાતુ હોય અને મન થતું હોય તો તમે પણ પાપને તજવાનો અને ધર્મને સેવવાનો નિર્ણય કરી લો ! નહિતર, જેવી તમારી મરજી ! પણ હવે મારાથી તો આ પાપમાં નહિ જ પડ્યા રહી શકાય !' આ રીતિએ વિચાર કરનારને, પોતામાં જે કાંઈ પણ અસામર્થ્ય હોય, તે પોતાના અસામર્થ્યને ખંખેરી નાંખવાનો વિચાર આવ્યા વિના પણ રહે નહિ.

**પ્રણિધાન આશયમાંથી બીજા આશય પ્રગટે :**

આ વાત એટલા માટે છે કે-પ્રણિધાનનો આશય પ્રગટતાં અને તે સુદૃઢ કોટિનો બનતાં, આત્મામા કેવા કેવા ભાવ પ્રગટે છે, તેનો તમને ખ્યાલ આવે. હજુ પ્રવૃત્તિનો આશય પ્રગટ્યો ન પણ હોય, વિઘ્નજયનો આશય પ્રગટ્યો ન પણ હોય, સિદ્ધિનો આશય

પ્રગટ્યો ન પણ હોય અને વિનિયોગનો આશય પણ પ્રગટ્યો ન પણ હોય, તો પણ પ્રણિધાનનો આશય સુન્દર અને સુદૃઢપણે વર્તતો હોય, તો પ્રવૃત્તિનો ભાવ પ્રગટ્યા વિના રહેતો નથી, તેમાં આવવાં સંભવિત માનેલાં વિઘ્નોના જયનો ભાવ પણ પ્રગટ્યા વિના રહેતો નથી, એ વિઘ્નોને વટાવી જઈને સિદ્ધિ મેળવવાનો ભાવ પણ પ્રગટ્યા વિના રહેતો નથી અને એ સિદ્ધિના વિનિયોગનો ભાવ પ્રગટ્યા વિના પણ રહેતો નથી. પછી તેમાં તરતમતા હોય એ વાત જુદી છે, સયોગ-સામગ્રીની ખામી એમાં આડે આવે એ વાત જુદી છે. બાકી તો, પ્રણિધાન જો સુન્દર ને સુદૃઢ બને અને તે વખતની જીવની અવસ્થામા પ્રવૃત્તિ આદિનો ભાવ પ્રગટવાની અસંભવિતતા ન હોય, તો પ્રવૃત્તિ આદિનો ભાવ પ્રગટ્યા વિના રહે જ નહિ, અને, એના પરિણામે જ, પ્રવૃત્તિ આદિનો આશય ક્રમે કરીને પ્રગટે.

## ધન માટે નોકરી મેળવવાનુ મન થતાં શું શું થાય?

તમે આ વાત જો વિચારો, તો તમે લોકો તો બહુ સહેલાઈથી આ વાત સમજી શકો તેમ છો, કારણ કે-આ વસ્તુ કાંઈ તમારા અનુભવથી પર નથી. તમે તમારા અનુભવનું આન્તરિક અવલોકન કરો અને એનો ઉપયોગ આ દિશાએ કરો, તો તમે આવી વાત ઝટ સમજી શકો સંસારમાં તમને સુખે ને આબરૂભેર જીવવાનું મન ખરૂ ? હા, તો એ માટે ધન કમાવાની ઇચ્છા થયેલી અને થાય છે? ધન કમાવા નોકરી મેળવવાનુ કે વહેપાર કરવાનું મન થાય છે? તેમા નોકરી મેળવવાનું જેને મન થાય, તે શુ શું કરે છે? લાગવગની જરૂર જણાય તો બીજાની લાગવગ કરતા પોતાની લાગવગ સવાઈ પહોચાડવાનો ઉદ્યમ કરે છે? આડે આવનારને આઘો રાખીને પોતે ચાન્સ મેળવવાનો પ્રયત્ન કરે છે? નોકરી મળ્યા પછી નોકરીને વળગી રહેવાની ને આગળ વધવાની મહેનત કરે છે? અને, જ્યાં એ બરાબર જામી જાય, એટલે એને પોતાની આજુબાજુ પોતાના માણસોને ગોઠવવાનુ મન થાય છે? અથવા, એનામા જો સારાપણુ

હોય તો નોકરી વગરના માણસોના દુ ખનો વિચાર કરીને એવાને પોતાનાથી બની શકે તે રીતિએ નોકરીએ ચઢાવી દેવાનું મન પણ એને થાય ને? આ પણ સંસાર માટેના પાંચ આશયોનો જ અનુભવ છે ને?

## વેપાર કરવાનું મન થતાં શું થાય?

એ જ રીતિએ, ધન કમાવાને માટે જેને વેપાર કરવાનું મન થાય છે, તે શું કરે છે? વેપાર શોધીને પોતાને જે વહેપાર કરવો હોય, તે વેપારમા જે અનુભવી હોય, તેની સલાહ મુજબ વેપાર આદરે છે ને? વેપારમાં વિઘ્ન આવે તો તેમાંથી પાર ઉતરવાને મથે છે ને? વેપાર ખીલ્યો, તો એમા બીજાને જોડે છે ને? આ તો વેપાર કરી શકવાને માટે જોઈતુ નાણું જેની પાસે હોય તેની વાત થઈ, પણ વેપાર કરવાનું મન જેને થયું, તેની પાસે વેપાર કરવાને માટે જોઈતાં નાણાંની સગવડ જો ન હોય, તો તે શું કરે છે? જરૂરી નાણું મેળવવાને માટે કેટકેટલી યોજનાઓ એ ઘડે છે? પહેલા તો મનમા ને મનમાં એ વિચાર કરે છે કે–'મને ધીરશે કોણ? કોની પાસે હું જાઉં અને મારી વાત હુ કોને કરૂં તો એ મને ધીરે?' આમ કોની પાસે જવુ, એનો નિર્ણયાત્મક વિચાર કરી લીધા પછી, એ વિચારે છે કે–'એની પાસે જઈને મારે એને શું શુ કહેવું? આમ કહીશ તો એ મને આપશે કે તેમ કહીશ તો એ મને આપશે?' પાછો એને વિચાર થાય છે કે–'મે એને ધીરવાનું તો કહ્યુ, પણ એ કદાચ મને અંગ ઉપર ધીરવાની ના પણ પાડે, તો આપણે તે વખતે કરવું શુ?' આવો વિચાર આવતાં જ, એને કોઈની શાખ આપવાનો કે દાગીનો ગીરવી મૂકવાનો વિચાર આવે ને? શાખેય કોઈકને મળે તો મળે, બાકી તો દાગીના ઉપર કે બીજી મિલકત ઉપર જ નાણા મેળવવાનું એને વિચારવું પડે ને? એટલે એ વિચારે છે કે–'કાંઈ વાંધો નહિ મારી પાસે રોકડ

નાણું ભલે નથી; પણ અમુક અમુક મિલકત–દાગીના વગેરે તો મારી પાસે છે ને? એ એની પાસે હું ધરીશ, એટલે એને લાગશે કે–આ માણસ ખાલી નથી, આપણું નાણું સલામત છે, માટે ધીરો! આ રીતિએ પૈસા લાવીને હું વેપાર ખેડીશ, ધનવાન બનીશ અને જેમ જેમ ધનવાન બનતો જઈશ તેમ તેમ વેપાર ખીલવતો જઈશ. પછી તો હું દેવાદાર રહીશ નહિ અને લેણદાર બની જઈશ. પછી હું બીજાઓને પણ વેપાર કરતાં શીખવીશ અને એથી મારો વટ વધી જશે!'

**મનના તરંગો :**

આવું ઘણું બધું તમે સંસારમાં સંસાર માટે તો કર્યું હશે અને કરતા હશો, પણ એ જ આશય મોક્ષ સાધવાને માટે લાવવાની વાત છે. સસારમાં તો મોટે ભાગે ભણાય છે પણ શા માટે? અને, ભણી ઉતર્યા એટલે ધધો કરીશુ કે નોકરી કરીશુ, એ વિચાર મનમા ઉઠે છે કે નહિ? એમ, અહી પણ જો પ્રણિધાનનો સુન્દર આશય પેદા થાય, તો 'મોક્ષ માટે કેટકેટલો ધર્મ હું આચરી શકું તેમ છું?'–એવો વિચાર મનમા ઉઠે અને એ ધર્મને આદરવાનું મન થાય. સંસારમા ભણી ઉતર્યા, એટલે ધન કમાવાનો વિચાર અને ધન કમાવા માટે વેપાર કરવો કે પછી નોકરી કરવી એ સંબંધી વિચાર અને નિર્ણય, એ સસારનો પ્રણિધાન આશય; એ આશયને સફળ કરવાને માટે બાપા, કાકા, મામા, મારી એ વગેરે જે કોઈ સ્નેહી સંબંધી હોય તેમની સલાહ મેળવી ધધે લાગવું કે નોકરી કરવી, એ સંસારનો પ્રવૃત્તિ આશય, એમા જે કાંઈ તકલીફ આવે તેને ઉપાયથી દૂર કરવાની મહેનત, એ સંસારનો વિઘ્નજય નામનો આશય; ધન કમાવુ એ સસારનો સિદ્ધિ નામનો આશય; અને, એ ધન આદિથી અગર પોતાનો દાખલો આપીને બીજાને ધન કમાવા આદિની પ્રેરણા આપવી, એ વિનિયોગ નામે સસારનો આશય. આ પાંચ આશયનો ભાવ ધન કમાવાની જરૂર લાગતાંની

સાથે જ મનમાં પ્રગટે છે કે નહિ? હજુ કોઈ પ્રવૃત્તિ આદરી ન હોય તોય? ધન કમાવાનો નિર્ણય કર્યા પછી, તમારા મનમાં કેવા કેવા તરંગો ઉઠે છે અને તમે કેવી કેવી કલ્પનાઓમા રાચો છો, એનું વર્ણન કરતાં તો પાર આવે એવું નથી.

## પ્રણિધાનમાંથી પ્રગટેલા મનોરથોમાંથી કેવળજ્ઞાન :

એટલે, પ્રણિધાનાદિ આશય અને તેના ભાવથી તમે અપરિચિત નથી, પણ એ પ્રણિધાન આદિ પાંચેય આશય અને તેનો ભાવ મોક્ષ માટે ભગવાને કહેલા મોક્ષમાર્ગની આરાધના કરવાના લક્ષ્યથી પેદા થાય એ કરવું છે. એનું મૂળ શુદ્ધ સુદૃઢ પ્રણિધાન છે. એ લાવવા માટે સંસારથી એવો ઉદ્વેગ પેદા થવો જોઈએ કે–આનો તો છાંયોય લેવા જેવો નથી! અને એથી, મોક્ષે જ પહોંચી જવું જોઈએ, એમ થવું જોઈએ. પછી થાય કે–આ સંસારથી છોડાવે અને મોક્ષે પહોંચાડે એવો માર્ગ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ બતાવી ગયા છે. એ તારકોએ એ માર્ગને પોતે સેવ્યો અને જગતના જીવોને એ માર્ગ ઉપદેશ્યો. એટલે, મારે માટે અને દરેકે દરેક કલ્યાણાર્થી જીવને માટે પણ સંસારની કોઈ પણ પ્રવૃત્તિ કરવા લાયક નથી અને ભગવાને કહેલા મોક્ષમાર્ગની પ્રવૃત્તિ જ કરવા લાયક છે આ પ્રણિધાન છે. આ પ્રણિધાનમાથી પ્રવૃત્તિ આદરવાનો ભાવ જન્મે, વિઘ્નજય સાધવાનો ભાવ જન્મે, સિદ્ધિ મેળવવાનો ભાવ જન્મે અને વિનિયોગનો ભાવ પણ જન્મે. આ પ્રણિધાનમા તો એટલી મોટી તાકાત રહેલી છે કે–એ જેમ જેમ નિર્મલ બને, સુદૃઢ બને, સુવ્યવસ્થિત બને, તેમ તેમ પ્રવૃત્તિ આદિના મનોરથ પ્રગટ્યા વિના રહે નહિ અને, કોઈ વાર જો એ મનોરથોમાં આત્માની ખરી એકતાનતા આવી જાય, તો મનોરથોની સીમામાંથી નીકળી ધર્મધ્યાન અને શુકલધ્યાને પહોચી ગયેલો આત્મા કેવલજ્ઞાન પણ પામી જાય. લગ્નના મંડપમાં કેવલજ્ઞાન થયાનું સાંભળ્યું છે કે

નહિ? હસ્તમેળાપ થતો હોય ને કેવલજ્ઞાન પ્રગટ્યું હોય, એવું સાંભળ્યું છે કે નહિ? રાજગાદી ઉપર બેઠો હોય ને કેવલજ્ઞાન પ્રગટ્યું હોય એવું સાંભળ્યું છે કે નહિ? આવુ અગર આમાનું કાંઈ જ અસંભવિત નથી. 'ધ્યાનાન્મુક્તિ ।' એમ જે કહેવાય છે, તે આ રીતિએ। પ્રણિધાન વિના સાચું ધ્યાન આવે એ બને નહિ અને પ્રણિધાને જન્માવેલા મનોરથોમાંથી મુક્તિદાયક ધ્યાન પ્રગટી જાય તો એમાં પણ જરાય આશ્ચર્ય પામવા જેવું નથી.

**પ્રણિધાનમાં સમાવિષ્ટ થતા મનોભાવ :**

એટલે, આત્માની ઉન્નતિનું પ્રધાન અને પ્રથમ સોપાન શુદ્ધ અને સુદૃઢ પ્રણિધાન છે; અને, આ પ્રણિધાનમાં, પ્રણિધાનથી વિપરીત કોટિની જે કોઈ પ્રવૃત્તિ, તેનો ત્યાગ કરવાનો તેમજ પ્રણિધાનને અમલી બનાવે તેવી પ્રવૃત્તિ સ્વીકારવાનો મનોભાવ સમાવિષ્ટ હોય છે. પ્રણિધાનથી વિપરીત પ્રવૃત્તિનો ત્યાગ અને એને અનુકૂળ પ્રવૃત્તિનો સ્વીકાર કરવામાં આવતા વિઘ્નોનો તેમજ સ્વીકારેલી પ્રવૃત્તિનો નિર્વાહ કરવામાં અને તેમાં પ્રગતિ સાધવામાં આવતા વિઘ્નોનો જય સાધવાનો મનોભાવ પણ આ પ્રણિધાનમાં સમાવિષ્ટ હોય છે. પ્રણિધાનને અનુસારે આદરેલી પ્રવૃત્તિનું ફળ પેદા કરવાનો મનોભાવ પણ આ પ્રણિધાનમાં સમાવિષ્ટ હોય છે, અને, જેમ જેમ સારૂં પમાતું જાય, તેમ તેમ તે બીજાને પમાડવાનો મનોભાવ પણ આ પ્રણિધાનમાં સમાવિષ્ટ હોય છે આ વાત તમારા ધ્યાનમાં આવે, એ માટે જ છેલ્લે છેલ્લે આપણે આ વાત કરી છે આ વાત ધ્યાનમાં આવ્યા વિના અને આ વાત સમજાયા વિના, પ્રણિધાનની જે મહત્તા છે, તે ખ્યાલમાં આવવી અને સમજાવી એ મુશ્કેલ છે. પ્રણિધાનના યોગે પ્રગટેલા મનોરથોમાં રમતો આત્મા ધ્યાન પામી જાય અને એ ધ્યાનના બળે વીતરાગપણું તથા કેવલજ્ઞાન પામી શકે, એ વાતનો મર્મ પામવા માટે આ પ્રણિધાનમા સમાવિષ્ટ થતા મનોભાવોની વાત ખાસ સમજી લેવી જોઈએ.

**રૂચિ વગરની સમજ એ વસ્તુત સમજ જ નથી :**

તો, પ્રણિધાન સાથે એ પ્રણિધાનને અનુરૂપ પ્રવૃત્તિનો મનોભાવ સંકળાયેલો હોય? એ પ્રવૃત્તિમાં આવવાં સંભવિત વિઘ્નો ઉપર વિજય મેળવવાનો મનોભાવ પણ સંકળાયેલો હોય? એ પ્રવૃત્તિને તેના સાચા ફળની પ્રાપ્તિ સુધી પહોંચાડવાનો મનોભાવ પણ સંકળાયેલો હોય? અને, એ ફળ મને મળે એટલે મારામાં સામર્થ્ય આવે અને મારામાં સામર્થ્ય આવે એટલે બીજાને પણ એ ફળ મેળવવાનો પુરુપાર્થ કરવાની હું પ્રેરણા આદિ કરૂં, એવો મનોભાવ પણ સંકળાયેલો હોય? ત્યારે, પ્રણિધાન એ ખાલી વાતો કરવા માટેની વસ્તુ નથી. પ્રણિધાન માત્ર સમજવા માટેની વસ્તુ પણ નથી. પ્રણિધાનમાં સમજ સાથે રૂચિ પણ જોઇએ. રૂચિ વગરની સમજ, એ વસ્તુતઃ સમજ જ નથી. આ કરવા લાયક ને આ કરવા લાયક નહિ, એવી માત્ર વાતો જ કર્યા કરે અને જે કરવા લાયક તેને હું કરૂં—એમ જેને થાય નહિ તેમજ જે કરવા લાયક નહિ તેને હું તજું —એમ જેને થાય નહિ, એ વસ્તુત. પ્રણિધાનના આશયને પામ્યો જ નથી. જે કરવા લાયક છે અને જે તજવા લાયક છે, તે મારે પણ તજવા લાયક છે,-એટલું તો પ્રણિધાન આશયને પામેલાના મનમાં ઉગવું જ જોઈએ. પછી એ જે કાંઈ કરી શકે તેમ ન હોય તે ન કરે અને જે કાંઈ તજી શકે તેમ હોય નહિ તે ન તજે, એ વાત જુદી છે, પણ, એના અન્તરના ઊંડાણમાં એ જ હોય કે—' આ મારી પામરતા છે, આ મારી કર્મપરવશતા છે, પણ, એ દહાડો ઝટ આવો કે—મારી આ પામરતા ટળે, મારૂં કર્મ ટળે અગર આમાં મને અન્તરાય કરતું અટકે અને એના પરિણામે હું એક માત્ર ભગવાને કહેલા મોક્ષમાર્ગની આરાધનામા મારા મનયોગને, મારા વચનયોગને અને મારા કાયયોગને સમર્પી દઈ શકું!'

**ધર્માનુષ્ઠાનનું વિધાન કરનારે શું કહ્યું ?**

પ્રણિધાનમાં આ બધું અન્તર્ગત હોય છે, માટે જ કહેવાય

કે–પ્રણિધાન શક્ય પુરુપાર્થ કરવા તરફ પ્રેર્યા વિના રહે નહિ. પ્રણિધાનનો આશય પ્રગટે, એટલે એ આશાયને અનુરૂપ પ્રવૃત્તિ કરવાનું મન થયા વિના રહે નહિ. પ્રણિધાન સાથે શક્ય પ્રવૃત્તિ તરફનું વલણ જન્મે જ. એટલા માટે, વર્તનની વાતને ગૌણ બનાવી દઈને, મનોભાવને પલટવાની વાત પ્રધાન બનાવી મનોભાવ પલટાય અને આપણામાં કહ્યો તેવો પ્રણિધાનનો આશય પ્રગટે, પછી તો આત્મા પોતે જ પ્રણિધાનને અનુરૂપ પ્રવૃત્તિ માગે. એવા પ્રણિધાનને અનુરૂપ જે પ્રવૃત્તિ, એ જ ધર્મપ્રવૃત્તિ છે. આવા જીવને ઝટ સમજાય કે–ધર્મક્રિયા માત્રમાં પ્રણિધાનનો આશય જોઇએ. વિપરીત આશય હોય તો એ ધર્માનુષ્ઠાન, વસ્તુત. ધર્માનુષ્ઠાન નહિ, પણ કાં તો એ વિપાનુષ્ઠાન, કાં તો એ ગરાનુષ્ઠાન. કદાચ એવું પણ બને કે–વિપરીત આશય પણ ન હોય અને આપણે જોઈ આવ્યા તેવા પ્રણિધાનનો આશય પણ ન હોય! તો, ગતાનુગતિકપણે થતું એ ધર્માનુષ્ઠાન પણ વસ્તુતઃ ધર્માનુષ્ઠાન નહિ. એ અનુષ્ઠાન અનનુષ્ઠાન કહેવાય. સંયોગવશાત્ પ્રવૃત્તિના દેખીતા અભાવમાં પણ પ્રણિધાન આશયથી ફળ મળે, પણ પ્રણિધાન વગરની પ્રવૃત્તિ ગમે તેટલી સારી હોય તોય તે પોતાનું વાસ્તવિક ફળ આપવાને સમર્થ બને નહિ એટલા માટે તો, ધર્મક્રિયામા સદા રત બન્યા રહેવાનું વિધાન કરનારા પરમર્ષિઓને પણ 'આ વિપાનુષ્ઠાન કહેવાય; આ ગરાનુષ્ઠાન કહેવાય, આ અનનુષ્ઠાન કહેવાય; આ સંમૂર્ચ્છિમ ક્રિયા કહેવાય; આ છાર ઉપર લીંપણ જેવી ક્રિયા કહેવાય; અગર આ આકાશમાં ચિત્રામણ જેવી ક્રિયા કહેવાય, એ વગેરે વાતો કહીને આશયશુદ્ધિ એ કેટલી બધી જરૂરી વસ્તુ છે એ દર્શાવવું પડ્યું છે.

**એકલો ધર્મ સાચા સાધુને :**

આજે તમે જે થોડી પણ ધર્મક્રિયા કરો છો, તેમાં જો આ

આશય ભળી જાય, તો આટલી ક્રિયા માત્રથી પણ તમને ઘણો મોટો લાભ થઇ જાય. ધર્મની એક નાનામાં નાની પણ ક્રિયા જો ભગવાને કહેલી રીતિએ કરવાનું મન થાય અને 'આ મારી ક્રિયા મને બધી પાપક્રિયાથી મુક્ત બનાવનારી નીવડો તથા એક માત્ર મોક્ષ-માર્ગની જ ક્રિયાને પમાડનારી નીવડો.' એવો ભાવે કરવાનું મન થાય, તો તમારી એ ક્રિયા જે કામ કરે, તેના કરતાં તમારો એ મનોભાવ કેઇગુણું વધારે કામ કરે. તમે ભલે આજે ને આજે સાધુ થઈ શકો તેમ ન હો; તમે ભલે એમ માનતા હો કે–આ ભવમાં આપણાથી સાધુપણું પામી શકાવાનું નથી; ભલે તમે થોડી પણ વિરતિ કરી શકતા ન હો અને હમણાં તમે થોડી પણ વિરતિ કરી શકશો એમ તમને લાગતું ન હોય; તો પણ, તમે એ વાતમાં તો અવશ્ય સુનિશ્ચિત બની જાવ કે–ભગવાને કહેલા સાધુપણાને પામ્યા સિવાય આપણો સાચો ઉદ્ધાર થવાનો નથી ! ભગવાને કહેલો મોક્ષમાર્ગ રત્નત્રયીની આરાધના સ્વરૂપ છે અને સાધુપણા વિના રત્નત્રયીની એકાન્ત આરાધના શક્ય નથી, એ તો તમે સમજી ગયા ને ? ઉંચામા ઉંચી કોટિનું દેશવિરતિપણું પાળનારને માટેય એમ કહેવાય નહિ કે–એ એકલો ધર્મ જ કરે છે. સાધુપણું સાચી રીતિએ પાળનારને માટે જ કહેવાય કે–એ માત્ર ધર્મ કરે છે એકલો ધર્મ સાધુને. શ્રાવકને તો ધર્માધર્મ ત્યારે, તમારે જોઈએ છે શું ? જોઈએ છે તો ધર્મ જ ને ? અધર્મમાં બેઠેલા છતાં, તમને મન તો એકલા ધર્મમાં જ રમવાનું ને ? ધર્મ કિંચિત્ માત્ર પણ તમે કરો, તોય તે પૂરો ધર્મ પામવાને માટે ને ? આમાં જેમની હા હોય, તેમને સાધુપણું જ જોઈએ છે એ નક્કી થઈ જાય છે. ભલે ને એ મરતાં સુધીય સાધુ ન બની શકે એવું બને, પણ સાધુ બનવાનું એને મન જ ન હોય એવું તો કદી પણ બને નહિ

**પ્રણિધાનનો અને પ્રવૃત્તિનો મેળ :**

પ્રણિધાનમાં એટલે કર્ત્તવ્યતાના નિશ્ચયમાં આ વાત રહેલી છે.

ભગવાને જે કાંઈ પણ કરવા જેવું કહ્યું છે, તે જ કરવા લાયક—એ વાતની સાથે, એ સિવાયનું જે કાંઈ, તે કરવા લાયક નહિ—એ વાત એટલી જ છે. તમે ઘર ચલાવો છો, પેઢી ચલાવો છો, સંસારના કામ કરો છો, પણ એ કરવા લાયક નહિ, એ બધું છોડવા લાયક; અને, તમે સાધુપણું લીધું નથી, હમણાં તમારાથી સાધુપણું લઈ શકાય તેમ નથી, છતાં પણ લેવા લાયક ને સેવવા લાયક તો સાધુપણું જ! કારણ કે—મોક્ષ જોઈએ છે. સંસાર ગમે તેવા સારા પણ પ્રકારનો પુણ્યયોગે મળ્યો હોય, તો પણ તે છોડવા લાયક જ લાગે છે અને મોક્ષ જ મેળવવા લાયક લાગે છે. એ માટે રત્નત્રયીની આરાધના કરવાનું મન છે અને રત્નત્રયીની આરાધના સિવાયનું હાલ જે કાંઈ કરો છો તે છોડવાનું મન છે આપણે કહી આવ્યા તેવા પ્રણિધાનનો આશય જેનામાં પ્રગટ્યો હોય, તેના હૈયામાં આવું જ હોય; અને એથી એ જ્યારે જ્યારે આત્માની ઉન્નતિની વાત કરે ત્યારે ત્યારે એ આવી જ વાત કરે. પ્રણિધાનને અને પ્રણિધાનને અનુસરતી પ્રવૃત્તિને મેળ એવો છે કે—પ્રણિધાન આવતાં એને અનુરૂપ પ્રવૃત્તિ વિના જીવને ચેન પડે નહિ એટલે, એ, પોતાને કયા કયા વિઘ્નો નડે છે તે શોધ્યા કરે અને એ વિઘ્નોને કેમ કરીને હઠાવવા તે પણ વિચાર્યા કરે. એને થાય કે—'જો હું પ્રણિધાન મુજબની પ્રવૃત્તિમાં રત બની શકું અને એમાં આડે આવતા વિઘ્નો ઉપર વિજય મેળવી શકું, તો મને કેવું સુન્દર ફળ મળે?' એ રીતિએ ફળના વિચારથી પણ એનો આત્મા પ્રમુદિત બની જાય પછી તો એને એમેય થાય કે—જો હું આ પામી જાઉં, તો હું અનેકોને આ પમાડયા વિના પણ રહું નહિ; કેમ કે—એ જેમ પોતાની પીડાને સમજતો હોય, તેમ જગતના બીજા જીવોની પીડાને પણ એ સમજતો હોય. એથી એને થાય કે—'શ્રી જિનનો અને શ્રી જિનના કહેલા માર્ગનો સંયોગ કોઈને પણ કરાવી દેવો, એના જેવો આ જગતમાં કોઈ બીજો ઉપકાર નથી'

**ખવડાવતાં ખાનારને ઝટ સમજાય :**

તમે એવા કોઈ સારા ગરીબ માણસને જોયો છે કે-જેને મન પોતાના દુઃખને ટાળવાની જેટલી ચિન્તા ન હોય, તેટલી પરાયા દુઃખને ટાળવાની ચિન્તા હોય ? કોઈ કોઈ એવા હોય છે. ધર્મ સમજેલા નહિ, છતાં કોઈનુંય દુઃખ એમને દુઃખી કર્યા વિના રહે નહિ. એવા માણસોને કોઈ કોઈ અવસરે એમેય થાય છે કે-'જો હું શ્રીમંત હોઉં, તો એકને પણ ભૂખ્યો સૂવા દઉં નહિ ! પણ લાચાર. મારી પાસે પૈસો નથી અને જેમની પાસે પૈસો છે તે મારી વાત સાંભળે એવા નથી.' એ રીતિએ જેનામાં પ્રણિધાનનો આશય પ્રગટ્યો હોય, તેનામાં વિનિયોગનો મનોભાવ પ્રગટે જેમ તેનામાં પ્રવૃત્તિ કરવાનો, વિઘ્નોને ટાળવાનો અને સિદ્ધિ મેળવવાનો મનોભાવ પ્રગટે, તેમ વિનિયોગનો ભાવ પણ પ્રગટે. આ વાત તેને ઝટ સમજાય, કે જે માણસ બીજાઓને, સગાં-સંબંધી નહિ એવાંઓને પણ, ખવડાવતાં ખવડાવતાં પોતે ખાતો હોય અને એથી જે આનન્દ આવે, તે આનન્દ જેને એકલા ખાતાં ન આવતો હોય. બીજાથી સંતાડીને પોતે જ ખાવાની વૃત્તિવાળાને આ ન સમજાય આપણે કહી આવ્યા તેવા પ્રણિધાન આશયને પામેલાને તો જેમ પ્રવૃત્તિનો, વિઘ્નજયનો અને સિદ્ધિનો વિચાર આવે, તેમ વિનિયોગનો વિચાર પણ આવે જ, કેમ કે-દુઃખના કારણનુંય જ્ઞાન થયું છે અને સુખના કારણનુંય જ્ઞાન થયુ છે ! અને એથી એને જેમ પોતે સાધુ બનવાની ઇચ્છા થાય, તેમ સૌ સાધુ બને તો સારું-એમ પણ એને થાય

**ભૂખનું દુઃખ**

એક સુખી માણસ એક વાર શ્રી સિદ્ધગિરિજીની યાત્રાએ ગયેલો. યાત્રા કરીને પાછા આવતાં એને એવી ભૂખ લાગી કે-ક્યારે ઠેકાણે પહોંચું અને ખાઉં, એમ એને થઇ ગયું. જીંદગીમાં કોઇ વાર એણે

'ભૂખનું' દુ:ખ આવું હોય છે તે જાણેલું નહિ, કેમ કે–ભૂખ જોર કરે તે પહેલાં તો એણે ખાઇ લીધું હોય અહીં તો એવું બનેલું કે–યાત્રામાં બહુ આનન્દ આવી ગયો અને એથી ભગવાનની ભક્તિમાં કેટલો સમય ગયો તેની ખબર રહી નહિ; યાત્રા કરીને નીચે ઉતરવા માંડ્યું ને કકડીને ભૂખ લાગી; એથી એને થયું કે–'ક્યારે ઠેકાણે પહોંચું અને ક્યારે ખાઉં !' પણ એ જ વખતે એને વિચાર આવ્યો કે–' હું તો નીચે ઉતરીશ એટલે ખાવાનું તૈયાર હશે, પણ જેમને આવી ભૂખ લાગી હોય અને ખાવાનું ઠેકાણું હોય નહિ, એવાની શી ગતિ થતી હશે ?' આવો વિચાર આવતાંની સાથે જ, એ પુણ્યવાને નક્કી કરી લીધું કે–' મારે આંગણે આવેલા કોઇ પણ ભૂખ્યાને કદી પણ ભૂખ્યો પાછો જવા દેવો નહિ ! આગણે માગવાને આવેલાને બીજું દેવાય કે ન દેવાય, તોપણ એને ખવડાવ્યા વગર જવા દેવો નહિ !' ભૂખના દુ:ખનો પોતાને અનુભવ થયો અને જીવ સારો, માટે એને પોતાના વિચાર સાથે ભૂખ્યાનો વિચાર પણ આવ્યો. તમે ખાવા બેસો ત્યારે તમને કોઈ ભૂખ્યો યાદ આવે ? પણ તમે કાઈ ખરેખરી ભૂખ લાગે તો જ ખાવું, એવા વિચારવાળા થોડા છો ? અને, ભૂખનું દુ:ખ અનુભવ્યું હોય, તે છતાં પણ હૈયે સારાપણું હોય તો જ બીજા ભૂખ્યાનો વિચાર આવે ને ? એ વિચાર આવે તો થાય કે–'હું જેમ મારી ભૂખ ભાંગવાનો પ્રયત્ન કરૂં, તેમ બીજા ભૂખ્યાની ભૂખ ભાગવાનો પ્રયત્ન પણ હું કરૂં.'

## આશયને ચેતનાવાળો બનાવવાનો પ્રયત્ન કરો !

અહીં આપણે વાત છે મોક્ષ મેળવવાની ભૂખની. સંસારમાં જ્યાં ને ત્યાં પાપ કેટલું બધું પ્રસરેલું છે એ સમજાય અને પાપથી તો દુ:ખ જ મળે, એ જેને સમજાયું હોય, તે સંસારથી છૂટવાને પોતે પણ ઇચ્છે અને બીજાઓ સંસારથી છૂટે એમ પણ ઇચ્છે. એટલે, સાધુ થવાનું પોતાને પણ મન હોય અને સૌ સાધુ

બને તો સારૂં એવું પણ એના મનમાં હોય. આ ઉત્તમ પ્રકૃતિવાળા જીવની વાત છે, કે જીવને હૈયે એક મોક્ષ જ મેળવવા યોગ્ય છે, એવી વાત બેસી ગઇ છે અને તે સાથે મોક્ષને પામવાને માટે શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલો રત્નત્રયીની આરાધનાનો માર્ગ જ સેવવા યોગ્ય છે–એ વાતેય જે જીવને હૈયે જચી ગઇ છે. આ પ્રણિધાનની વાત છે. આવો આશય તમારામાં પ્રગટ્યો ન હોય, તો એ પ્રગટાવવાનો પ્રયત્ન કરો! અને, જો આવો આશય તમારામાં પ્રગટ્યો હોય, તો એ આશયને ખૂબ ખૂબ ચેતનાવાળો બનાવવાનો પ્રયત્ન કરો! જે જીવો આવા પ્રયત્નમાં લાગી જાય છે, તે જીવોથી મોક્ષ બહુ કાળ છેટે રહી શકતો નથી. આ પ્રણિધાન આવે અને એ બહુ તાકાતવાન બની જાય તેમજ બીજો કોઇ તેવા કોઈ પૂર્વકૃત કર્મનો ભારે અન્તરાય નડે તેમ ન હોય, તો બહારથી સંસારનો સંગ છૂટ્યો ન હોય તોય કેવલજ્ઞાન પામી જવાય આ કાળમાં આ ક્ષેત્રે વીતરાગપણું વગેરે પમાય તેમ નથી, પણ સાધુપણું તો પમાય તેમ છે, કે જેના પરિણામે ગણતરીના ભવમા મોક્ષ મળ્યા વિના રહે નહિ સૌ કોઈ આ રીતિએ પોતાના મનને પલટાવો, આપણે કહી આવ્યા તેવા પ્રણિધાનના આશયને પામો અને એ પ્રણિધાનના યોગે પામવા જોગુ રત્નત્રયીનું સુન્દર કોટિનું આરાધન પામીને મોક્ષને પામો, એ જ એક શુભાભિલાષા.

સમ્પૂર્ણ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.